This Journal is meant for Members of the medical Profession only —

# આયુર્વેદ વિજ્ઞાન

વૈદક સિદ્ધાંતોને તુલનાત્મક દૃષ્ટિથી તથા અનુભવની દૃષ્ટિથી ચર્ચનારૂં માસિક

પુસ્તક ૭ ] પોષ ૨૦૧૫ જાન્યુઆરી ૧૯૫૯ [ અંક ]

नमामि धन्वन्तरिमादिदेवं सुरासुरैर्वन्दितपादपद्मम् ।
लोके जरारुग्भयमृत्युनाशम् धातारमीशं विविधौषधीनाम् ॥



धन्वन्तरिरिति ख्यातः आयुर्वेदविजयताम्



तदेव युक्तं भैषज्यं यदारोग्याय कल्पते ।
स चैव भिषजां श्रेष्ठो रोगेभ्यो यः प्रमोचयेत् ॥

આદ્ય તંત્રી : સ્વ. વૈ. શા. દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી
કાર્યવાહક તંત્રી : ડા. વૈ. શ્રી ગોપાલ મ. પરીખ
સહાયક તંત્રી : નવનીતલાલ મ. પંડ્યા, એલ. એ. એમ., ડી. એ. એસ. એફ. (મુંબઈ).
ઝંડુ ફાર્માસ્યુટિકલ વર્ક્સ, લિમિટેડ, તરફથી,
ગોખલે રોડ (દક્ષિણ) મુંબઈ ૨૮

## અનુક્રમણિકા



## વિજ્ઞપ્તિ

આયુર્વેદ વિજ્ઞાનનો આ અંક વાંચીને આપ જાણી શકશો કે આયુર્વેદના વિજ્ઞાનને સ્પષ્ટતા મૌલિક લેખોનો આમાં સમાવેશ કરવામાં આવ્યો છે

આયુર્વેદના જ્ઞાન અને પ્રચાર માટે વૈદ્યોને વણકના વિદ્યાર્થીઓને ઉપયોગી નીવડે તેવું આ માસિક છે સામાન્ય સ્વાસ્થ્ય કેમ પાળવુ અને રોગોથી કેમ બચવુ તે વિષે પણ આ માસિકમાં માર્ગ દર્શન કરાવવામાં આવે છે આ માસિક દર અંગ્રેજી મહીનાની પંદરમી તારીખે પ્રગટ થાય છે લવાજમ ફક્ત રૂ ૪–૦–૦ (પરદેશના રૂ ૬–૦–૦) ટપાલ ખર્ચ સહિત રાખવામાં આવ્યું છે લાઇબ્રેરીઓ દ્વારા આ માસિકનો બહોળો પ્રચાર થાય તે હેતુથી લાઇબ્રેરીઓ માટે લવાજમ ફક્ત રૂ ૩–૦–૦ રાખવામાં આવ્યુ છે અત્યારના આ જમાનામાં આ લવાજમ ઘણું ઓછુ છે છતાં આયુર્વેદની સેવા ખાતર અમોએ લવાજમ ઓછુ રાખ્યુ છે આશા છે કે આપ સર્વે વૈદ્ય બંધુઓ આ માસિકના ગ્રાહક જેમ બને તેમ જલદીથી થઈ જશો. તેમજ આપના બીજા ઇષ્ટ મિત્રોમાં તેનો પ્રચાર કરી વધુને વધુ ગ્રાહકો કરી મોકલશો અથવા વી પી થી અંક મોકલવા માટેના પત્ર લખશો એજ વિનતિ.


પત્રવ્યવહારનું સરનામું

તંત્રી

**આયુર્વેદ વિજ્ઞાન,**

**ઝંડુ ફાર્માસ્યુટિકલ વર્કસ લિ.**

ગોખલે રોડ (દક્ષિણ) મુંબઇ ૨૮

# આયુર્વેદ વિજ્ઞાન

प्रत्यक्षतो हि यद्दृष्टं शास्त्रदृष्टं च यद्भवेत् ।
समासतस्तदुभयं भूयो ज्ञानविवर्धनम् ॥

| | | | |
|---|---|---|---|
| પુસ્તક ૭ | આદ્ય તંત્રી સદ્‌ગત દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી | | પોષ ૨૦૧૫ |
| અંક ૯ | કાર્યવાહક તંત્રી શ્રી ગોપાળ મ પરીખ<br>સહાયક તંત્રી શ્રી નવનીતલાલ બ પંડ્યા | | જાન્યુઆરી ૧૯૫૯ |

ઝંડુ ફાર્મસી તરફથી

## વીર્યસ્રાવ

લેખક—શ્રી નવનીતલાલ બી. પંડ્યા–મુંબઈ

હાલના જમાનામાં આ વ્યાધિથી ઘણા યુવાનો સપડાયેલા હોય છે તેમાંના ઘણા ખરા તો સ્વપ્નદોષ એ શું છે તે સમજતાજ નથી હોતા સ્વપ્નમાં–નિદ્રા અવસ્થામાં શુક્ર ધાતુનું અનૈચ્છિક રીતે મૂત્રમાર્ગે જવું તેનું નામ સ્વપ્નદોષ છે આ શુક્ર એ શું વસ્તુ છે તે પ્રથમ જાણવાની જરૂર છે

### વીર્યસ્રાવની વ્યાખ્યા —

પિશાબની સાથે વીર્ય પડે, સ્વપ્નાવસ્થામાં વીર્ય જાય, કિંચિત મનોવિકારથી વીર્ય સ્ખલીત થાય તેને વીર્યસ્રાવ કહે છે

ઝાડાની કબજીઆતથી બહુ કરાજવાથી વીર્ય પડે છે તરૂણ અવસ્થાએ પહોંચ્યા પછી દશ પંદર દિવસના અંતરે સ્વપ્નમાં વીર્ય સ્ખલીત થાય એ સ્વાભાવિક છે તેને વ્યાધિ સમજવો નહીં પણ આઠ દિવસની અંદર વારંવાર થાય તો તે વ્યાધિરૂપ થઈ પડે છે હાથરસને લીધે કોઈને વીર્ય ઝમ્યા કરે છે વિષયયુક્ત વાતોથી કે વાચનથી આ રોગની ઉત્પત્તિ થાય છે સૂક્ષ્મદર્શક યંત્ર વડે જોતા પિશાબમાં વીર્યના પરમાણુ માલમ પડે છે અને વીર્યમાં નબળ પુષ્ટીજ જોવામાં આવે છે

આપણા શરીરને ધારણ કરનારી સાત ધાતુઓ છે જે રસ, રક્ત, માંસ, મેદ, અસ્થિ, મજ્જા અને વીર્ય આ સાતે ધાતુઓ આહારમાંથી ઉત્તરોત્તર પરીણમે છે જેવી જાતનો (સાત્વિક, રાજસ, તામસ) આહાર આપણે લઈએ છીએ તે પ્રકારે ધાતુ પણ પેદા થાય છે આ ધાતુઓ બાલપણથી વૃદ્ધાવસ્થા સુધી દરેકના શરીરમાં ઉત્તરોત્તર વધે છે નાના બાળકોના શરીરમાં પણ શુક્ર તો હોય છે પણ જેમ ફુલની કળીમાં રહેલી સુગંધી ગુપ્ત હોય છે પણ ફુલ ખીલ્યા પછીજ તે સુગંધી પ્રત્યક્ષ થાય છે તેવી રીતે બાળકોના શરીરમાં પણ શુક્ર ધાતુ હોય છે પણ યુવાવસ્થા પ્રાપ્ત થયા સિવાય આ શુક્ર ધાતુ શરીરમાંથી બહાર નીકળી શકતી નથી

અને અગર નીકળે છે તો અપકરદશામા જે શરીરને રોગી બનાવે છે

આ શુક્રધાતુને ૨૦-૨૫ વર્ષ સુધી ધારણ કરી રાખવી જોઇએ ધારણ કરવું એટલે બ્રહ્મચર્ય પાળવું અને આ પ્રમાણે પૂર્ણ બ્રહ્મચર્ય પાળવાથીજ શરીરમા ઓજ પ્રગટ થાય છે અને તેથી શરીર નીરોગી, અને તેજસ્વી રહી શકે છે મનની સ્થિરતા સાધી શકાય છે અને ત્યારેજ સસારસુખ મેળવી શકાય છે

આ શુક્રધાતુનો અનૈચ્છિક સ્રાવ થવામા મનોવિકાર એ મુખ્ય વસ્તુ છે માટે મનને હમેશા કામવાસનાથી વચિત થવા દેવુ નહીં ૨૦-૨૫ વષ સુધીનો સારી મિત્રતાવાળો સહવાસ, સદ્‌વિદ્યા, ઉદ્યોગોમા પ્રવૃત્તિ રાખવી સ્ત્રીસ્વરૂપનુ વર્ણન, શગારી વાતો નાટક, સીનેમા એ સ્વપ્નદોષ થવાનું હાલના જમા નામા મુખ્ય કારણ છે માનસશાસ્ત્રનો નિયમ છે કે દિવસના ચયેલા, જોયેલા અને સાભળેલા દરેક કાર્યોની વિચારણા નિદ્રા અવસ્થામા ફરી થાય છે અમુક બાબતો જ્ઞાનત તુઓને વધારે ઉત્તેજીત કરે છે પરિણામે વિષયવાસનાની વિચારમાળાઓ વિષયવાસનાના કેન્દ્રને ઉશ્કે રીને સ્વપ્નસ્રાવ કરાવે છે અશ્લીલ સાહિ ત્યનું વાચન, દર્શન, શ્રવણ અને મનન એ સ્વપ્નદોષનુ મુખ્ય કારણ છે અસલના વખ તમાં સગીત, નૃત્ય, નાટક વગેરે હતું પણ હાલના જમાનામા જે પ્રકારનું નતિક અધ પતન કરનાર સાહિત્ય જોવામાં આવે છે તે પ્રકા નુ નહતું હાલ તો સ્ત્રીઓની સુદરતાની હરીફાઇનુ બજાર ભરાય છે શરીરના અગો વિકૃત સ્વરૂપે દેખાય તે બ્રતના સીનેમામા નૃત્યો દેખાડાય છે આ બધુ વાસનાને ઉશ્કેરનારૂ જ કહી શકાય સીતાની સુંદરતા અને દ્રૌપદીની સુદરતાને લીધે જ રામાયણ અને મહાભારતના ગ્રંથો રચાયા હતા

કામશાસ્ત્ર એ પણ વિજ્ઞાનની દૃષ્ટિએ એક શાસ્ત્ર છે વિજ્ઞાનની રીતે જરૂરનો વિકાસ થવો જોઇએ વાત્સ્યાયનનુ કામસૂત્ર અને અભિનવ કામસૂત્ર એ ભારતની અણમોલ ચીજ છે પણ તે શાસ્ત્ર ઋષિમુનિઓએ વિજ્ઞાનની દૃષ્ટિએ ખેડેલું શાસ્ત્ર હતું વાસના સતોષવાની દૃષ્ટિએ નહીં

(૨) ખોરાક —હાલનો ખોરાક એ પણ સ્વપ્નદોષનુ કારણ છે તીખા તમ તમતા તામસ ગુણોયુક્ત આહાર શુક્ર ધાતુનો સ્રાવ કરનારા છે હાલમા મુબઈ જેવી મોહ મયી નગરીમા જીભના સ્વાદુલતાવાળા લોકો અનેક પ્રકારની બજારૂ ખાદ્ય-પેય સામગ્રીનો ઉપયોગ કરી પોતાની તદુરસ્તી બગાડી રહ્યા છે જુહુના દરીયા કિનારે પરદેશીઓની નકલ કરીને તેઓની માફક અધનગ્ન અવસ્થામા પશુઓની માફક રખડવું એ આજના ઘણા યુવાન યુવતીઓની ફેશન થઈ પડી છે પર દેશીઓ શીતકટીબધમાં રહેનારાઓ છે તેઓની સ્ત્રીઓમા વાસના ઉત્કૃષ્ટ હોય છે જ્યારે પુરૂષોમા તેટલા પ્રમાણમા હોતી નથી પરિણામે તેઓને એ પ્રકારનો આહાર વિહાર જરૂરી હોય છે હિ દુસ્થાન ઉષ્ણ-સમશી તોષ્ણ કટીબધનો પ્રદેશ છે ત્યા તેઓના જેવું આંધળીયું અનુકરણ ન થઇ શકે અને જો કરવામા આવે તો તેનુ પરિણામ ઉલ્ટુ જ આવે છે માટે આહાર અને વિહાર એ સ્વપ્ન દોષનાં મુખ્ય કારણ છે

આજ કાલના કેટલાક યુવાનો એમ માને છે કે શરીરમા બહુ ધાતુ વધી જશે તો બ્લડપ્રેશર થઇ જશે અગર નપુંસકત્વ પ્રાપ્ત થશે આ સમજણ તદ્દન ખોટી છે અજ્ઞાની જુવાનીઆઓ આવી માન્યતાને વશ થઈ અમુલ્ય વીર્યનો ક્ષય કરી પોતાના ભવિષ્યની આયુષ્યની દોરી પોતાના હાથે તોડે છે વિષય વાસના જ એક એવી વસ્તુ છે કે જેમ જેમ તેને ભોગવતા જાય તેમ તે વધતી જાય છે ઘટતી નથી

યુવાની, ધનસપત્તિ, પ્રભુત્વ, અને અવિવેકીપણું આ ચારે વસ્તુ કેટલાક યુવાનોમા એકત્ર હોય છે પરિણામે તે કામી જુવાનીઆઓ પરસ્ત્રી સુખમા પ્રવૃત્ત થઈ જાય છે અને જો પરસ્ત્રી ન મળે તો મુઠી મૈથુન Master bation થી શુક્રનો નિપાત કરે છે આ હાનીકારક ટેવમા તો તે એવા ફસાઈ જાય છે કે ૨૫ થી ૩૦ વર્ષની ઉમરે તેઓને આ સસાર દુ ખ રૂપ દેખાવા લાગે છે જે યૌવન અવસ્થામા ધાતુની વૃદ્ધિ પુષ્ટિ કરવાની હોય છે, જે અવસ્થામા શરીર નીરોગી સશક્ત રાખી ભવિષ્યની જીદગી દીર્ઘાયુષ્ય સાથે સુખમય વિતાવવાની હોય છે તેને પહેલી અવસ્થામા જ બરબાદ કરી દે છે અરધી જીદગી સુધી મેળવેલી રકમના વ્યાજમા ભવિષ્યની જીદગીમા નભાવવાનું હોય છે તેને બદલે અરધી જીદગી પ્રાપ્ત થતામાજ મુદ્દલ રકમ પણ નષ્ટ કરી નાખે છે વીર્ય નાશ કરનારને અયોગ્ય વર્તનથી શરીરને અનેક પ્રકારના ભયકર રોગના ભોગ થવુ પડે છે જેમકે આક્ષેપક, હીસ્ટેરીયા, ક્ષય, શ્વાસ, નપુંસકત્વ, અગ્નિમાદ્ય, અનિદ્રા, બાયલાપણું, બીકણપણું વગેરે પ્રાપ્ત થાય છે

આ સ્વપ્ન દોષ થવામા આહાર અને વિહાર ઉપરાત બીજો એક શારીરિક રોગ પણ છે જે છે કબજીઆત વારવાર કબજીઆત થવાના કારણે મળાશયનું શુક્રાશય ઉપર દબાણ થવાથી તે સ્થાનના જ્ઞાન તતુઓ ઉશ્કેરાઇને દોષ કરે છે

લક્ષણો ૧—આ પ્રમાણે વારવાર સ્વપ્ન દોષ થવાથી પાચન શક્તિ મદ પડે છે જે ધાતુક્ષીણ પુરૂષની પાચન શક્તિ મદ થાય છે તેને અનુલોમ કે પ્રતિલોમ ક્ષય પણ લાગુ પડે છે પાચન શક્તિ મદ પડવાથી જો પૌષ્ટિક પદાર્થો ખાય તો તેનો કોઠો બગડી જઇ મદાગ્નિનું દરદ વધે છે અને તેથી લોહી માસ વગેરે ધાતુઓની ઉત્તરોત્તર પ્રગતિ થતી નથી માટે તેવા નબળા માણુસે પ્રથમ હમેશના ખોરાકમા નિયમિત રહેવું કાચુ કોરૂ, બજારની મીઠાઈ, ચેવડા, ભજીઆ ગાઠીઆ, મગફળી વગેરે જે આવ્યુ તે હોજરીમા નાખવુ નહીં પણ ઘરમા બનાવેલો સાદો અને હલકો ખોરાકજ ખાવો

(૨) વારવાર સ્વપ્ન દોષ થવાના કારણે કોઠનો વાયુ પણ પ્રકોપ પામે છે અને તેથી પાચન શક્તિ ઓછી થાય છે ફેફસા નિર્બળ બને છે મગજ ખાલી પડે છે ભ્રમ, ચકરીનો રોગ થાય છે માથુ તપે છે, નિદ્રા ઓછી આવે છે સ્મરણ શક્તિનો નાશ થાય છે સ્વભાવ ચીડીઓ બને છે ચાલતા ચાલતા શ્વાસ ચડે છે વીર્ય એકદમ ઓછું ઉત્પન્ન થાય છે શરીર ફીકકુ તેમજ એકદમ નિરૂત્સાહી બને છે કેટલાક માણુસોને વાઈ,

અપસ્માર, હીસ્ટેરીઆ, અર્ધાંગવાયુ ક્રોધ, સુઆરો, નેત્રની ક્ષીણ દષ્ટિ બહેરાપણું, ગળાનો સોજો, સ્વરભંગ, દમ, છાતીનો દુખાવો, છાતીના ધબકારા, ખાસી, આંતરડાનો સોજો, ઉરક્ષત, ક્ષય, પાંડુ તથા સુખ અને હૃળતા અર્શ થાય છે કેટલાક ધાતુક્ષીણ પુરુષોને પેશાબમા ઘટ્ટ પ થઈ જવો, ઇંદ્રિયનું શિથિલ પણું, વૃષણ વૃદ્ધિ, નપુંસકપણું, વીર્યનું પાત ળાપણું, પક્ષાઘાત, કમરનો દુખાવો વગેરે દરદો પણ થાય છે

એ માણસનું મન ઉદાસ બને છે સંસાર પર કંટાળો ઉપજે છે અને વીર્યમા સંતાન ઉત્પન્ન કરનાર બીજક (Spermatozoa) નો અભાવ થાય છે મૂર્ખપણે વીર્યની બરબાદી કરનાર પુરુષોને ઉપરમાના કોઈ ને કોઇ વ્યાધિનો ભોગ સદાને માટે થવું પડે છે

પુરુષોને જે રીતે ધાતુસ્રાવ થાય છે તેવી રીતે સ્ત્રીઓને પણ ધાતુસ્રાવ થાય છે અને તેના કારણો પણ પુરુષોની માફક છે માનસિક વિષય વાસનાના વેગે અશ્લિલ સાહિત્યનું વાચન, મનન શ્રવણ અને દર્શન એ મુખ્ય છે તે ઉપરાંત તેઓમા પણ સુધિ મૈથુનનો ગોઝારો ચેપ વધતો જાય છે પરિણામે તેઓને ધાતુક્ષીણતાના વ્યાધિ થાય છે સ્ત્રીઓની યોનીમાથી આકસ્મિક વહેતો શ્વેત પ્રદર તેજ આ છે તેઓને શ્વેત પ્રદર, રક્ત પ્રદર, સોમરોગ, ગર્ભાશયની નબળાઇ, ગર્ભાશયની ગર્ભધારણ કરવાની અશક્તિ, વાઈ, હીસ્ટેરીયા, દમ ખાસી, દુબળતા, મંદાગ્નિ, કમરની પીડા વગેરે દરદો થાય છે

ઉપચાર —રોગ થતાની સાથેજ પદ્ધતિસર શક્તિ લાવવાનો ઉપાય કર્યો હોય તો ધારેલો લાભ જરૂર મેળવી શકાય પણ કામી માણસોને તેવો લાભ મળવા છતાં તે તેઓને તેવોજ રહે છે જુવાની અવસ્થા, વિચાર કરવાની ઓછી બુદ્ધિ મનનું વિષય વાસના તરફનું વલણ એ ધાતુ ક્ષીણ પુરુષને વધારે નષ્ટ કરનારૂ છે ક્ષય રોગમા વિષય વાસના ઉત્કૃષ્ટ હોય છે અને તે જ કારણે ઘણા યુવાનો ક્ષય રોગમા નાશ પામે છે ક્ષયના રોગના લક્ષણમા શાસ્ત્રમા રિરંસુ શબ્દ લખેલો છે રીરંસુ એટલે અતિભોગની ઇચ્છા આ રોગને દૂર કરવા માટે ઉપર કહેલા બધા જે જે કારણો હોય તેને પ્રથમ દૂર કરવા રોગ ઉત્પન્ન થવાના કારણને દૂર કરવાથી રોગ અડધો મટી જશે પ્રથમ રોગ મટાડવા માટેના ઉપચાર કરવા રોગ મટયા પછી લોહી સુધારવાના ઉપચાર કરવા અને છેવટે ધાતુવર્ધક ઔષધસેવન કરી બ્રહ્મચર્ય પાળી, શરીરમા ધાતુવીર્યનો જમાવ કરવો શરીર પુષ્ટ વીર્યયુક્ત જણાય ત્યારપછી સંભાળ પૂર્વક તેનો વ્યય કરવો દર વર્ષે શિયાળામા-ઠંડી ઋતુમા શક્તિવર્ધક ભસ્મ, ઔષધ પાક વગેરે ખાધા કરવું કોઈપણ આહાર વિહારના કારણે કંઇ પણ રોગ થઈ આવે કે તુરતજ તેનો ઉપચાર કરવો

આ દરદીઓએ બહારની છાપાઓની શુકસ્તંભક અને કામોત્તેજક દવાઓથી ભોળવાઈ ન જવું જોઇએ તેવી દવાઓથી લાભ કરતા નુકશાન વધારે થાય છે

આ રોગની ચિકિત્સાના મુખ્ય બે વિભાગ પાડી શકાય—(૧) બાહ્ય, (૨) આભ્યંતર

(૧) બાહ્યચિકિત્સા :— કટીપ્રદેશ સુધી પાણીથી સ્નાન કરવું ભગજના પાછળના

ભાગને પણ ઠંડા પાણીની ધારા કરી ઠંડો કરવો નદીસરોવરમા જઈ શકાય તો ત્યા જઇ રોજ ૦।–૦।।–કે ૧ કલાક કમર પુર પાણીમા બેસી રહેવુ અથવા ઘેર એક મોટા તપેલામા ઠંડુ પાણી ભરી તેમા બેસવુ ડુટીની નીચેના ભાગમા ઠંડા પાણીની ધારા કરવી ઇન્દ્રિય ઉપર જામેલા મળને દૂર કરવો આ પ્રમાણે કરવાથી શરીરની અશુદ્ધિઓ દૂર થશે અને ઉશ્કેરાયેલા જ્ઞાનતંતુઓ શાંત થશે

(૨) આભ્યંતર —પ્રથમ જો કબજીયાત મુખ્ય કારણ હોય તો હરરોજ ત્રીફળા તો ૦ સવારસાજ ઠંડા પાણી સાથે લઈ કોઠ શુદ્ધિ કરવી ત્યારબાદ શુક્ર સ્રાવ થતો બંધ કરવા શુક્રશોધક, શુક્રશોષક, અને શુક્રસ્તંભક ઔષધો શાસ્ત્રમા બતાવ્યા છે તેનો ઉપયોગ કરવો, એકાંતવાસ ત્યજવો, ધાર્મિક પુસ્તકોનું વાચન કરવું સારી સંગતિ કરવી, ખરાબ વિચારો મગજમા પેસવા ન થવા દેવા

---

## આયુર્વેદીય રક્તપરીક્ષા—BLOOD-EXAMINATION

લેખક —ડી કે પાઠક, આયુર્વેદાચાર્ય, આ રિ વૈદ્ય ગે ડ યુ પી આ રીસર્ચયુનિટ-વડોદરા

નવેમ્બર ૧૯૫૮ના આયુર્વેદ વિજ્ઞાનમા વૈદ્ય શાસ્ત્રી મણીશંકર કાનીદાસ યાનિક હળવંકર રાજકોટવાળા લેખકનો રક્ત પરીક્ષા (Blood Examination) શિર્ષક હેઠળ લેખ પ્રસિદ્ધ થયો હતો, જેના અનુસંધાનમા આ લેખ આયુર્વેદ ઉપાસક વૈદ્યમિત્રોને ઉપયોગી માહિતી માટે લખી રહ્યો છુ

વૈદ્યરાજ મણીશંકરજી આપે રક્તની પ્રાયોગિક પરીક્ષા વિશે જે થોડુ માર્ગદર્શન આપ્યું તેમા પરીક્ષણની એક પણ રીત નથી તેમજ એલોપથીની એક પણ પરીક્ષણ પદ્ધતિ બતાવી નથી અને બતાવી હોત તો વૈદ્ય મિત્રોને એનો ઉપયોગજ શો થાત? કારણ આયુર્વેદમા આવું કોઈ રક્ત પરીક્ષણજ નથી, અને જે કદાચ આયુર્વેદમા છે તેજ જો લખ્યું હોત તો વિશેષ ઉપયોગી થઇ શકત આપે લેખ આયુર્વેદ વિજ્ઞાનમા અને રક્ત પરીક્ષણ શિર્ષક હેઠળ આપ્યો જ્યારે લખાણમા પરીક્ષણનું નામ માત્ર નહિ ફક્ત એલોપથીમા જે રક્તનુ પૃથક્કરણ છે તેજ તમોએ લખ્યુ છે

વૈદ્ય મિત્રો આપે બતાવેલ પૃથક્કરણ વાચે તો પણ તેમને ચિકિત્સામા શો ફાયદો? કારણ કે વૈદ્ય મિત્રો, આયુર્વેદિક ચિકિત્સકો જ્યારે પૃથક્કરણ એલોપથીનુ જ્યારે એલોપથીનુ જ્ઞાન ધરાવનારાઓને તો આથી પણ વિશેષ જ્ઞાન હોય છેજ

હવે તો આપણે આયુર્વેદમાં રક્તનુ પરીક્ષણ કેમ કરવું રક્ત કેમ દુષિત થાય છે રક્તના દુષિત થવાથી કયા વ્યાધિઓ થાય છે તથા કયો દોષ છે વિગેરે જાણી રોગો કેમ મટાડવા તેજ વિચારવાનુ છે

દરેક રોગમા રક્ત પરીક્ષણની જરૂર હોતી નથી પણ જ્યારે શીતોષ્ણ સ્નિગ્ધ

रुक्षाद्यै रुपक्रान्ताश्च ये गदा । सम्यक् साध्या न सिध्यन्ति ते हि रक्त प्रकोपजा । अष्टांग सूत्रस्थान २७

શીત ઉષ્ણ સ્નિગ્ધ રૂક્ષ આદિ ચિકિત્સા કરવાથી સાધ્ય રોગો પણ સિદ્ધ ન થાય ત્યારેજ રક્તજ પ્રકોપનો ખ્યાલ કરવામા આવે અને રક્ત પરીક્ષણની જરૂર પડે એ સિવાય બીજા રક્તજ વ્યાધિઓ તો આયુર્વેદ શાસ્ત્રમા બતાવેલાજ છે તેમા પણ રક્ત કયા દોષથી દુષિત થયું છે તે જાણવા માટે પરીક્ષણની જરૂર ખરી જેમકે

विसर्प विद्रधि गुल्मप्लीह अग्नि सदन ज्वरान् मुख नेत्र शिरो रोग मद तृड् लवणास्यता कुष्ठवातास्त्र पितास्र कट्वम्लो द्गीरणभ्रमान्

( અષ્ટાંગ સૂત્ર ૨૭ તથા ચરક સૂત્ર ૨૮ )

આ રીતે રક્તજ વ્યાધિઓ બતાવવામા આવ્યા છે તદઉપરાત પણ રક્ત પરીક્ષણની જરૂર પડે છે જેમકે રક્તપિત્તમા જીવરક્ત છે કે પિત્ત છે તે જાણવા માટે, જ્યારે વમન વિરેચનના અતિયોગમા, રક્તાતિસારમા, ત્યારે જીવ રક્ત વહિ જાય ત્યારે જીવ રક્ત છે કે પિત્તાદિ દોષ યુક્ત બીજા દોષો છે તે જાણવા માટે રક્ત પરીક્ષણ બતાવ્યુ છે જેમકે રક્તપિત્તનુ રક્ત —

तेनान्न मिश्रित दद्या द्वायसाय शुनेऽपिवा भुङ्क्ते तच्चेद्वदेज्जीव न भुङ्क्तेपित्तमादिशेत् वा शुक्लं वा भावित वस्त्रमावानी कोष्ण वारिणा प्रक्षालित विवर्ण स्यात्पित्ते शुद्ध तु शोणिते

चरक चिकित्सा ६-श्लोक ७९, ८०

सुश्रुत चिकित्सा-२४-श्लोक १०

આ પણ સિધો સાદો આયુર્વેદનો રક્ત પરીક્ષણનો પ્રયોગ છે જે રક્ત પરીક્ષણમા ઉપયોગી છે તે સાથે સાથે શુદ્ધ રક્ત જાણવાની જરૂર છે જેમકે

मधुर लव किंचिदशीतोष्णमसहतम् पद्मेन्द्र गोप हेमावी शश लोहित लोहितम् लोहित प्रवदेच्छुद्ध तनोस्तेनैव च स्थिति

અષ્ટાંગ સૂત્ર ૨૭

इन्द्रगोप प्रतिकाशमसहतमविवर्ण च प्रकृतिस्थ

સુશ્રુત અ० ૧૪

આ રીતે શુદ્ધ રક્ત જાણવામાં આવે અને પછી દુષ્ટ રક્તના લક્ષણો જાણવામા આવે તોજ આયુર્વેદિક રક્ત પરીક્ષણ ઉપયોગી થઈ શકે

હવે આપણે દુષિત રક્તનો વિચાર કરીએ તો જણાશે કે વાત પિત્ત અને કફ એ ત્રણેજ રક્ત દુષિત કરનારા છે અને તેનાથીજ રક્ત દુષિત થાય છે તથા રક્તજ વ્યાધિઓ હોય તોજ રક્ત પરીક્ષણની જરૂર પડે, અને જેથી રક્ત કયા દોષથી દુષ્ટ થયું તે જાણી તે દોષાનુસાર રક્ત રોગની ચિકિત્સા કરવામા આવે તો રોગ શિઘ્રતાથી મટી જાય જેમકે –

वातदुष्ट शोणित=अरुणाभम विशदम् फेनिल तनु

(ચરક સૂત્ર ૧૪)

श्यावारुण रुक्ष वेगस्रावी फेनिल

(અષ્ટાં । સૂ. ૨૭)

फेनिल अरुण कृष्ण परुष तनु शीघ्रगम स्कन्दि

(સુશ્રુત સ ૧૪)

पित्त दुष्ट लक्षण = पित्तासितम् औष्ण्यात् चिरेणस्त्यायति (ચરક)

पित्तसितम् विस्रमस्कन्दौष्ण्यात स चन्द्रकम्

(અષ્ટાંગ)

नीलपीत हरित श्याव विच्छमनिष्ट पिपीलि मक्षिकाणाम् (सुश्रुत)
कफ दुष्ट शोणित = इषत्पाण्डुपिच्छिल तन्तुम द्धनम् अस्कन्दि (चरक)
स्निग्ध पाण्डु तनु पिच्छिलम् घनम् (चरक)
गेरिकोदक प्रतिकाश स्निग्ध मासपेशी प्रभ (सुश्रुत)
ससृष्ट = ससृष्टलिङ्गम्
सन्निपात दुष्टशोणित लक्षण=मलिन् आविलम् (अष्टांग)
काञ्जिकाभ (सुश्रुत)

આ રીતે આપણે જોઈએ તો રક્તમા કયો દોષ પ્રકુપિત છે અથવા કયા કયા દોષથી રક્ત દુષિત થયુ છે તે જાણી શકાય

આ તો શાસ્ત્રની વાતો થઈ કે જે કાઈ આયુર્વેદ શાસ્ત્રમા છે અને આપણે આયુર્વેદના વૈદ્ય મિત્રો જાણીએ છીએ જ્યારે આમા નવા વિચારો શું હોઈ શકે તે જ જણાવવાની રજા લઉ છુ

શુદ્ધ રક્તનો દાખલો લઈએ તો ત્રણે ચરકાદિ ઋષિઓએ જુદા જુદા પ્રમાણો આપીને બતાવ્યુ છે એનો અર્થ એ છે કે કોઈ ઋષિએ વાત પ્રકૃત્તિવાળાનુ શુદ્ધ રક્ત જોયું હોય, અને કોઈ ઋષિએ પિત્ત પ્રકૃતિવાળાનુ શુદ્ધ રક્ત જોયુ હોય, અથવા કોઈ ઋષિએ કફ પ્રકૃત્તિવાળાનુ શુદ્ધ રક્ત જોયુ હોય, અને તેના પ્રમાણો વર્ણો આપ્યા હોય જ્યારે ચરક જેવા ઋષિએ ત્રણે પ્રકૃત્તિવાળાનુ શુદ્ધ રક્ત જોયુ હશે જેથી જ આવા ઘણા પ્રમાણો ચરકમા શુદ્ધ રક્તના બતાવ્યા છે હુ તેને મારી બુદ્ધિ પ્રમાણે પ્રકૃત્તિસ્થ શુદ્ધ રક્તમા વિભાગ કરૂ છુ જો કદાચ આપને મજુર ના હોય તો ના જણાવશો પણ જરા વિચારજો એની પ્રાર્થના છે વાત પ્રકૃતિ શુદ્ધ રક્ત લક્ષણ=ઇન્દ્રગોપ–ગુન્જાફલ જેવું પિત્ત પ્રકૃત્તિ શુદ્ધ રક્ત લક્ષણ=તપનીય–પન્ન જેવું કફ પ્રકૃત્તિ શુદ્ધ રક્ત લક્ષણ=અલક્ત જેવું ઉપરના બેઠ ત્રણેના મિશ્ર શુદ્ધ રક્તના પ્રમાણોમા ગુચવાડો ઉભો ન થાય તે માટે આ રિતે સમજીએ તો જરા ઠીક લાગે ખરૂ તેજ રિતે મે દુષ્ટ રક્તનો વિચાર વાત પિત્ત કફ પ્રકૃતિઓના આધારે ત્રણ ત્રણ રીતે કર્યો છે કારણ ઋષિઓએ જુદા જુદા લક્ષણો વાળુ વાત દુષિત રક્ત હોય એવો જ ઉલ્લેખ કરેલો છે જ્યારે તેઓના આતરિક વિચારો તો વાત પ્રકૃતિવાળો માલુમ હોય અને પિત્ત દુષ્ટ રક્તના લક્ષણો હોય, તેજ રીતે વાત પ્રકૃત્તિ હોય અને વાત દુષ્ટ રક્ત, કે કફ દુષ્ટ રક્ત હોય, તો સામા ય બેઠ પડે જ અને એ પ્રમાણે પડયો છે એમ શાસ્ત્રની રચના જોતા દ્રષ્ટિગોચર થાય છે અને તે પ્રમાણે મારી બુદ્ધિમા જે યોગ્ય લાગે તે વિચારના અતે લખુ છુ ભુલયુક્ત હોય તો જણાવશો જેમકે વાત પ્રકૃતિવાળાનુ વાત દુષ્ટ રક્ત વાત દુષ્ટ વર્ણ કૃષ્ણ ( બ્લેક કલર ) હોય છે પિત્ત પ્રકૃતિવાળાનુ વાત દુષ્ટ રક્ત શ્યાવ ( સ્લેટ કલર ) હોય છે કફ પ્રકૃત્તિ વાળાનુ વાત દુષ્ટ રક્ત અરૂણ (કોમચેલો કલર ) હોય છે

તેજ રિતે કફ દુષ્ટ વર્ણ

વાત પ્રકૃત્તિવાળાનુ કફ દુષ્ટ રક્ત ગૈરિકોદક પ્રભ (કોમ ઓરેન્જ) હોય છે પિત્ત પ્રકૃત્તિ વાળાનુ કફ દુષ્ટ રક્ત ઇષત્પાણ્ડુ ( ગેરૂ

ચે કલેટ) હોય છે કફ પ્રકૃત્તિવાળાનુ કફ દુષ્ટ રક્ત પાણ્ડુ (રોનેના કલર) હોય છે

તેજ રિતે પિત્ત દુષ્ટવર્ણ

વાત પ્રકૃત્તિવાળાનુ પિત્ત દુષ્ટ રક્ત પીતા સ્તિમ શ્યાવ (નેપ સ ચેલો) હોય છે પિત્ત પ્રકૃત્તિવાળાનુ પિત્ત દુષ્ટ રક્ત(લિમન ચેલો) હોય છે કફ પ્રકુતિવાળાનુ પિત્ત દુષ્ટ રક્ત નીલ હરિત (બ્લ્યુ–ગ્રીન) હોય છ

ઉપર પ્રમાણેના ભેદો શાસ્ત્રોના મિશ્ર લક્ષણો હોવાને લીધે પાડવામા આવ્યા છે આથી વિશેષ પણ દોષોની અશાંશ કલ્પના કરી ભેદો પાડવાની જરૂર ખરીજ જે પાડવાનુ કામકાજ ચાલુ છે

આયુવેદ આ રીતે શુદ્ધ રક્ત કયા કયા દોષોથી દુષ્ટ થાય છે, અને તે દુષ્ટ થવાથી કયા કયા રોગો થાય છે, તે જણાવે છે જ્યારે આજની પાશ્ચાત્ય એલોપથી રક્તનુ પૃથક્કરણ કરી તેમા શું શું છે, અને તે કેટલા કેટલા પ્રમાણમા અને તેના વધઘટથી કયા કયા રોગો થાય છે તેટલુજ બતાવે છે યારે એલોપથી રક્તમા જીવાણુઓ હોય છે ભ્રમણ કરે છે તે જ રીતે આયુર્વેદ પણ રક્તમા જીવાણુઓ હોય છે અને તેનાથી વ્યાધિઓ થાય છે એમ માને છે જેમકે શોણિતજા ક્ષ્મય ચરક વિમાન–૭ શોણિતનાના પુચ્છે સમાન જે કૃમિઓ રક્તના જીવાણુઓ સાથે સરખાવી શકાય સિરાસ્નાયુ માંસતરુણાસ્થિ ભક્ષણ (ક્ષય) કરે છે જેને એલોપથી થીયરીના બધી જાતના T B ના જવાણુઓ સાથે સરખાવી શકાય તેજ રીતે ન્યુમોનીયા–Pneumonia સિફિલિસ-Syphylis ગોનોરીઆ Gonoria મેને જાઈટીસ Meningitis,લેપ્રસી Leprosy આદિ રોગોમા શુ આયુવેદના રક્તજકૃમિઓ નથી શુ ? પણ આયુર્વેદના કમનસીબે જ આપણે પાશ્ચાત્યોના નવા ૨ગઢગ પાછળ આકર્ષાયા અને આપણાજ આયુર્વેદનો તિવ્ર બુદ્ધિથી વિચાર ન કર્યો હજુ પણ આપણી પાસે ઔષધો છે આયુવેદમા નિદાન માટે રોગ જાણવા માટે લક્ષણો જેવી અમુ ય વસ્તુઓ પડી છે જો આપણે એક એક શબ્દ એક એક લક્ષણ અને એક એક ઔષધ પ્રત્યે ઉડો ઉડો વિચાર કરીશુ તો જરૂર આપણે આપણુ આયુવેદ સાચવીશુ જે આપણને પણ સાચવશે

તદઉપરાત શુદ્ધ રક્ત તેમજ દુષ્ટરક્ત ઓળખવા માટે પ્રકૃતિ પ્રમાણે ત્રણ ભેદો પાડીને સમજીએ છીએ તેજ રીતે ઋષિઓએ ફક્ત રક્ત જોયુ પણ તે કયા અગનુ જોયુ કેવી રીતે જોયું હૃદય તરફ જતી ધમનીનું જોયું કે હૃદયમાથી નીકળતી આટરીનુ જોયું તે લખ્યું નથી એટલે કે રક્ત ગમે તે અગનું કઇ પણ નિર્દેશ વગર જોયુ અને રોગના લક્ષણોમા ભેદપૂર્વક શકાઓ ઉપસ્થિત થઇ જે આપણે નીચે પ્રમાણે જોઇએ તો

પણ સમજી શકાય તેમ છે —

| | ૧ ( ધમનીસ્થ રક્ત ) | ૨ ( શિરાગત રક્ત ) |
|---|---|---|
| | હૃદયમાંથી આવતું | હૃદય તરફ જતું |
| ૧ શુદ્ધ રક્ત વર્ણ | ઇન્દ્રગોપ-પદ્મ-ગુંજાફલ<br>અવિશદ લોહિત વર્ણ | તપનીય અલક્ત વર્ણ |
| ૨ વાત દુષ્ટ વર્ણ | અરુણ | શ્યાવ કૃષ્ણ |
| ૩ પિત્ત દુષ્ટ વર્ણ | પીત | અસિત શ્યાવ-નીલ-હરિત |
| ૪ કફ દુષ્ટ વર્ણ | ધવલપાણ્ડુ | ગૈરિક - માંસપેશીપ્રભ |
| ૫ સસૃષ્ટ | સસૃષ્ટ | સસૃષ્ટ |
| ૬ સન્નિપાત દુષ્ટ વર્ણ | મલિન આવિલમ | કાંજીભાસ દુર્ગંધિ |

ઉપરના બે જાતના વર્ણોના ભેદ ચરક સુશ્રુત અને વાગ્ભટના બતાવેલા મિશ્ર વર્ણો આથી વિચાર પુર્વક પાડવામા આવ્યા છે વાચક વૈદ્યમિત્રોએ વિચારવી કે પ્રકૃતિ પ્રમાણે વર્ણોના ભેદ પાડવા કે હૃદય તરફ જતા અને હૃદયમાથી આવતા રક્તના વર્ણો પ્રમાણે ભેદ પાડવા

તદ ઉપરાત શુદ્ધ અને દુષિત રક્તને ઓળખવા માટે, નિચેની સાત બાબતોનું રિસર્ચ પદ્ધતિએ વિવેચન કરવુ જરૂરી ખરૂં ૧-રંગ ભેદથી, ૨-સ્રાવથી, ૩-ઠરી જવાના ગુણથી, ૪-ટેસ્ટ (સ્વાદ) થી, ૫-દેખાવથી ૬-ગંધથી, ૭-સ્પર્શથી

ઉપરના સાત પ્રકારો પણ શાસ્ત્રના આધારે તૈયાર કરવામા આવ્યા છે અને તેનું લક્ષણથી વિગતવાર વર્ણન હવે પછી વિચારવામાં આવશે

---

## સતાબ—સિતાબ

લેખક —ડા. પ્રેમ માનજી ચૌહાણ, ગોંડલ (સૌ રા)

ઉત્પત્તિ સ્થાન —આ છોડ મૂળ પર દેશી છે તે દક્ષિણ યુરોપનો પ્રસિદ્ધ હોવાનુ જણાય છે, જેથી તે આખા વર્ગની વનસ્પતિ વર્ગના નામ રૂટેસી એના ઉપરથી પડયું હોય તેમ મનાય છે

તે છોડ હાલમા સર્વત્ર પ્રસિદ્ધ છે અને તેનો ઉપયોગ આપણા પ્રાચીન આયુર્વેદ આચાર્યોના ગ્રંથોમા જોવામા આવેલ નથી, પરંતુ નિઘંટુ રત્નાકરમા સર્પદંષ્ટ્રા નામથી વર્ણન છે

સતાબનો આખો છોડવો ઔષધોપયોગી છે તેનુ સર્વાંગ ઔષધના ઉપયોગમા લઇ

શકાય છે એના છોડવામાથી અણગમતી વાસ નીકળે છે, અને તેના પાન જરા ચોળી ને વાસ લીધી હોય તો તે વિશેષ ઉગ્ર જણાય છે એ છોડવાની વાસ પાસે સપ આવી શકતો નથી જેથી કેટલાએક પોતાના ઘર આગળે કુડામા તે છોડવા વાવી ઉછેરે છે

આખો છોડવો બહુધા લીલાશ લેતા ફીકા ભસ્મ રગનો બેથી ત્રણ ફુટ ઉંચાઇનો થાય છે તેની શાખાઓ સુતળીથી સહેજ પેન જેવી જાડી, ઘણું કરી પાંસરી અને મથાળે જતા પાનથી વધારે ભરાયેલી હોય છે તેમા ખીજડા કે આમલી જેવા ઝીણાં સુંદર સૂક્ષ્મ પાન એવી તો ચતુરાઇથી ગોઠવાએલા હોય છે કે તે થોડી જગોમા દરેક પાન હવા અને અજવાળાનો લાભ લઇ શકે એવા સ્પષ્ટ દેખાતા હોય છે વળી આટલા નાના પાનની કોરપર સૂક્ષ્મ કાગરી જોવામા આવે છે એના પાનને આઇગ્લાસમા જોવાથી તેમા તેલના બિંદુઓ-ઓઇલ ગ્લેડઝ દેખાય છે એના છોડવામા લીલાશ લેતા પીળા રગના સૂક્ષ્મ ફુલો શાખાઓના છેડે આવે છે એ ફુલની પાંખડીઓની કોર પર સું દર સૂક્ષ્મ ઝાલર હોય છે, એ ફુલમા ત્રણથી પાચ ફુચીયું અણીવાળુ લીલા રગનુ એક સૂક્ષ્મ ફળ વચ્ચોવચ્ચ એક પડઘી પર બેઠેલુ હોય છે

સતાબના છોડવા તેના બીજ વાવવાથી થાય છે, એટલુજ નહીં પણ ચોમાસે તેના પાન ફૂટી ડાળીઓના ચારથી છ ઇંચના કટકા કરી કુડા કે ક્યારામા વાવી દેવાથી પણ તેના રોપા થઇ શકે છે, આપણે ત્યાં બગીચા ઓમા તેનુ વાવેતર થતું જોવામાં આવે છે, અને તેનો ઉપયોગ બાળકોની ભગણી ઉપર થતો હોવાનુ જણાય છે

પ્રાતિય નામો —સ સર્પદ્રષ્ટા, પીત પુષ્પા, ગુચ્છ પત્રા, વિષઘ્નિકા, દુર્વ પત્રા ત્રિકોણ બીજા, વિષ્વના હિંદી -સિતાબ, ઇસ્પદ, અરબ દ હરમલ, હુરમલ, ઇરબક લાહોરી, લાહોરી હરમલ બ -ઇસ્વ, ઇસબદ પ -હુરમલ, ઇસ્વ દ લાહોરી, લાહોરી હુરમલ સિધ -હુરમલ, ઇસ્વન્દ લાહોરી, લાહોરી હરમલ મ -સતાપ હર મલ ગુ -સતાબ, ઇસપન, ઇસ્પન, હુરમોરા તા - રિપમર્ઇ અરબ ઠી, વિરતી, શિમર્ઇ, અજહા વનઇ વિરઇ તે -સિમા ગોરોન્તી વિદુલ મા સ્પેલ અનઈ વેલિચુ સ્પડ સ્પોંગ ઇસ્પથન દ -વિલાયતી ક્હે ની વિલાયતી ઇસ્વદ મુ -હુરમલ પગમોરા પુરમોરા, ઇસ્પન્દ ફા -ઇસ્પન્દ અરબન્દ ગસ્પન્ડ અ -હરમલ હુરમલ, હુમલ અ - Common Rue કૉમન રુ લે -પેગા નમ હરમલ

ગુણ અને ઉપયોગ —દીપન વાયુ નાશક ઉત્તેજક, કૃમિઘ્ન, સ્વેદલ, સ કોચ વિકાસ પ્રતિબધક, મજ્જા ત તુઓને ઉત્તે જક, મૂત્રલ અને આર્ત્તવજનક છે તે લગા ડવાથી કે પેટમા ખાવાથી દાહજનક જણાય છે તેના તેલનો ઉપયોગ કરવાથી નાડીની ગતી વધી જાય છે પર તુ દબાણ ઘટી જાય છે સૂકા પાનનો ક્વાટ આપ્યા પછી નાડીની ગતિ ઘટવા લાગે છે મોટી માત્રા આપવાથી નાડી ક્ષીણ થાય છે તેની ઉત્તેજક ક્રિયા મજ્જા ત તુઓ તેમજ ગર્ભાશય પર થાય છે વિચાર

કરવાની શક્તિ વધે છે, ગર્ભીને આપવાથી પેશાબ વારવાર થયા કરે છે અને કમ્મર દુખે છે અને ગર્ભાશય નીચે આવતું જાય છે વિશેષ દિવસ સેવન કરાવવાથી વેળ આવી ગર્ભપાત થઈ જાય છે, જેથી સગર્ભા સ્ત્રીઓને આ ઔષધનો ઉપયોગ પીવા તરીકે કરવો હાનિકારક છે

તેનુ સુકુ પચાગ ઉપયોગમા લેવાય તો વધારે ગુણકારી છે સુકુ પચાગ લાબો વખત પડતર રહેવાથી તેના ઔષધી ગુણો ઓછા થતા જાય છે મોટી માત્રામા ઝેરી અને ગર્ભપાતક છે તેની અસર જ્ઞાનતતુઓ પર થતી હોવાથી હિસ્ટીરીઆ, આચકી, સન્નેપાત વિગેરેમા તેનો ઉપયોગ થાય છે તેમજ શ્વાસ નલિકા પર તે અસર કરતો હોવાથી બચ્ચાની સસણી ફેફસામા થયેલો કફનો ભરાવો, સુકી ખાસી વગેરે મટાડે છે, જઠર ઉપર ઉત્તેજક અસર કરતો હોઇ શૂલ, ઉદર વાયુ વગેરેને ફાયદાકારક છે સ્ત્રીઓના કમ્મરના દુખાના માટે યુરોપમા જુના વખતથી તે વપરાય છે, તે હૃદયની ગતિને વધારે છે, પણ હૃદયની વધારે પડતી ગતિથી પીડાતાઓ માટે તેનો ઉપયોગ કરવો નહીં તેની આ બધી અસર તેમા રહેલા ઉડ્ડયન તેલને લીધે છે, તેથી તેનો બહુ ઉપયોગ ન કરતા ફાટ કે તાજો રસ વાપરવો ઠીક છે છોડને તડકે સૂકવવાથી તેલ ઉડી જાય છે, જેથી તેને સૂકવી ઉપયોગમા લેવો હોય તો છાયામા રાખી સૂકવવો તેના પાન વાટીને ચામડી ઉપર ચોપડવાથી ફોલ્લા ઉઠે છે જેથી તેને તેલમા કે બીજી રીતે મલમ બનાવી ઉપયોગ કરવાથી ફોલ્લા ઉઠતા નથી આ છોડની વાસથી માખીઓ અને અન્ય જતુઓ પણ નાશ જાય છે

તેલ –તાજા પાનમાથી વધુ અને બીજ અગોમાથી ઓછુ વરાળયુક્ત યત્રદ્વારા ઉડ્ડયન તેલ મળે છે તે ઉપરના તમામ રોગો માટે ગુણકારી હોવાનુ મનાય છે પાચસો રતલ તાજા છોડમાથી એક રતલ તેલ મળે છે

રા રૂ (છોડને તેલનું) ૧-૪ Caprinic Plagonic Caprilic Oenanthysic એસિડો, ૫ Rutin પીળુ, પારદર્શક, પાસાદાર તત્વ તેજ વાસ અસરભગ્ક છે, ૬ તીખુ ઉડ્ડયન તેલ, ૭ Chlorophyll, ૮ Albumin, ૯ Mucilorous ૧ ગુદર, ૧૧ કડવુ સત્વ, ૧૨ Peculiar Vegetoanimal matter ૧૩ સ્ટાર્ચ

ઉપરના તમામ તત્વો ઉપરાત લાલ (Tovrkey red) રગદ્રવ્ય છે

**યુનાની મતે ગુણદોષ** —પહેલા દરજ્જામા ગરમ અને બીજામા રૂક્ષ, આતરિક વાયુ નાશક, જલદર, પાડુ, શ્વાસ, ગુલ્મ, અપસ્માર અને સપૂર્ણ શિત રોગોમા ગુણકારી, આર્તવ પ્રવર્તક, રૂધિર શોધક, ઓજપ્રદ, આમવાતને ફાયદાકારક, આર્તવ, શિર પીડાજનક અને ઉષ્ણ પ્રકૃતિવાળાને હાનિકારક છે

યુનાનીમા ખાસ કરીને ઔષધના કામમાં આના બીજનો ઉપયોગ વધારે કરતા હોવાનુ જણાય છે કેમકે પચાગની અપેક્ષા બીજ વધારે પ્રભાવશાળી મનાય છે, અને તેના

પ્રતિનિધિ તરીકે અજવાઇન અને મૂળાના બીજનો ઉપયોગ કરે છે તેની માત્રા ૧થી ૩ માશા છે

માત્રા — સૂકા પાનનુ ચૂર્ણ ૧૦ ગ્રેન થી ૩૦ ગ્રેન સુધી તેલ ૧ થી ૪ ટીપા પાનનો સ્વરસ ૩૦ થી ૬૦ ટીપા, આ પ્રમાણ મોટી ઉંમરવાળા માટે છે બચ્ચાઓ માટે ઉમ્મરના પ્રમાણમા આપી શકાય છે

પ્રયોગો—સસણી-વરાધ-સતાબના પાન ત્રણ, અરણીના પાન ત્રણ, અરડુસાના પાન ત્રણ, કાળાંમરી દાણો ૧, જરા પાણીમા લઈ રસ કાઢવો તેમાથી ૧૦-૧૦ ટીપા દરરોજ સવારે અને સાંજે થોડા પાણીમા મેળવી આપવાથી ફાયદો થાય છે નાની ઉંમરના બાળકને ૧ થી ૨ ટીપાં દૂધમ મેળવી પાવા અથવા બાળાગોળીનો ઘસારો આપતી વખતે સતાબના ૩ પાંદડા ગોળી સાથે ઘસી તે પાવું સતાબના પાદડાનો રસ અને બાબચીનો એકત્ર કરી મધ મેળવી ચટાડવું સતા પાદડાનો રસ એક ભાગ અને તેલ બે ભાગ મેળવી છાતીએ માલીસ કરવું ફાયદા કારક છે

બાળકોની ખાસી ઉંટાટીયામા સતાબનો રસ, ફુલાવેલ ફટકડી અને હિંગ મેળવી મધ સાથે અપાય છે બાળકોની આચકીમા ગોરોચનને સતાબના પાનના રસ સાથે અપાય છે તેમજ બાળકોને સળેખમમા તેના પાનની ધૂણી આપે છે તેમજ તેનાં તાજા પાન ચોળી તેનો રસ તેલ સાથે મેળવી હાથ પગના નખો ઉપર ચોપડે છે તેના પાચથી દશ પાન વાટીને માતાના ધાવણમા મેળવી પાવાથી શરદી દુર થાય છે સતાબના છોડનો કટકો અથવા પાન ઘોડિયે બાધી રાખવાથી પણ ફાયદો થતો હોવાનું જણાય છે કેટલીક વખતે છોકરાઓના સૂવાના ઓરડામાં સતાબના છોડવાનું કુંડુ રાખે છે કે જેથી આસપાસની હવા સુધરી છોકરાના શ્વાસો શ્વાસમા જવાથી પણ સારી અસર કરે છે

તેના સુકા પાનની ગોળમા ગોળી કરી અજીર્ણવાળાને અપાય છે

સડેલા ઘારા—૨ તોલા સતાબના પચાગ, વિ રીકદ ૫ તોલા, રસ કપૂર ०। તોલો તે બધાને પીસી લુગદી બનાવી ૧૦ તોલા તલના તેલમા પકાવી બાદ તેને ગાળી લઈ જખમ ઉપર ડ્રેસીં। કરવાથી ફાયદો થાય છે

વાજીકરણ યોગ -(૧) સતાબનું પચાગ, ખસખસ, માલકાકણી, લવીંગ, એલચી, ખુરાસાની, અજમો, વિદારીકદ, આમળા, હરડે બહેડા, બધા સરખે ભાગે લઈ ચૂર્ણ કરવું તેમા કેસર બધાથી દશમે ભાગે નાખવું બાદ મધમા લઈ લોદો તૈયાર કરી ચણીઆ બોર બરાબર ગોળીઓ બનાવવી

માત્રા —બે ગોળી દૂધ સાથે સવાર સાજ જમ્યા બાદ આપવી

૨ પાચ તોલા સતાબના પચાંગ અને બે તોલા ખસખસ, બે તોલા કાળા તલનુ તેલ એકત્ર ચૂર્ણ કરી ગોળ સાથે લઈ બોર જેવડી ગોળીઓ બનાવવી સૂતી વખતે એકથી બે ગોળી દૂધ સાથે લેવી

દર્દનાશક તેલ -સરસવના પાન તોલા ૧૦, ધતુરાના પાન તોલા॥ સતાબના પાન

તોલા ૫, નગોડના પાન તોલા ૫, મેદા લકડી તોલા ૫, સુઠ તોલા ૫, અજમો તોલા ૫, વજ તોલા ૫, વછનાગ તોલા ૨ા, ઝેર કોચલા તોલા ૨ા, સિંધાલુણ તોલા ૫, તલનુ તેલ તોલા ૧૨૦, આ ચીજો લઈ રાખવી પ્રથમ એક લોઢાની કડાઈ લઈ તેમા તેલ નાખી ગરમ કરવુ બાદ ઉપર બતાવેલ ચીજોને કુટી તેને પાણીમા વાટી ચટણી જેવુ કરી તે ચટણી બબે ત્રણત્રણ તોલા લઈ તેલ મા નાખતા જવું, ધીમેધીમે તે તેલમા તળાઇ જાય અને તેલમા દવાની સુગધ આવી જાય અને તેલનો રગ લીલો થઈ જાય ત્યારે ઉતારી લેવુ તેને ગાળી તેમાં કપૂર તોલા ૫ ને સ્પિરીટ રેકટીફાઇડ તોલા ૫ સાથે લરી તદ્દન બારીક ચૂર્ણ કરી મૂકાઈ ગયેલી તે ચૂર્ણને ઠડા થયેલા તેલમા મેળવી બાટલી ભરી લેવી

ઉપયોગ—વાયુથી શરીર જકડાઈ ગયું હોય મૂઢ મારથી શરીરના કોઈપણ ભાગપર દુખાવો થતો હોય ત્યારે આ તેલનો માલિશ કરવાથી ફાયદો થાય છે આ તેલ માલિશ કર્યા બાદ માલિશ કરનારે પોતાના હાથ સાબુ વતી ખુબ ધોઈ સાફ કરવા અને બાટલીને સભાળ પૂર્વક કબાટમા રાખવી ભૂલથી કોઈ અદરના ઉપયોગ માટે ન લીએ તેવી સુચનાની ચિઠ્ઠી લગાડવી કે આ તેલ ઝેરી છે અદરના ઉપયોગ માટે લેવું નહીં

સિતાબના પચાગથી કેટલાક વૈદ્ય લોક હિંગળોક ભસ્મ, અને શખ ભસ્મ, બનાવી ઉપયોગ કરતા હોવાનું જણાય છે

---

# સાર સચિત

(૧) જેઠીમધના ઉપયોગ વિષે—જેઠીમધનો આયુર્વેદમા ઘણોજ ઉપયોગ થાય છે પાશ્ચાત્ય જગતમા તેનો ઉપયોગ ઔષધમા સ્વાદ લાવવા, ગોળીઓ બનાવવા તેમજ કફનાશક મિક્ષ્ચર બનાવવામા થતો હતો હવે તેઓનું ધ્યાન તેના બીજા રોગનાશક ગુણો તરફ વળ્યુ છે જેઠીમધનો ઉપયોગ પેપ્ટીક અલ્સરમાં હોજરીનાં ચાઠામા સફળતા પૂર્વક કરવાનો એક પ્રયોગ, રા ડા એફ ઈ રીવર્સ યુનીવર્સીટી ક્લીનીક નેધરલેંડના વૈજ્ઞાનિકે કર્યો છે જેઠીમધના શીરાનો (એક્સ્ટ્રેક્ટ)નો ઉપયોગ તેણે કર્યો હતો જેઠીમધની હોજરીના ચાઠા ઉપર સારી અસર થશે એમ માનીને તેના પ્રયોગો શરૂ કર્યા બધા દરદીઓને અગાઉ બીજી દવાઓથી ઉપચાર થયો હતો જેઠીમધના ઉપચાર વખતે બીજી કોઈ દવાઓ આપવામાં આવી ન હતી પરેજી કઈ પળાવી ન હતી જેઠીમધનો શીરો રોજ ૧૦૦ ગ્રામ અને પાણી ૫૦ ગ્રામ મેળવી દિવસમા ત્રણ વાર અપાતુ હતું. આ પ્રમાણે ભુખ્યે પેટે દવા અપાતી હતી આ દવાથી પરિણામ ઘણું સરૂ આવ્યુ ઘણા ખરા દરદીઓમા હોજરીનું ચાઠુ એકસ રેથી દેખાતું બધ થયું પેટનો દુખાવો બધ થયો આ પ્રમાણે ૪૫ દરદીને દવા આપી જે દરદીઓને દવા આપી તેમા ૧૭ને હોજરીનુ ચાઠુ મટી ગયું ૨૧ને કઈક ઓછુ થયુ અને ૬ દરદીને કઈ અસર ન થઈ આ બાબી

રહેલા ૨૮ દરદીને ફરીથી દવા આપતા ૧૧ને મટી ગયુ ૧૭ને કઇ ફેરફાર ન થયો ત્રીજી વાર એક દરદીને આપ્યુ અને તેને સંપૂર્ણ મટી ગયુ આ અંગે પ્રાણીઓ ઉપર વિશેષ પ્રયોગો કરતા જણાયુ હતું કે જેઠીમધના સીરાથી હોજરીના ચાંદા ઉપર જે અસર થાય છે તેનુ કારણ એ છે કે તે હોજરીની દિવાલનુ હલનચલન ઓછુ કરી દે છે અને એ રીતે તે ભાગને આરામ મળવાથી વધુ સારૂ રક્તનું પરિભ્રમણ ત્યા થાય છે અને તેથી હોજરીનુ ચાદુ જલ્દી રૂઝાઇ જાય છે

આ પ્રયોગ દરમ્યાન કેટલાક દર્દીને કઈક હાથેપગે શોથના ઉપદ્રવ પણ જણાયા હતા હૃદય અને મૂત્રપીંડના ઉપદ્રવો કઇ જણાયા ન હતા આ બધા દરદીઓને થોડાક જ દિવસમા વજન વધતું હતું અને સાધારણ લોહીનુ દબાણ પણ વધતું શોથ (Oedema) જણાતા જેઠીમધના શીરાની માત્રા ઓછી કરવામા આવતી જો રોજની માત્રા ૧૦ ગ્રામથી ૩૦ ગ્રામ સુધીની કે વામા આવે તો શોથ જતો રહે છે કેટલાક દરદીમા થોડી માત્રાથી પણ શોથ જણાતો હતો જેઠીમધના શીરામા એવું કયુ તત્ત્વ છે જે શોથ પેદા કરે છે તે જાણવા માટે તે વૈજ્ઞાનિકે કેટલાક પ્રયોગો કર્યા બને ચૂર્ણ અને ઉકાળો શોથ પેદા કરનાર છે જેઠી મધના શીરામાથી ગ્લેસેઈન કાઢી નાખી તે હોજરીના ચાદાવાળા દરદીને આપતા તેનુ દા। કીલોગ્રામ વજન થોડા દિવસમા વધ્યુ અને શોથ પણ થયો દશ દરદીઓને ફક્ત ગ્લીસરીહીનીક એસીડ જ આપવામા આવ્યો (જે જેઠીમધના શીરામા હોય છે) હતો રોજની બે ગ્રામની માત્રામા તે આપ્યો તેનાથી બે દરદીને મોઢે અને પગે સોજા આવ્યા, તેમનુ વજન વધ્યું પણ તેઓએ માથાના દુખાવાની ફરિયાદ કરી આ ઉપર થી સાબીત થયુ કે જેઠીમધના શીરામા બે પ્રકારના તત્ત્વો છે જે ઔષધી ગુણધર્મની દૃષ્ટિએ ભિન્ન છે (Pharmacological different) એમા એક પદાર્થ એવો છે કે જે હોજરીના ચાદાને રૂઝવવામા મદદ કરે છે અને બીજો શોથ પેદા કરે છે

(લેખ ના મૂળ લેખ ઉપરથી તારવીને)

જેઠીમધ ઉપર ત્યાર પછી બીજા અનેક વૈજ્ઞાનિકોએ કાર્ય કર્યુ છે અને તેઓએ તેનો બીજો ગુણ અભિધાન જ ય શોથ હર Anti inflamatory effect માટે ઉપયોગી છે એમ સિદ્ધ કર્યુ છે આ અંગેનો એક વિસ્તૃત લેખ ફામમી એ ડ ફાર્માકોલોજીના ઓક્ટોબર અને નવેમ્બર ૧૯૫૮ના અકમા પ્રસિદ્ધ થયો છે આયુર્વેદમા સધક્ષનમા વ નાહરૂ અને રોપણ ગુણ માટે જેઠીમધનો ઉપયોગ વૃદ્ધત્રયીમા વિશેષ છે

(તત્રી આ વિ)

## (૨)

## ચીનમા પરંપરાગત વૈદકીય પદ્ધતિના પુનરુત્થાનનો પ્રયાસ

[પશ્ચિમી ઢબની તમીમી તાલીમ પામેલા આપણા ડો ટરો જ્યારે આયુર્વેદ ની સદંતર અવગણના કરી રહ્યા છે ત્યારે પ્રજાસત્તાક ચીનના ડો ટરો ત્યાંના પરંપરાગત વૈદકશાસ્ત્રમાં દિલચસ્પી લઈ એ જ્ઞાનનો પોતાના પાશ્ચાત્ય તમીમી જ્ઞાન સાથે સમન્વય સાધી રહ્યા છે ત્યાંની સરકાર પણ પરંપરાગત વૈદકીય સશોધનના કામમાં રસ લઈ રહી છે પરંપરાગત

વૈદકશાસ્ત્રના પુનરૂત્થાન માટે ચીનમાં થઈ રહેલા પ્રયત્નોની આ લેખમાં ઝાંખી કરાવવામાં આવી છે

જન્મભૂમિ મુંબઈ તા ૨૬-૧૨-૫૮ને]
એક લેખ ઉપરથી )

ચીનના પ્રાચીન વૈદક શાસ્ત્રનો છેલ્લા થોડા વર્ષો દરમ્યાન, ચીનના ઘણા પ્રાંતોમા નોંધપાત્ર વ્યવહારૂ વિકાસ થયો છે ચીનની સરકારે આ પરંપરાગત ચીની વૈદકશાસ્ત્ર અંગે આદેશી નીતિ અનુસાર વીવીધ વૈધકીય સંસ્થાઓએ લીધેલાં પગલાને આ આભારી છે અનુભવથી એ જણાયુ છે કે આ પ્રાચીન વૈદકશાસ્ત્ર ઘણા રોગોના નીવારણમા અસરકારક પુરવાર થયુ છે

પશ્ચિમી વૈદક અને ચીની વૈદકમા પારંગત એવા ડોક્ટરોએ આ પ્રાચીન શાસ્ત્રના છેલ્લા થોડા વર્ષોમા કરેલા સંયુક્ત આચરણ અને અખતરાએ સાબીતી આપી છે કે સગવડ, કરકસર તેમજ અસરકારકપણામા પશ્ચિમી વૈદક કરતાં ચીની વૈદકની વધુ સરસાઈ છે ચીની ઔષધીઓ આંતરડાના, હોજરીના અલ્સરો, મુત્રાશયની પથરી, ક્ષય, શીતજ્વર, પાંડુ રોગ, એપેન્ડીસાઈટીસ, બળીયા ઈત્યાદી રોગો મટાડી શકે છે આખા ચીનમા હવે ૧૩ કોલેજો ચીની ઔષધીશાસ્ત્ર ભણાવે છે તે ઉપરાંત સેંકડો નાની-મોટી સંસ્થાઓ પણ એ ભણાવે છે ચીની વૈદકશાસ્ત્રની ઔષધીઓનો ઉપયોગ કરતી ૩૦૦ હોસ્પીટલો અને અનેક દવાખાનાઓ પણ છે

ચીનના આરોગ્ય પ્રધાનખાતાએ નક્કી કરેલા અભ્યાસક્રમ પ્રમાણે પ્રાચીન ચીની વૈદકશાસ્ત્ર એના સિદ્ધાંતો અને આચાર અંગેનો અભ્યાસ કરવામા ત્રણનો જેટલા પશ્ચિમી તાલીમ પામેલા ડોક્ટરોએ પોત પોતાનો આખો સમય આપ્યો છે

સમગ્ર ચીનમા સ્થળે સ્થળે ચલાવાતા ટુંકા ગાળાના અભ્યાસક્રમોએ પશ્ચિમી વૈદકશાસ્ત્રના ધોરણે ભણેલા હજારો ડોક્ટરોને ચીની વૈદકશાસ્ત્રની પદ્ધતિના અભ્યાસનો મોકો આપ્યો છે કેટલાક સ્થળોએ પશ્ચિમી પ્રથા જાણતા જુવાનો ચીની વૈદ્યોના હાથ હેઠળ કામ કરીને ચીની વૈદકશાસ્ત્રની જાણકારી પ્રાપ્ત કરી ગયા છે આવા લગભગ ૬૪ હજાર ઉમેદવારો ધુરંધર ચીની વૈદ્યોના હાથ નીચે તાલીમ લઈ રહ્યા છે

પેકીંગમાની ચીની વૈદક સંશોધન એકેડમી તેમજ આવીજ બીજી સંશોધન સંસ્થાઓ ચીની ઔષધીઓ અને તેની રોગો પરની અસર અંગે સંશોધન કરી રહ્યા છે કેન્દ્રો ચીની વૈદકશાસ્ત્રના પ્રાચીન ગ્રંથોનુ આધુનિક ચીની ભાષામા ભાષાંતર કરી રહ્યા છે

સર્પદંશ-નિષ્ણાત

વૈદકની ચીની પરંપરામા પારંગત લોકોમા રાષ્ટ્રીય સુઝ અને કાર્ય-ઉત્સાહ વધ્યો છે અને તેથી તેઓ જટીલ રોગોના નવા જુની ઔષધીઓ અને પ્રયોગોની રીતનું વંશ પરંપરાથી જાળવેલુ રહસ્ય તેમજ વૈદકના પ્રાચીન ગ્રંથો જાહેર ઉપયોગ માટે આપી રહ્યા છે ઔષધીના રહસ્યોમાંથી એક છે ઈસાફી છપક કેન્સરને (ગળાનું) મટાડવાનું રહસ્ય આ ઔષધી અને એના સેવનની રીતે એંશી ટકા જેટલા કિસ્સાઓમા પોતાની અસરકારકતા પુરવાર કરી છે એંશી સપ્તશ્રના

ઉપચારમા ચીતેહ-શેગ નામનો એક માનવી અત્યત નિષ્ણાત છે ચીનની મુક્તિ પહેલા એ લગભગ ભિખારીની અવસ્થામા હતો પણ મુક્તિ પછી એણે સપદશના ઉપચારનું, પોતાના કુટુબમા વશપરપરાગત ઉતરી આવેલુ રહસ્ય છતુ કર્યુ અને એ ઉપચાર હવે આશ્ચર્યજનક રીતે અસરકારક પુરવાર થયો છે

ચીની વૈદ્યો કોઇ પણ શસ્ત્રક્રીયા વીના એપે ડીસાઇટીસનો સફળ ઉપચાર કરે છે તેમજ સોજા-સડા (ગેંગ્રેન)ના શરીર અવય વોને વાઢકાપ વીના મટાડે છે હાડકાના તરડ કે તુટેલા હાડકાને એક પ્રકારની ડાળ ખીઓ વડે પૂર્વવત કરી દે છે તેઓ મરઘીના બચ્ચાઓની ચામડી માનવદેહમા જરૂર પડે થીગડા તરીકે ચોટાડી શકે છે આ બધી બાબતોમા ચીની વૈદ્યકશાસ્ત્રે શરીરશાસ્ત્ર અને રોગોપચારના સશોધનના અવનવાં ક્ષેત્રો ઉઘાડ્યાં છે

પ્રાચીન ચીની વૈદ્યકશાસ્ત્રના સર્વોત્તમ પરીણામો હોપેઇ પ્રાતમા આવ્યા છે

ચીની વૈદ્યના આધારે ચાલતી અનેક હોસ્પીટલો અને દવાખાના સ્થપાયા છે અને સરકારી વૈદ્યકીય સસ્થાઓમા આશરે સાડ ત્રીશ હજાર ચીની વૈદ્યક વિદ્યાના ડોક્ટરો કામ કરી રહ્યા છે વૈદ્યકીય શિક્ષણ અને સશોધનની જોરદાર ઝુબેશ આરભાઈ છે અને પ્રાચીન વૈદક શીખવતી અનેક સસ્થાઓ સ્થપાઇ છે ચીની વૈદક વિદ્યાના વૈદ્યોની સખ્યા ૧૯૫૪મા ત્રીશ હજારની હતી તે વધીને હાલમા ૪૭ હજારની થઈ છે

આ પ્રયાસો ઉપરાત ચીની વૈદકના સશોધનની ૨૨૦૦ સસ્થાઓ સ્થાપવામા આવી છે અને દશ હજાર સશોધકો સશોધન કાર્ય કરી રહ્યા છે આ સશોધન સસ્થાઓ પ્રાતભરમા વહેચાઈ ગઈ છે ઘણી તો ખુ ગામડાઓમા પણ કામ કરે છ

પરપરાગત ચીની વૈદક અગેની રાષ્ટ્રીય પરિષદ થોડા વખત પહેલા મળી હતી તેમાં વૈદકની બંને પ્રણાલિકાઓના ડાક્તરો, વૈદ્યો અને નિષ્ણાતો એકઠા થયા હતા એમા જે નિર્ણયો લેવામાં આવ્યા હતા, તેમા મુખ્ય નિર્ણયો આ હતા

પરપરાગત ચીની વૈદક પ્રત્યે પશ્ચિમી પદ્ધતિ અનુસરનારા ડોક્ટરોએ વધુ ને વધુ લક્ષ આપવુ

ચીની વૈદક અને ઔષધો અગેનું સશોધન કાર્ય વધારવું અને ઔષધીય છોડો વધુ મોટા પ્રમાણમા ઉગાડવાની ઝુબેશ વેગીલી બનાવવી

પરિષદે ઠરાવ્યું હતું કે સૌથી પહેલા તો પશ્ચિમમા તાલીમ પામેલા ડોક્ટરોએ ચીની વૈદો પાસેથી ચીની વૈદકનો અભ્યાસ કરવો જોઇએ એવી સામુહિક ઝુબેશ જગાવવી પશ્ચિમમાં તાલીમ પામેલા ડોક્ટરો ચીની વૈદકનો સપુર્ણ અભ્યાસ કરી શકે એટલા માટે તમામ પ્રાતોમાં અને સ્વાયત વીસ્તારોમા વૈદકના અભ્યાસક્રમો શરૂ કરવા આ અભ્યાસક્રમો બે કે ત્રણ વર્ષના રાખવા અને એ દરમ્યાન ડોક્ટરોએ પશ્ચિમી અને ચીની વૈદક પદ્ધતિઓનુ સારી પેઠે જ્ઞાન મેળવી લેવું

ચીની તબીબી વિજ્ઞાનમાં સંશોધન કાર્ય કરવામા આ રીત ચાવીરૂપ બની રહેશે

તબીબોના અને પરિચારિકા વિભાગોના તમામ કર્મચારીઓએ આગામી બે કે ત્રણ વર્ષમા ચીની વૈદકની વિવિધ પદ્ધતિઓનું જ્ઞાન મેળવી લેવુંજ પડશે જેથી તેઓ રોગ પ્રતિબંધક અને સારવારની કલામા પણ નિષ્ણાત બની શકે

સહજ્હુ પરિષદે વળી ચીની વૈદક અને ઔષધોના ખજાનાની સપુર્ણ શોધ ચલાવવાનો પણ અનુરોધ કર્યો હતો, જેથી લોકોના મેલેરીયા, હુકવર્મ ફીલેરીઆસીઝ, કે સર, હાઈ બ્લડપ્રેસર, હઝાડ આદી રોગો નીવારવા કે તે દુર કરવામા તેની સહાય મળી રહે

પરિષદે વળી ચીની વૈદક અને ચીની ઔષધોને ઉતારી પાડવાની અથવા તેમને નીરૂપયોગી ઠરાવવાની તમામ જાતની મનોવૃત્તિની ટીકા પણ કરી હતી

(૩) આપણું હૃદય—હૃદયની આકૃતિ કેરીના જેવી કે ઉંધાકમળ જેવી છે તેનું કદ માણસની બધ મુઠ્ઠીના જેટલુ છે વજન લગભગ ૧ શેર જેટલુ છે સ્ત્રી કરતા પુરૂષના હૃદયનુ વજન જરાક વધારે હોય છે ૩૦થી ૫૦ વર્ષ દરમ્યાન અને ઘણું કરીને બેતાલીસ વર્ષ પછી હૃદયરોગની ફરિયાદ વધારે જોવામાં આવે છે, જીદગી દરમ્યાન બે લાખ ટન લોહી ફેરવે છે ૬૨૦૦૦ લાબી નસમા આ લોહી મુસાફરી કરે છે આવી લાબી નસ પૃથ્વીની અઢી વખત પ્રદક્ષિણા કરી શકે છે

---

# વિજ્ઞાનની ખેંચતાણ.

તંત્રીસ્થાનેથી—

અમુક ઔષધ આયુર્વેદીક જ છે અને અમુક એલોપથીક જ કહેવાય અથવા આયુર્વેદીક વૈદ્યો દેશી દવા જ વાપરી શકે અને એલોપથીક ઔષધોને અડકી પણ ન શકે એવા વિચારોએ એક મહાન કલહનું રૂપ ધારણ કર્યું છે દિનપ્રતિદિન આ કલહ વધતો જાય છે ચિકિત્સા ક્ષેત્ર પુરતોજ આ કલહ મર્યાદિત ન રહેતા રાજદ્વારે પણ સૌ કોઈ અધિકૃત ચેષ્ટાઓ કરી રહ્યા છે એલોપથીક રાજમાન્ય હોવાથી તેના અધિકારીઓ આયુર્વેદીક વિજ્ઞાનને ઉતારી પાડવા માટે શક્ય એટલા બધાજ પ્રયત્નો કરી રહ્યા છે જ્યારે આયુર્વેદના વૃદ્ધ વૈદ્યો પોતાની બુદ્ધિ અનુસાર તેનો જવાબ આપી રહ્યા છે પણ—

આ કલહનો હવે અંત આવવો જરૂરી છે આ કલહને લીધે ઔષધો બનાવવાના ક્ષેત્રથી માંડીને રોગનિદાન, ચિકિત્સા, આયુર્વેદીક વ્યવસાય, આયુર્વેદીક અધ્યયન વગેરે ઉપર પણ તેની અસર પડી રહી છે થોડાક સમય અગાઉ અમૃતસરથી પ્રકાશિત આયુર્વેદ વિજ્ઞાનના ઓગષ્ટ ૧૯૫૮ના અંકમા જણાવ્યા પ્રમાણે "ધન્વન્તરી કાર્યાલય વિજયગઢમા એક દિવસ ડ્રગ ઇન્સ્પેક્ટર સાહેબ આવી

ખમા અને તેમણે ત્યાંની ઔષધીઓનું ચેકીંગ કર્યું નેત્રબીંદુ અને મોંના છાલાની દવા ઓનુ સીલ કરવામા આવ્યું અને તેને લખનૌની સરકારી પ્રયોગશાળામા એના લીસીસ માટે મોકલવામા આ યુ ત્યાંથી રીપોટ આવ્યો કે આ નેત્રબીંદુમા એકી ફ્લેવીંગ વિદ્યમાન છે ડ્રગ ઇ સ્પેક્ટરે ધ વતરી કાર્યાલયના વૈદ્યરાજ દેવીશરણ ગગ ઉપર કેસ ચાલ્યો વૈદ્યરાજે કોર્ટમા જણાવ્યુ કે નેત્રબિંદુમા કોઈ એલોપથીક દવાનુ મિશ્રણ નથી આ શુદ્ધ આયુર્વદીક દવા છે અને કોર્ટમા ન્યાયાધીશ સમક્ષ તે સાબીત કરવા માટે રસવતી, ફટકડી અને અફીણ મ ગાવી તેને ગુલાબજળમા ઘુટી શીશીમા ભરી દીધુ અને આ નમુનો યાયાધીશ સમક્ષ સીલ કરી અગાઉના નમુના સાથે સરકારી વનસ્પતિ પ્રયોગશાળા કલકત્તામા એનાલીસીસ માટે મોકલવામા આવ્યો ત્યાથી રીપોટ આવ્યો ત્યારે માલુમ પડયું કે બને નમુના એકજ સરખા છે અને બનેમા એકીફ્લેવીંગ છે પરંતુ વિદ્વાન ન્યાયાધીશે જણા યુ કે મજ કુર વૈદ્યે અદાલત સમક્ષ આ ઔષધોમા કોઈપણ એલોપથી ઔષધ નથી એમ પ્રયોગ કરી સાબીત કરી બતા યુ છે એટલે प्रत्यक्षे किं प्रमाणम् એ ન્યાયે એને છોડી મુકયા અને સરકારી રીપોટને પ્રમાણીત માન્યો નહીં " આવા તો અનેક દાખલા ઔષધ નિર્માણના ક્ષેત્રમા રોજબરોજ બનતા હોય છે, ડગ કંટ્રોલના નામે આયુર્વેદીક ઔષધો ઉપર પ્રહાર કરવાની ડ્રગ એ ડ મેજીક રેમેડીના કાયદાના નામે આયુર્વેદિક ઔષધોનો તથા આયુર્વેદિક વિજ્ઞાનના સાહિત્યનો પ્રચાર થતો અટકાવવાની અને મદ્ય નિષેધ કાયદાને લીધે તથા ટોયલેટ એ ડ મેડીસીનલ પ્રીપરેશન એક્ટ અન્વયે આસવો અને અફીણ, ભાગ વગેરે દ્રવ્યોનો આયુર્વેદિક ચિકિત્સામા ઉપયોગ થતો અટકાવવાની મેલી મુરાદ કેટલીક હિત ધરાવતી વ્યક્તિઓ કરી રહી છે આ પ્રમાણે આયુર્વેદિક ચિકિત્સા ક્ષેત્રમા વૈદ્યોને ચિકિત્સા મા મુશ્કેલી ઉભી થાય, આયુર્વેદનો પ્રચાર ઓછો થાય, લોકો આયુર્વેદનો ઓછો લાભ ઉઠાવે કે જેથી તેનો વિકાસ થતો અટકી જાય આ માટેની સુવ્યવસ્થિત યોજના થઈ રહી છે

આટલેથી જ ન અટકતા આયુર્વેદિક ચિકિત્સાના ક્ષેત્રમા રજીસ્ટર્ડ મેડીકલ પ્રેકટીશનર કોને કહેવાય તેની નવેસરની વ્યાખ્યા બનાવવાનુ સેન્ટ્રલ કાઉન્સિલ ઓફ હેલ્થના વિદ્વાન બિરાદરો ગી રહ્યા હોય એમ જણાય છે ગઈ જાન્યુઆરી ૧૯૫૮મા બેંગલોરમા મળેલી કેન્દ્ર સરકાર નિર્વાચિત સેન્ટ્રલ કાઉન્સિલ ઓફ હેલ્થનો ૧૩ નબરનો ઠરાવ જણાવે છે કે – The Central Council of Health recommends that the defination of Registered Medical Practitioner for the perpose of the Drugs Rules 1945 should be as under —

Registered medical Practitioner means a person who holds a qualification granted by an authority specified or notified under Section 3 to the Indian Medical Degrees

Act 1916 (VII of 1916) or in the Schedul to the Indian Medical Council Act 1933 (XXVII of 1933) or is registered under the dentist' Act 1948 '

ઠરાવનો ભાવાર્થ એમ થાય છે કે આ કાઉન્સિલની ભલામણ એમ છે કે ડ્રગ્સ એક્ટ ના નિયમોને લાગે વળગે છે, ત્યા લગી રજીસ્ટર્ડ મેડીકલ પ્રેક્ટીશનર્સની વ્યાખ્યામા ૧૯૧૬ના ઇન્ડિયન મેડીકલ ડીગ્રીસ એક્ટની કલમ ૩મા માન્ય થયેલી સસ્થાની અથવા ૧૯૩૩ના ઇન્ડિયન મેડીકલ કાઉન્સિલ એક્ટના શેડ્યુલમા નોંધાયેલી પદવીઓ ધરાવતા ઇસમોને અથવા ૧૯૪૮ના ડેન્ટીસ્ટ એક્ટ હેઠળ રજીસ્ટર થયેલા ઇસમોનેજ સમાવવા

આ જાતની ભલામણ પાછળ ખરાબ ઇરાદો એ લાગે છે કે મુમ્બઈ જેવા અનેક પ્રાતોમા (યુ પી રાજસ્થાન વગેરે) ડોક્ટરી, વૈદકીય, હોમિયોપેથીક કાય દાઓ હેઠળ રજીસ્ટર થયેલા ઇસમોને જે સમાન સગવડ ડ્રગ્સ એક્ટ આપે છે તે સગવડ ફક્ત ડોક્ટરોનેજ મળે આમ ડ્રગ્સ એક્ટના નિયમ હેઠળ જે દવાઓ રજીસ્ટર્ડ મેડીકલ પ્રેક્ટીશનરને મળે છે તે આયુર્વેદીક ઉપાધિ ધરાવનાર વૈદ્યને ન મળે તેજ ઉદ્દેશ હોવો જોઈએ મુબઇ સરકારે પણ આજ પ્રમાણે અગાઉ વૈદકીય કાયદામા સુધારો કરાવવા વિચાર કર્યો હતો (આયુર્વેદ વિનાનના ગયા વર્ષના ફેબ્રુઆરી માસનો અક જુવો) પણ હાલમાં તે પડતો મુકાયો હોય એમ લાગે છે

આયુર્વેદ ઉપર પૂર્વગ્રહ રાખનારાઓનો આટલેથી પણ સતોષ ન હોય તેમ મિશ્ર સ્નાતકો જેઓ આયુર્વેદનુ અને એલોપથીનું જ્ઞાન ધરાવે છે અને જેઓ બને રીતે ચિકિત્સા ક્રમ યોજે છે તેમને તેમ કરતા અટકાવવા માટે જે જે મિશ્રસ્નાતકો સરકારની કામદાર વિમાયોજનામા જોડાયેલા છે તેઓને ૧લી ડીસેમ્બર ૧૯૫૮ થી સરકાર તરફથી પ્રીસ્ક્રીપ્શન ઉપર અપાતા શીંગુના ડ્રગમાથી ૨૯ક્કા એ ગેબાયોટીક અને બીજા ઔષધો પ્રીસ્ક્રાઇબ કરવાની મનાઈ કરતો હુકમ બહાર પાડયો છે હાં, હા અને ચિકિત્સકને લાગેવળગે છે ત્યા સુધી અમુક દવા એલોપથીની અને અમુક દવા આયુર્વેદની એવા ભેદ પાડવામા ભયકર અન્યાય આયુર્વેદને થઇ રહ્યો છે આયુર્વેદમા અમુકજ દવાઓ હોઈ શકે એવું બધન લાવવાનો પ્રયાસ એ આડકતરી રીતે આયુર્વેદને ગુગળાવી મારવાનોજ પ્રયાસ છે આયુર્વેદમા દવાની સ્પષ્ટ વ્યાખ્યા કરવામા આવી છે કે तदेव युक्तं भैषज्यं यद् आरोग्याय कल्पते । દરદીને સાજો કરવા માટે કોઇ પણ દવા વાપરી શકાય છે આયુર્વેદના ઔષધોમા અનેક એવી ચીજો વપરાય છે કે જે ભારતમા બનતી નથી કેસર, હીંગુલ, પારો, માણિક વગેરે સારી જાતની પરદેશથી આવે છે તો શુ તેને આયુર્વેદીક કહી ન શકાય ? અમને તો લાગે છે કે સરકારના આ પરિપત્રમા આયુર્વેદના વિજ્ઞાનને વ્યવસ્થિત રીતે પાગળુ કરવાની મનોવૃત્તિ કામ કરી રહી છે

આજે આયુર્વેદના મિશ્ર અભ્યાસ ક્રમોમા એલોપથીનુ પણ સપૂર્ણ જ્ઞાન અપાય છે જે અભ્યાસ ક્રમ છે તે પણ ૬૦ ટકા એવો

પથી અને ૪૦ ટકા આયુર્વેદવાળો એટલે કે એલોપથી વિનાનની પ્રધાનતાવાળો છે અને આવો અભ્યાસ ક્રમ પસાર કરનાર વિદ્યાર્થીઓ જ્યારે પ્રેકટીસ શરૂ કરે એટલે એમને એલોપથીકની અમુક દવાઓ વાપરવાની મનાઇ ફરમાવવી એ લગ્ન કરાવીને બ્રહ્મચર્ય પાળ વાનુ ફરમાન કરાવવા જેવુ અવ્યવહારૂ છે

આપણા પ્રાતના અને કેદ્રના પ્રધાનો અને આગેવાનો વંળી રોક્ટરો જ્યારે જ્યારે આયુર્વેદ સબધી કઈક બોલે છે ત્યારે કહે છે આયુર્વેદે જમાનાની સાથે આગળ ચાલવુ જોઈએ બીજા વિજ્ઞાનની જે સારી વસ્તુઓ હોય તે ગ્રહણ કરવી જોઈએ અને નવું અપનાવવું જોઈએ આ પ્રમાણેની ભલામણો આપણા આગે વાનો કરે છે અને કાયદાની બારીકાઇનો આશ્રય લઇ આયુર્વેદનો વિકાસ થતો અટકાવવાનુ આયુર્વેદને તદ્દન પાંગળુ બનાવી દેવાનુ અને તેની મૃત દશા કરવાનુ વિઘાતક મનોબળ કેટલાક હિત ધરાવનારાઓ કરી રહ્યા છે

તેઓ એ યાદ રાખે કે આજે સૈકાઓથી આયુર્વેદ જે જીવત રહ્યું છે તેનુ કારણ તે સનાતન છે તેમા કઇક વિશિષ્ટતા છે તેમા ફક્ત રોગની ચિકિત્સા સિવાય શરીર, આત્મા અને મનની પણ ચિકિત્સા છે અને તેથીજ અનેક ક્રાતિઓ, આઘાત વિઘાત સહન કરીને પણ આયુર્વેદ ટકી રહ્યું છે આધુનિક વિજ્ઞાન જે એલોપથીક વિનાન હોવાનો દાવો કરે છે જેના સિદ્ધાતો છાશવારે બદલાતા જાય છે જેના ઔષધો અમૃતમાથી ઝેરમા પરિવત ન પામતા રહે છે જેના સેવનથી માણસની–રોગીની સહન શક્તિ–Resistence Power દિનપ્રતિદિન ઓછી થતી જાય છે તેના કરતા વર્ષો ડી જીવત રહેલો આયુર્વેદ એજ ભારતનું ચિકિત્સા વિજ્ઞાન બની શકે ચીન જેવા દેશે પોતાના દેશમા ત્યાના ચિકિત્સાના વિજ્ઞાનને ટેકો આપી આગળ વધાર્યું તો આપણા દેશના રાષ્ટ્ર પ્રેમીઓ આ વિજ્ઞાનને આગળ વધારી વૈદકના વિજ્ઞાનની ખોટી ખેચતાણ દૂર કરી કાયમી શાશ્વત શાતિ કેમ સ્થાપી શકતા નથી ?

---

# બીડલવણ–વડાગરૂ મીઠું

લેખક—ડૉ મણિશકર પી ભટ્ટ ડી એ એમ (પાટણ) અમદાવા

આયુર્વેદમાં પાચ લવણ મીઠાં, ચરક સૂત્ર ૭/૧ શ્લોક ૮૮મા છે–તે

सौवर्चलं सैंधवं च विडमौद्भिदमेव च ।
सामुद्रेण सहैतानि पञ्चस्युर्लवणानि च ॥ ८८ ।

પચલવણમા સૌવચલ એટલે સચળ, સિધવ – સિધાલુણ – Rocksalt બિડલવણ એટલે વડાગરૂ મીઠુ કે પાકુ મીઠુ ઔદ્ભિદ એટલે ઘસીયું મીઠુ અને સમુદ્રકાઠે અગરમા પકાવેલુ–સામુદ્રલવણ સચળ બે પ્રકારનો છે, એક ખનીજ–જે કાળો પણ લાલ છાયાવાળો કઇક પારદર્શક બીજો કૃત્રિમ કાળા કાટોડા જેવો–તે કાલલવણ–(જે મીઠા અને સોડાબાઇ કાબના સયોગથી બનાવાય છે,) કાલલવણમાં સુગધ નથી, જ્યારે સચળ કઈ સુગધી છે સેધવ પહાડોમાથી નીકળે છે–પજાબમા સોલ્ટ–રેજની ગિરિમાળા છે ત્યાથી સિધવ મળે છે બિડલવણ–તે વડાગરૂ મીઠુ એમ અમારા આચાર્ય સ્વ અમૃતલાલભાઇ પટ્ટણીનો

મત હતો, આયુર્વેદ પ્રકાશ અમને શીખવતા ત્યાર ત્યાય જા નજીભાઈએ–વિડમ્–નવસાદર એમ અર્થ કરેલો–તે સમજાવતા કહેલ કે આ ભૂલ છે બિડલવણ–મીઠું છે–નવસાર ક્ષાર છે માટે બિડલવણનો અર્થ વડાગરૂ મીઠું થવો જોઈએ,

विडम् कृत्रिम स्वनाम ख्यातम् શિવદાસ સેન–ચરક ટીકાની ફુટનોટમા (ચરક સૂત્ર અ/૨૭) વિદ્ સંસ્કૃત શબ્દનો અર્થ ટુકડા–કકડા થાય છે ખારાઘોડા–પાટડી વિ ખારા પાટ પ્રદેશમા ખારા કુવા છે તેના પાણીને કાઢી ઉકાળી ઘટ્ટ થએ ઠારવામા આવે છે–તે મોટા ટુકડારૂપે જામે છે તેને ફોડી કટકા કરી બજારમા વેચાય છે, આ કકડા અસમાન–ખુણાવાળા–હોય છે તે જ બિડલવણ યાને વડાગરૂ મીઠું કે પાકુ મીઠું, 'विडम् पाक्यम्' એવો પર્યાય સુશ્રુતની ટીકામા છે, આ મીઠું અતિ ચોકખુ સિંધવ જેમ કેવળ નમક–Pure Sodium chloride છે, સિંધવના અભાવે બિડલવણ–વડાગરૂ વાપરવા શાસ્ત્ર કહે છે–તે યોગ્યજ છે, મારવાડમા સાંભર તલાવનું પાણી ખારૂ છે–તેને પકાવીને મીઠું બનાવે છે–તે સાભર લવણ કહેવાય છે

ઔદ્ભિદ લવણ–એટલે જમીન પર ઉપજી આવતું મીઠું–એને સુશ્રુતની ભાનુમતી ટીકામા 'કાચલવણ' પર્યાયથી ઓળખે છે, આ મીઠું સૌરાષ્ટ્રમા ગોહીલવાડના વલ્લભીપુર–ભોણપુર કાનપુર વિ ભાગમા થાય છે, ત્યાના પાણી ખારા છે, પૂર્વે ત્યા સમુદ્ર હશે, હજુ ભરતી વેળા જમીન પર થોડે દુર પાણી પ્રસરે છે, ત્યાની જમીન પર આ મીઠું ફુટી નીકળે છે અને લોક તેને સાવરણીથી વાળીને એકઠુ કરી લે છે, તે ઘમીયું મીઠું–તેના કાચની પતરી જેવા પાતળા પાર ચોંક ટકા હોય છે, તેથી તેને 'કાચલવણ' કહી શકાય, આ મીઠુ ખારાશમા વડાગરા મીઠા કરતા કમી છે અને લોક તેને કાચુ મીઠું કહે છે, પૃથક્કરણ કરવામા આવે તો તેમાથી બ પ ક્ષાર મળી આવે એવો સભવ છે

સિંધવ શ્રેષ્ઠ લવણ ગણાય છે, કેમકે તેમા બીજા ક્ષારો નથી જ્યારે સમુદ્રના મીઠામાં સોડીયમ કલોરાઇડ ઉપરાંત બીજા ક્ષારો ૫ થી ૧૦ ટકા હોય છે, સમુદ્ર કિનારે અગરીઆ મીઠાના અગર બાંધે છે અને તેમા પાણી–સમુદ્રની ભરતીથી ભરાય, પછી ઓટ સમય બાદ સૂર્યના તાપથી તે પાણી સુકાતા તેના પાસા જામી જાય છે તેને સામુદ્ર લવણ કહે છે

આ પ્રમાણે પંચ મીઠા પંચલવણ તરીકે ઓળખાતા હતા હવે બિડલવણનો ઉલ્લેખ જુઓ કે બીજા લવણ સાથે આવે ત્યા વડાગરૂ મીઠુંજ અર્થ થાય, કિંતુ સ્વ જા નજીભાઈએ રચેલ સિદ્ધયોગસંગ્રહમા બિડલવણનો અર્થ નવસાર કરેલ છે–લવણ ભાસ્કર ચૂર્ણ–બિડ લવણાદિવટી અગ્નિપત્તિકરચૂર્ણ, ચિત્રકાદિગી મહાશંખવટી વિ પાઠોમા 'નવસાર'ને નિરર્થક ઉમેરી દીધો છે–તેથી આપત્તિ પેદા થાય છે અને બિડલવણને નવસાર માનવો એ એક સ્પષ્ટ ભૂલ છે, કારણ કે બિડલવણ એક મીઠું છે જ્યારે નવસાર ક્ષાર છે ક્ષાર Alkaly છે અને લવણ એ એક Base છે, લવણની જગાએ ક્ષાર ન મૂકી શકાય

### આ ભૂલ કેમ થઇ

સ્વ જાદવજીભાઈ સાથે મારે પત્રવ્યવહાર થતા આ બાબત યથાયોગ્ય જવાબ નહીં

આપેલો, પરંતુ વિડદ્રવ્યને વિડલવણ તરીકે માનવાથી આ ભૂલ થઇ છે,

રસપારદના જારણ માટે બિડદ્રવ્યો વપરાય છે—વિડોઽય રસજારણે ( આયુર્વેદ-પ્રકાશ ) અમ્લદ્રવ્ય, ખટાઇ, ટંકણ, નવસાર, લવણ-(સિંધવ-વડાગરૂ), ગંધક, કુક્કડી હીરાકસી એમના દરેક દ્રવ્ય બિડ' તરીકે વપરાય છે, પારદ ગંધકનો યોગ-રસસિંદુર બનાવવામાં થોડો નવસાર ૧/૧૬ ભાગ કોઈ પાઠમાં વપરાય છે નવસાર વિના પણ રસસિંદુર થાય છે-તે પણ સારોજ થાય છે ત્યાં રસની સાથેનો ગંધક 'બિડ' તરીકે કામ કરે છે

આ 'બિડ' શબ્દ પરથી બિડલવણ એટલે નવસાર માનવા સ્વ જા વજીભાઈ પ્રેરાયા હોય, પણ નવસાર વાપરતાં કઠિનતા ઉભી થાય છે યથા લવણ ભાસ્કર ચૂર્ણમાં વિડમ્ અને અમ્લવેતસ-એ આવે છે ત્યાં નવસાર ક્ષાર અને એસિડ-અમ્લ અમ્લવેતસ ભેગાં થાય તો બંનેના ગુણ છિન્નભિન્ન થાય અવિપત્તિ કર ચૂર્ણમાં સાકર વધારે આવે છે-ત્યાં બિડ તરીકે વડાગરૂ મીઠું હોય તો ચાલે, તે સંયોગવિરૂદ્ધ ન થાય, પણ નવસાર મેળવો તો બેસ્વાદ થાય, અને ચોમાસાની ઋતુમાં ક્ષાર ગળવા લાગે તો 'યોગ' બગડી જવા પામે-ચિત્રકાદિવટીમાં 'દ્વૌ ક્ષારૌ લવણાનિ ચ' છે ત્યાં ક્ષાર બે-જવખાર અને સાજીખાર આવે છે, તે પછી પંચલવણમાં બિડલવણનો અર્થ નવસાર કરવાની યોગ્યતા સમજાતી નથી, ક્ષાર પુરૂષત્વને હણનાર-ક્ષીણતા કરનાર હોવાથી તે થોડા પ્રમાણમાજ યોગમાં વપરાય છે તથા મહાશંખવટીમાં શંખભસ્મ-કે જેમાં કાર્બોનેટ છે તેની સાથે નવસારને બિડલવણ માની મેળવવામાં એમોનિયા કાર્બોનેટ ઉત્પન્ન થવાનોજ માટે તે રીતે નવસાર લેવો નહીં, વડાગરૂ મીઠુંજ લેવું જોઇએ

રસતંત્ર ગણીમાં નરેંદ્રનાથમિત્ર ૮૦ તોલા સાભરલવણ અને ૧૦ તોલા આમળાનું ચુર્ણ મેળવી ઘડામાં ભરી હાંડી ચોવીસ કલાક તાપ આપવાથી બિડલવણ તૈયાર થાય એમ લખે છે, તે ભૂલ છે-તેમાંથી કાચલવણ-બનાવટી સંચળ પેદા થાય ખરો

બજારમાં મળતું બિડલવણ-એક જાતનું મીઠુંજ છે પણ તે ચોકખુ એકલું મીઠું નથી તેમાં સોડીયમ સલ્ફેટ ૧૪ ટકા છે એટલે તે વાપરવું ઠીક નહીં

પ્રાચીન રસશાસ્ત્ર અને ઔષધિ ક્રિયા શાસ્ત્રમાં ઘણાંક અસ્પષ્ટ અને સંદિગ્ધ લખાણ જોવા મળે છે, તેનો શાસ્ત્રીય રીતે ઉહાપોહ કરી નિશ્ચય કરી લેવો જોઈએ

હાલ બધા મીઠા પોતપોતાના પ્રદેશમાં જ વપરાય છે રજપુતાનામાં સાભર મીઠું, સમુદ્રકાંઠે સામુદ્રલવણ, સૌરાષ્ટ્રના ભાલપ્રદેશમાં ઘસીયું મીઠું અને વડાગરૂ મીઠું

બિડલવણ-વડાગરૂ મીઠું પહેલેથી પાકતું હશે, પણ નિત્ય યુદ્ધના જમાનામાં તેનું ઉત્પત્તિ સ્થાન ખારાપાટ-ખારાઘોડા પ્રદેશ-વિસરાઇ ગયો હશે ફરી બિડલવણની ઉત્પત્તિ થવા માંડી ત્યારે તેનો પ્રચાર ઓછો થઈ ગયો હોય તેથીય તે સંબંધે 'અજ્ઞાન' પેદા થયું હોય

પોતાના પ્રભાવથી ધાતુઓને દૂષિત કરે છે ઉદા જેમકે-વિષ વગેરે

સમાવસ્થામાં સ્થિત વાત દિ દોષ શરીરને ધારણ કરવાથી ધાતુ કહેવાય છે તેમને, રસાદિધાતુઓને તેમજ સમાવસ્થામા સ્થિત મૂત્રપુરીષન મલને પણ શરીરને ધારણ કરનાર હોવાથી ધાતુ કહે છે

૩ સ્વસ્થહિત —કેટલાક દ્ર યો પોતાના પ્રભાવથી વાતાદિ દોષોનુ પ્રશમન અથવા ધાતુઓનુ દૂષણ ન કરતા કેવળ સ્વસ્થને મા૨ે જ હિતકર હોય છે ઉદા જેમકે-રક્તશાલિ વગેરે

આનવક શિવત્વ પ્રભાવને કારણે ત્રિદોષ હર છે એવી રીતે દુરાલભા (જવાસો) પણ વાત-પિત્ત-શ્લેષ્મહર છે

પ્રકૃતિ-શરીર-દેશ-કાલ-માત્રાદિથી યુક્ત દોષપ્રશમન દ્રવ્ય પણ દોષકર થાય છે જેમકે આમળાનો અતિ ઉપયોગ કરવાથી તે અગ્નિમાદ્ય કરે છે, તેવીજ રીતે ધાતુ પ્રદૂષણ દ્ર ય પણ દોષશમન બનતું જોવામાં આવે છે જેમકે વિષ ઉદ રોગહર છે, તેવીજ રીતે જે મ દકાદિ દોષકર છે તેજ ક્ષીણદોષ વાળાને મા૨ે દોષવૃદ્ધિથી સામ્યસ્થિતિ થતા દોષપ્રશમન થઈ જાય છે (અપૂર્ણ)

## * કેટલાક સમાચાર *

**૧ શુદ્ધ આયુર્વેદ અભ્યાસક્રમનો પદવીદાન સમારંભ** ભારતના નાણા પ્રધાન શ્રી મોરારજી દેશાઈએ તા ૧૨-૧૨-૫૮ના રોજ શુદ્ધ આયુર્વેદ પાઠ્યક્રમ સમિતિની આયુર્વેદ પ્રવીણની પદવી ૬૧ વિદ્યાર્થીઓને એનાયત કરતી વખતે મુંબઈ યુનિવરસીટીના કોનવોકેશનના હોલ ખાતે પદવી દાન પ્રવચન કરતા તમામ તબીબી પદ્ધતિઓના પ્રણેતા ઓને અરસપરસ ઝઘડા નહીં કરતા પોત પોતાની પદ્ધતિના વિકાસ મા૨ે પ્રયાસો કર વાની સલાહ આપી હતી તેમણે કહ્યુ હતું કે **આયુર્વેદની સેવા કરવા માગતા હો તો બીજી પદ્ધતિઓ ખરાબ છે એમ કહે વાથી આયુર્વેદની સેવા થઈશકશે નહીં** આયુર્વેદ શાસ્ત્ર અપનાવીને તેમાં વિશ્વાસ રાખીને તેનો નિષ્ઠાપૂર્વક પ્રચાર કરવો જોઈએ.

શ્રી દેશાઈએ આરંભે નવા આયુર્વેદ પ્રવીણોને ધ યવાદ આપ્યો હતો ખાસ કરીને હવે મહિલાઓ પણ આયુર્વેદનો અભ્યાસ કરવા બહાર પડી છે તે પ્રત્યે તેમણે આન દ વ્યક્ત કર્યો હતો તેમણે સત્તર નવા પ્રવીણોને ઉપાધિઓ અર્પણ કરી હતી

શ્રી દેશાઈએ કહ્યુ હતુ કે મુબઈ રાજ્ય તરફથી જે અભ્યાસક્રમ ચાર્ થયો હતો તેનુ આજે પ્રથમ પરિણામ આવે છે, તેનાથી મને આનદ થાય છે એ સાથે મારે કહેવું જોઈએ કે જે લોકો પ્રવીણ થયા છે તેઓ ની જવાબ દારી વધે છે

મનુષ્યને હમેશાં તદુરસ્ત રહેવું જોઈએ અને તે રહી શકે છે પરતુ તે શરીરશાસ્ત્રો ના નિયમો પાળે તોજ રહી શકે અને આપણે ઘણા એ નિયમો પાળતા નથી મારો કુ રતી ઉપચારોમા વિશ્વાસ છે પણ એનો એ અર્થ નથી કે કેવળ કુદરતી પદ્ધતિ જ સારી છે અને બીજી પદ્ધતિઓ સારી નથી પણ કોઈ શાસ્ત્ર એવો દાવો ન કરી શકે તે એક થાય ખુબી છે આમાથીજ આ અગે ઝઘડાઓ ઉભા થાય આપણે જે શાસ્ત્રને માનતા હોઈએ તે મુજબ આપણું જીવન ઘડાવું જોઈએ

એલોપથી પદ્ધતિનો ઉલ્લેખ કરતા શ્રી દેશાઈએ કહ્યુ હતું કે એલોપથી સામે મારો એક વાધો છે કે એલોપથી જેટલી વધુ પ્રગતિ કરતી જાય છે, તેટલી તે મોઘી બનતી જાય છે જે તમામને પોષાઈ શકે

નહીં આવી આ પદ્ધતિથી સમાજને ફાયદો થઈ શકે નહીં

નવા વૈદ્યોને સંબોધન કરતાં અંતમા તેમણે કહ્યું કે જે વિદ્યા તમે સંપાદન કરી છે તે વિદ્યાનો પ્રજાને લાભ આપવાની નિષ્ઠા હશે તોજ તમે આયુર્વેદની સેવા કરી ગણાશે

વૈદ્ય વામનરાવ

શુદ્ધ આયુર્વેદ પાઠ્યક્રમ સમિતિના ચેરમેન વૈદ્ય વામનરાવ દીનાનાથે આ પહેલા તેમના સ્વાગત પ્રવચનમા પ્રાચીન કાળમા આયુર્વેદે સાધેલી પ્રગતિનો ખ્યાલ આપ્યો હતો અને એ પછી વિદેશી શાસન પછી વિદેશી પદ્ધતિઓના આગમન પછી આયુર્વેદને સહન કરવું પડયુ હતુ તેનો ઇતિહાસ આપ્યો હતો અને કહ્યું હતુ કે દેશમા પ્રજાકીય સરકાર સ્થપાયા પછી આયુર્વેદના પુનરૂદ્ધારનો આરંભ થયો હતો અને આયુર્વેદની પદ્ધતિને માન્ય રાખવા ઉપરાત તેને સરકાર તરફથી પણ ઉત્તેજન મળી રહ્યું પરિણામે આજે આયુર્વેદ પદ્ધતિને માટે પુનઃ અવકાશ વધ્યો છે

તેઓએ શુદ્ધ આયુર્વેદ અભ્યાસક્રમની રૂપરેખા પણ વર્ણવી હતી

અંતમા વૈદ્ય એન એચ જોષીએ આભાર વિધિ કર્યો હતો

૨ આયુર્વેદ મહાસંમેલના અધિવેશનની નક્કી તારીખ -દીલ્હીમા ભરાનારા આયુર્વેદ મહાસંમેલનના અધિવેશનની નક્કી તા ૨૩ની ફેબ્રુઆરીથી તા ૨૫મી ફેબ્રુઆરી સુધી છે અધિવેશનનું ઉદ્ઘાટન માનનિય રાષ્ટ્રપતિજી તા ૨૩-૨-૫૯ને દિને કરશે અધિવેશનમા જવા આવવા માટે રેલ્વે કન્સેશનનુ પ્રમાણપત્ર ટુંક સમયમા મોકલવામા આવશે.

૩ વડોદરાના વૈદ્યરાજ ગં ચુનીલાલ રે પંડ્યાની વિનંતિ -દીલ્હીમા જે નિ ભા આયુર્વેદ મહાસંમેલનનુ અધિવેશન મળનાર છે તેમા વધુ વૈદ્યોએ હાજર રહેવા પ્રયત્ન કરવો. તેઓ વિશેષમા જણાવે છે કે આયુર્વેદ વિદ્યાપીઠને જો વૈદ્ય સમુહનો સાચો સહકાર મળશે તો તેમાથી એક વિશ્વ વિદ્યાલય બનાવી શકશે અને પાશ્ચાત્ય ચિકિત્સકો જેટલાજ અધિકારો આયુર્વેદિય ચિકિત્સાને માટે મેળવી શકાશે આ મહાસંમેલના ૪૨ અધિવેશન થયા હતા વૈદ્ય સમુહની ઉદાસીનતાના કારણે સંસ્થા ઉપર વર્ચસ્વ જમાવી દેનારા કેટલાક કાર્યકરોએ સંસ્થાની સાચી સેવા કરી નથી સમય એવો છે કે સાચી પરિસ્થિતિને જાણવા આપણે તત્પર થવું જોઇએ

આ સંમેલનમા ભાગ લેવા માટે રેલ્વેની કન્સેશન ટીકીટ મેળવવા માટે મહાસંમેલનની કચેરી યથા સમયે પ્રત્યેક સભ્યને રેલ્વે કન્સેશનના ફોર્મ્સ મોકલે છે જે ભાઈઓને એમની સાથે પ્રવાસ યાત્રામા જોડાવા ઇચ્છના હોય તેમણે વૈ ચુનીલાલ રે પંડ્યા, કોઠીપોળ-વડોદરા એ સરનામે સંપર્ક સાધવો (તારવીને)

૪ ઓલ ઇન્ડિયા કન્વેન્શન ઓફ સ્ટેટ બોર્ડ અને કાઉન્સિલ ઓફ ઇન્ડિયન મેડીસીનનું અધિવેશન જનરલ કાઉન્સિલ એન્ડ સ્ટેટ ફેકલ્ટી ઓફ આયુર્વેદીક મેડીસીન કલકત્તાની ફરમાયશથી તા ૨૫થી તા ૨૮ ડીસેમ્બર ૧૯૫૮ સુધી કલકત્તામા ડો એ લક્ષ્મીપતિના અધ્યક્ષપદે મળ્યું હતુ ભારતના વિવિધ પ્રાંતોની આયુર્વેદિક સ્ટેટ બોર્ડ અને ફેકલ્ટીના પ્રતિનિધિઓ અને આયુર્વેદિક ડાયરેકટરો આ અધિવેશનમા હાજરી આપશે

આ અધિવેશન ભારતભરની બધી કોલેજો

માટેનો એક સરખો અભ્યાસક્રમ નક્કી કરી તથા આયુર્વેદિક સ્નાતકોના હક્ક, અધિકાર અને આયુર્વેદિક ફાર્માકોપીઆની યોજના નક્કી કરી તેને ભારત સરકારના સ્વાસ્થ્ય વિભાગ ઉપર અને સ્વાર્નીંગ કમીશ ઉપર વિચારણા માટે મોકલવામા આવશે

૫ પશ્ચિમ બ ગાળની સરકાર ત્યાની ધારા સભામા હવે પછીની બેઠકમા એક બીલ લાવનાર છે તેમા આયુર્વેદના ધોરણને પશ્ચિમના વિજ્ઞાનની સમાન કક્ષાના ધોરણે મુકવાની વિચારણા છે આ ઉપરાત એક આયુર્વેદિક હોસ્પિટલ ઉઘાડવાની વિચારણા પણ છે આયુર્વેદમા ઔષધોનુ સશોધન કરવાની યોજના પણ વિચારણા હેઠળ છે લગભગ હજાર્નેક સસ્થાઓને મા યતા આપવામા આવશે અને તેને ગ્રાટ પણ આપવામા આવશે

૬ માદક દ્રવ્યોના ઉત્પાદનમા થયેલો વધારો—યુ પી વિસ્તારની માદક દ્રવ્ય ઉત્પાદક સસ્થાનો ૩૦ સપ્ટેબર ૧૯૫૬ સુધીનો હેવાલ બહાર પડ્યો છે તેમા જણાયુ છે કે અગાઉના વર્ષ કરતા નવા વર્ષમા વધારો થયો છે વર્ષ દરમ્યાન કુલ ટોટલ આલ્કાલોઈડનુ વેચાણ ૩૨૯૨ પૌડ છે જ્યારે અગાઉના વર્ષનુ વેચાણ ૨૪૩૭ પૌડ છે

| | ૧૯૫૪–૫૫ | ૫૫–૫૬ |
|---|---|---|
| | પૌડ.ઔસ | પાઉડ આસ |
| મોર્ફીન હાઇડ્રોક્લોરાઇડ | ૧૪૫–.. | ૨૬ – |
| મોરફીન વર્ક્સ | ૨૪ – | ૩૩૧–... |
| કોડીન | ૪૫૧–... | ૫ ૨– |
| ડાયોનાર્ઇન | ૧૯૬– | ૨ ૫– |
| સેમીરીફાઇડ સી થેથેગીક કોડેઇન | ૧૫૧૩–૧૫ | ૧૭ ૪–૭ |
| સેમીરીફાઇડ એથીલ મોરફીન | ૨૧૫–૫ | ૧૭૫–૧૦ |
| સેમીરીફાઇડ નેચરલ કોડેઇન | ૬૮૬–૮ | ૬૯૭–૧૦ |

આ ઉત્પાદનના આકડા વધારે છે કારણ કે આ ઔષધોની હિ દમા અને પરદેશમા વિશેષ માગ હતી ઉપરના આકડા ફાર્માસીસ્ટ નામના માસિકના સપ્ટેબરના અ કમા પ્રસિદ્ધ થયા છે જો તે ખરેખર સાચાજ હોય તો અફીણના ઉપયોગ ઉપર પ્રતિબધ મુકવાની નીતિ ભારત સરકારની સાચી હોય એમ લાગતુ નથી

૭ નડીયાદ વૈદ્ય સભા — સસ્થાના નવા વર્ષના કાર્યકરો આ પ્રમાણે છે પ્રમુખ—રા વૈ જ્ઞાનાનદ સરસ્વતિ, ઉપપ્રમુખ—રા વૈ હરિભાઇ પટેલ, પ્રધાનમત્રી—રા વૈ ચદ્રશકર દવે સહમત્રી—રા વૈ અબાલાલ પટેલ, અને ખજાનચી—રા વૈ રતિલાલ કસારા

૮ વડોદરા જી ના વૈદ્યમડળ — સસ્થાના નવા વર્ષના કાર્યકર્તાઓ નીચે પ્રમાણે છે —

પ્રમુખ—રા વૈ મોહનલાલ ન ચોકસી, ઉપપ્રમુખો—રા વૈ ધીરજલાલ મા શાહ, રા વૈ અબાલાલ મ પટેલ, મત્રીઓ — રા વૈ રવિશકર છ પુરોહિત, રા વ વિશ્નુ પ્રસાદ ત્ર અને રા વૈ શિવપ્રસાદ ઠ, કોષાધ્યક્ષ—રા વૈ જગદીશચદ્ર મુ પડયા અને હિસાબ તપાસનીસ—રા વૈ તોલાશકર જે ભટ્ટ

૯ પજાબ પ્રાતીય આયુર્વેદ સમેલન તા ૨૧–૨૨ ડીસેબર ૧૯૫૮ના રોજ અમૃતસરમા મળ્યુ હતુ, જેનુ ઉદ્ઘાટન પજાબના રાજ્યપાલ શ્રી એન વી ગાડગીલે કર્યુ હતુ

# આયુર્વેદ વિજ્ઞાન


વૈદક સિદ્ધાંતોને તુલનાત્મક દૃષ્ટિથી તથા અનુભવની દૃષ્ટિથી ચર્ચનારૂં માસિક

પુસ્તક ૭ ] માઘ ૨૦૧૫ ફેબ્રુઆરી ૧૯૫૯ [ અંક ૫


नमामि धन्वन्तरिमादिदेवं सुरासुरैर्वन्दितपादपद्मम् ।
लोके जरारुग्भयमृत्युनाशं धातारमीशं विविधौषधीनाम् ॥





तदेव युक्तं भैषज्यं यदारोग्याय कल्पते ।
स चैव भिषजां श्रेष्ठो रोगेभ्यो यः प्रमोचयेत् ॥


આદ્ય તંત્રી સ્વ. ગં. શા. દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી

કાર્યવાહક તંત્રી ગં. શા. શ્રી ગોપાલ મ. પરીખ.

સહાયક તંત્રી નવનીતચંદ્ર મ. પંડ્યા, એલ. સી. એમ., ડી. કો. એસ. એફ. (મુંબઈ).



ઝંડુ ફાર્માસ્યુટિકલ વર્ક્સ, લિમિટેડ, તરફથી,
૬ ગોખલે રોડ (દક્ષિણ) મુંબઈ ૨૮

## અનુક્રમણિકા



---

## વિજ્ઞપ્તિ

આયુર્વેદ વિજ્ઞાનનો આ અંક વાંચીને આપ જાણી શકશો કે આયુર્વેદના વિજ્ઞાનને સ્પર્શતા મૌલિક લેખોનો આમાં સમાવેશ કરવામા આવ્યો છે

આયુર્વેદના જ્ઞાન અને પ્રચાર માટે વૈદ્યોને વૈદ્યકના વિદ્યાર્થીઓને ઉપયોગી નીવડે તેવુ આ માસિક છે સામાન્ય સ્વાસ્થ્ય કેમ પાળવુ અને રોગોથી કેમ બચવુ તે વિષે પણ આ માસિકમાં માર્ગ દર્શન કરાવવામાં આવ્યુ છે આ માસિક દર અંગ્રેજી મહીનાની પંદરમી તારીખે પ્રગટ થાય છે લવાજમ ફક્ત રૂા ૪— — (પરદેશના રૂ ૬— —) ટપાલ ખર્ચ સહિત રાખવામા આવ્યુ છે લાઇબ્રેરીઓ દ્વારા આ માસિકનો બહોળો પ્રચાર થાય તે હેતુથી લાઇબ્રેરીઓ માટે લવાજમ ફક્ત રૂા ૩— — રાખવામા આવ્યુ છે અત્યારના આ જમાનામા આ લવાજમ ઘણુ ઓછુ છે છતાં આયુર્વેદની સેવા ખાતર અમોએ લવાજમ ઓછુ રાખ્યુ છે આશા છે કે આપ સર્વ વૈદ્ય બધુઓ આ માસિકના ગ્રાહક જેમ બને તેમ જલદીથી થઈ જશો તેમજ આપના બીજા ઇષ્ટ મિત્રોમા તેના પ્રચાર કરી વધુને વધુ ગ્રાહકો કરી મોકલશો અથવા વી પી થી અંક મોકલવા માટેના પત્ર લખશો એજ વિનતિ.


પત્ર વ્યવહારનું સરનામુ

તંત્રી

**આયુર્વેદ વિજ્ઞાન,**

કે—ઝંડુ ફાર્માસ્યુટિકલ વર્કસ લિ

ગોખલે રોડ (દક્ષિણ) મુંબઇ ૨૮

# આયુર્વેદ વિજ્ઞાન

प्रत्यक्षतो हि यद्दृष्टं शास्त्रदृष्टं च यद्भवेत् ।
समासतस्तदुभयं भूयो ज्ञानविवर्धनम् ॥

પુસ્તક ૭ | આદ્ય તંત્રી સદ્ગત દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી | માઘ ૨૦૧૫
કાર્યવાહક તંત્રી શ્રી ગોપાલ મ. પરીખ
અંક ૫ | સહાયક તંત્રી શ્રી નવનીતલાલ બ. પંડ્યા | ફેબ્રુઆરી ૧૯૫૮
ઝંડુ ફાર્મસી તરફથી


## આહાર વિષે ધ્યાન રાખવા જેવી કેટલીક બાબતો

લેખક સુરેંદ્ર નાગરદાસ પાઠક, L A M, D A S F (Bom) આયુર્વેદાચાર્ય, પાટણ

આહાર, નિદ્રા અને બ્રહ્મચર્ય એ ત્રણેનું યોજનાપૂર્વકનું પાલન અને જીવન ટકાવી રાખનાર બળો–ઉપસ્તમ્ભ–તરીકે આયુર્વેદ શાસ્ત્રે સ્વીકાર્યાં છે એમાં આહાર વિષે,–'પોતાને પ્રિય અને હિત લાગે તેવા વર્ણ, રસ, ગંધ અને સ્પર્શવાળું વિધિપૂર્વક બનાવેલું અન્ન મનુષ્યોનો પ્રાણ છે–' એમ ચરક કહે છે આ સુવિદિત સત્ય હોઈ એને ભારથી સમજાવવાનું હોય નહીં પરંતુ લીધેલો આહાર યથાયોગ્ય ફળ આપે તે સારૂ કેટલીક બાબતો ધ્યાનમાં હોવી જરૂરી છે અન્યથા, રોગના ભોગ બનવું જ પડે આપણા લોકહિતૈષ દૃષ્ટિ પૂર્વાચાર્યોએ આ બાબત આયુર્વેદ શાસ્ત્રમાં દેશ, કાળ, ઋતુ વગેરે અનુસાર ઘણું કહેલું છે, જેનું સમગ્ર વર્ણન તો એક પુસ્તક માગે અહીં તો, આ લઘુ લેખ દ્વારા એજ બાબતોનું વર્ણન જન સામાન્યના હિતાર્થે કરવાનો અલ્પ પ્રયત્ન કર્યો છે

આહાર હિતકર છે કે અહિતકર છે એ જ્ઞાનના કારણભૂત આઠ બાબતો છે જેનું आहारविधिविशेषायतनानि તરીકે વર્ણન કર્યું છે તે ક્રમશઃ નીચે મુજબ છે —

(૧) પ્રકૃતિ પ્રકૃતિ એટલે કે સ્વભાવ આહારના અને ઓસડના દ્રવ્યોનો જે મૂળભૂત સ્વભાવ એના પર 'સંસ્કાર' (નીચે જુઓ) કર્યો ન હોય તે દા ત અડદ ભારે છે, મગ હલકા છે આ વિષે જ્ઞાન હોવું જરૂરી છે

(૨) કરણ સ્વાભાવિક દ્રવ્યોને સંસ્કાર આપવો તે કરણ કહેવાય છે સંસ્કાર એટલે બીજો ગુણ દાખલ કરવો તે "संस्कारो हि गुणान्तराधानमुच्यते।" આ વસ્તુ પાણી અને અગ્નિના સંબંધથી, ધોવાથી, મંથન કરવાથી, દેશકાળથી, ભાવના આપવાથી, કાળપ્રકર્ષથી, વાસણની વિશેષતાથી–એમ અનેક રીતે થાય છે ઉદાહરણ તરીકે ધોયેલા તંદુલ અગ્નિ અને પાણીના સંબંધ વડે ભારે

મટી જઈ હલકા બને છે રાતા શાલિ વગેરે હલકા છેજ, પણ અગ્નિ સાથે સયોગ થતા એથી પણ વધુ હલકા બને છે દહિં સોજા લાવે છે, પણ મથન કરેલુ દહિ સોજાને દૂર કરે છે રાખના ઢગલામા રાખવાથી કેટલીક દવાઓ વધુ ગુણદાયી બને છે વાસનક્રિયાથી એટલે કે પાણીમા કમળ રાખીને તેને સુગધિત બનાવાય છે કેટલાક ઔષધોને આમળા વગેરેની ભાવના આપવાથી અર્થાત્ તેના રસમા ઘૂટવાથી એનો ગુણ વધે છે કોઇક દવા જો વળી અઠવાડીયુ, મહિનો માસ ગબ્યા પછીજ ગુણદાયી બને છે લોહપાત્રમા ત્રિફળા ત ક ચોપડી તે ખાવાથી ખાસ ફાયદો થાય છે આવીજ રીતે પેષણ અગ્નિમ ત્રણાદિથી પણ ગુણાન્તરાધાન થાય છે અડદ વગેરેનો જે સ્વાભાવિક ગુણ ભા ત ભારેપણ છે તે બદની શકાય નહીં, અર્થાત્ ઉત્પત્તિ વખતનો સ્વભાવ ફરતો નથી પણ સસ્કારથી તેને બદની શકાય એમ કેટલાક આચાર્યો કહે છે તો વળી કોઇ એમ કહે છે કે દ્રવ્યનો સ્વાભાવિક ગુણ તો સસ્કાર વડે પણ ન બદલાય ભા ત અગ્નિની ઉષ્ણતા, વાયુની ચપળતા તથા તેલની સ્નિગ્ધતા પરતુ વ્યવહારમા દેખાય છે જ કે ભારેપણું વગેરે ગુણો ધા ય જૂના થાય તો પણ દૂર થાય છે વરી (વ્રિહી) ને શેકવાથી ધાણી (લાજા) નામનુ બીજુ દ્રવ્યજ થતું હોય ત્યા ગુણાતરાધાન શકય છેજ

(૩) સયોગ બે અગર તો બહુ દ્રવ્યોનું એકઠુ થવુ તેને સયોગ કહે છે આ દ્રવ્યો છૂટા હોય ત્યારે એવું કાર્ય નથી કરતા, જે ભેગા થયે કરે છે, જેમકે મધ અને ઘીનો સયોગ બને પૃથક્ હોય ત્યારે અમૃત તુલ્ય છે ભેગા થયે મારક છે આવીજ રીતે મધ માછલી અને દૂધના સયોગનુ પણ છે, તે જુદા હોય ત્યારે કુઇ નથી કરતા ભેગા થયે કરે છે

(૪) રાશિ રાશિ એટલે પ્રમાણ–માપ કહ્યુ છે કે માત્રાશી સ્યાત્ અર્થાત્ માપસર જમો પોતાનુ કેટનુ માપ એ સૌ સૌના જઠરાગ્નિના બળ પર આધાર રાખે છે સામા ય રીતે એમ કહી શકાય કે 'ખાધેલુ અ ન પોતાની સ્વસ્ર પ્રકૃતિમા કઈજ બીગાડ કર્યા સિવાય સમયસર પચે' એ તે વ્યક્તિનુ માપ કહી શકાય વળી માત્રાસર આહાર લીધો છે એવું કહી શકાય માટે નીચેના લક્ષણો જાણવા જેઇએ જેમકે જો માત્રાસર ખોરાક લીધો હોય તો કુક્ષિમા ભાર જણાતો નથી, હૃદયમા કોઇ અવરોધ લાગતો નથી, પડખામા કઇ પીડાકર લાગતુ નથી, પેટ બહુ ભારે જણાતુ નથી, ઇંદ્રિયો પ્રસન્ન રહે છે ક્ષુધા–પીપાસાની શાતિ રહે છે બેસવું, ફરવું, સૂવુ, શ્વાસ લેવો મૂકવો, હસવું વાતો કરવી એ તમામમા સુખાનુભવ થાય છે સાજ સવારનુ ખાધેલુ સુખપૂર્વક પચી જાય છે અને બલ વર્ણ વિ૦નો ઉપચય થાય છે આ લક્ષણો પરથી કહી શકાય કે આપણે માત્રાસરજ ખાધુ છે માપસર આહાર કે ઔષધ લીધુ હોય તેનુ શુભ ફળ અને માપ વગર લીધેલનુ અશુભ ફળ, એ બેનો નિર્ણય રાશિ અર્થાત્ પ્રમાણના જ્ઞાન વડે થાય એના બે પ્રકાર છે – (૧) સર્વગ્રહ અને (૨) પરિગ્રહ સર્વગ્રહ એટલે દાળ, ભાત વિ૦ બધુ મળીને અમુક માપમા લેવું તે સર્વગ્રહ દાળ ૦। શેર,

રોટલી અગેરે વિ૰ નક્કી કર્યાં મુજબના ભાગે લેવુ તે પરિગ્રહ

(૫) દેશ દેશ એટલે આહારના દ્રવ્યોત્ર અને જમવાનુ સ્થાન એનાથી ઉત્પત્તિને લીધે કે ફરવાના કારણે અથવા દેશસાત્મ્યથી થતા ગુણો જાણી શકાય દા ત હિમાલયમા ઉત્પન્ન થયેલુ ગુણવાળુ હોય મરૂભૂમિમા થયેલુ હલકુ હોય આનુપ દેશમા ઉષ્ણરૂક્ષ તથા ધન્વ દેશમા ઠંડુ, સ્નિગ્ધ વિ૰ માફક આવે

(૬) કાલ કાલ બે પ્રકારનો, નિત્યગ અને આવસ્થિક રાત્રિ દિવસરૂપ તે નિત્યગ અને બચપણ, યુવાની વિ૰ આવસ્થિક આવસ્થિક કાળ વિકારાપેક્ષી છે એટલે કે બચપણમા કફ, યુવાનીમા તાવ વિ૰ થાય તો આહાર નિયમન માટે તે જાણવું જરૂરી છે જ્યારે નિત્યગ કાળનુ જ્ઞાન ઋતુ અનુસાર ચર્યા રાખવા જરૂરી છે

(૭) ઉપયોગ સસ્થા ઉપયોગ સસ્થા એટલે અમુક રીતે આહારનો ઉપયોગ કરવો કે ન કરવો તે અગેનો નિયમ એ માટે આહાર પચી ગયો છે કે નહીં તેના લક્ષણો જાણવા જોઈએ

(૮) ઉપયોક્તા એટલે જમનાર પોતે એનુ પણ મહત્ત્વ છેજ કારણ પોતાને કઈ ચીજ માફક આવે છે, કઈ નહીં એનુ જ્ઞાન પોતાને હોવું જરૂરી છે

આમ આ આઠ બાબતો વિ૰ વિચાર્યા પછી નિરોગી માણસોને તથા કેટલાક રોગી ઓને પણ વખતસર અને સ્વભાવથી જ હિત જમનારાઓ સારૂ — આહાર વિધિ વિધાન એટલે કે આહાર લેવાના અને લેતી વેળા પાળવાના કેટલાક નિયમોનુ સક્ષેપમા વર્ણન કરીએ —

(૧) ગરમ ખાવુ કારણ કે ગરમ ખાધેલુ સ્વાદે સારૂ લાગે છે, અગ્નિનુ દીપન કરે છે, વાયુનુ અનુલોમન અને કફને ઓછો કરે છે

( ) સ્નિગ્ધ જમવુ એટલે કે તેલ, ઘી વિ૰ પ ર્થોયુક્ત આહાર લેવો, તે જઠરાગ્નિ દીપન કરે છે, જલ્દી પચે છે, વાતાનુ લોમન કરે છે શરીર પુષ્ટ કરે છે, ઇંદ્રિયો દૃઢ બનાવે છે બળવૃદ્ધિ કરે છે, શરીરનો વર્ણ-વાન સારો રાખે છે

(૩) માત્રાસર જમવુ કારણ એ કે માપસર લીધેલુ અન્ન, વાત પિત્ત અને કફ ા સ્થાનો પર દબાણ ન થવાથી તેના પ્રકોપ કર્યાં વિના આયુષ્યની જ માત્ર વૃદ્ધિ કરે છે સારી રીતે પચી જતા ગુદા દ્વારા સુખરૂપ (મળ) બહાર નીકળી જાય છે અગ્નિને હાનિ ક તુ નથી વગર પીડાએ પચે છે તેથી માત્રા સર જમવુ

(૪) પચ્યા પછી ખાવુ એનુ કારણ એ કે અજીર્ણ હોય અને જમીએ તો આહાર રસ આગલા દિવસના બરાબર નહીં તૈયાર થયેલા રસ સાથે ભળતા બધાજ દોષો જ ી કોપે છે પચ્યા પછી જમનારના તો દોષો સ્વ સ્થાનમા હોય, અગ્નિ પ્રદિપ્ત થયો હોય, ભૂખ લાગી હોય, સ્રોતોના મુખ ખુલ્લા થઈ ગયા હોય, વાયુ, મૂત્ર અને ઝાડાની હાજતનો નિકાલ બરાબર થયો હોય—આ બધા આહાર

પચી ગયાના લક્ષણો હોય એટલે પચ્યા પછી લીધેલો ખોરાક દોષો પ્રકુપિત કર્યા વગર ફક્ત આયુષ્ય જ વધારે જાય છે માટે પચ્યા પછી જ જમવું

(૫) વીર્યથી વિરૂદ્ધ ન હોય એવું જમવું વીર્ય એટલે શક્તિ જે વડે દ્રવ્ય પોતાનો ગુણ કરે તે આનો ખ્યાલ રાખવાથી વિરૂદ્ધ વીર્યથી થતા રોગો જે કહ્યા છે જેવા કે, કુષ્ઠ, આંધળાપણુ વિસર્પ વિ જો જ્ઞાન હોય તો થતા નથી-એટલે એ જાણવુ આવશ્યક છે

(૬) ઇષ્ટ સ્થળમા ઇષ્ટ સામગ્રી સાથે જમવુ કારણ કે ઇષ્ટ સ્થળે જમવાથી ચિત્ત સતાપ થતો નથી અને મન પ્રફુલ્લિત રહે છે-ઇષ્ટ સામગ્રીનો પણ તેજ ફાયદો છે

(૭) બહુ ઉતાવળે ન ખાવુ કારણ કે તેથી ખાધેલુ ઉછાળા મારે છે ખોરાક જાણે અદ્ધર અદ્ધરજ રહે છે હોઠામા જાણે નીચે બેસતોજ નથી એવું લાગે છે વળી વાળ, કાંકરી વિ આવી જાય તે પણ ખબર ન પડે, અને તે હોજરીમા જાય વિશેષમાં સ્વાદુતા વિ ગુણો પણ ધ્યાનમા આવવાથી ભોજનમા પ્રીતિ રહેતી નથી માટે ઉતાવળે કદી ન ખાવું દોડધામના આ જમાનામા આનું ધ્યાન અવશ્ય રાખવા જેવું છે

(૮) બહુ ધીરે પણ ન જમવુ કારણ કે એથી સતોષ થતો નથી ખુબ ખવાય છે ખાવાનુ ઠરી પણ જાય છે વળી લબાણ થવાથી અગ્નિવૈષમ્ય પેદા થાય છે અને તેથી પચવામા પણ વિષમતા આવે છે

(૯) બો યા, હસ્યા વિના એક-ચિત્તે ખાવુ આનાથી થતા દોષો બહુ ઉતાવળે ખાનારને થતા દોષો જેવાજ છે આજે તો નાની મોટી જયાફ્તોમા આ સોનેરી નિયમને નેવેજ મુકનામા આવે છે-અરે, ખુદ વૈદ્ય સમેલનોમાયે આ સ્થિતિ દેખવામા આવે છે એટલે તે પર પુરતું લક્ષ આપવાની સૌનેજ જરૂર છે

(૧૦) અને છેવટે-આત્મ વિચારપૂર્વક સારી રીતે જમવું પોતાને શું માફક આવશે તે ખબર હોય તોજ સૌને આહારનુ યોગ્ય ફળ મળી શકે છે માટે વિચારપૂર્વક જમવું

આમ આ આહાર વિધિ વિશેષાયતનો તથા આહાર વિધિ વિધાન જાણી સમજીને તેનુ યથાયોગ્ય પાલન કરવું જરૂરી છે અને મોહથી કે પ્રમાદથી કોઇ રીતે પણ અહિત, અસુખ ઉત્પન્ન કરનાર કે ફક્ત નજરથીજ પ્રિય પણ વસ્તુત અહિતકર એવું કશાનુ જ સેવન ન કરવું એ સૌ લક્ષમા રાખશેજ એવી આશા છે

# ઉપવાસની અગત્ય

લેખક—રા. ગ. નવનીતલાલ બી. પંડયા—મુંબઈ

આપણને જેટલા રોગો થાય છે એમાના મોટાભાગની ઉત્પત્તિ અજીર્ણમાથી થાય છે. શાસ્ત્રમા પણ તેથીજ કહ્યુ છે કે અપક્વાન્ન રસજ દોષ એવ સર્વ રોગકારણમ્। આમ અન્નરસથી શરીરમા દોષની વિષમતા થાય છે જે અનેક રોગોનું કારણ છે. આપણે જે કાંઈ ખાઈએ છીએ, એનું બરાબર પાચન ન થવાથી આ અન્નો અપકવરસ શરીરમા ફરે છે અને એજ આપણા ઘણાખરા રોગોનું મૂળ કારણ છે. रोगा सर्वेऽपि मन्दाग्नौ બધા રોગ મંદ જઠરાગ્નિથી પેદા થાય છે.

આજ કાલ મંદાગ્નિ (Dyspepsia) અને મધુમેહ (Diabetes) રોગો બહુ દેખાય છે. એનુ મૂળ પણ વધારે ખોરાક અને તેથી થતું અજીર્ણ છે. આ અજીર્ણથી પેદા થયેલો અપકવ રસ આપણા શરીરના જે ભાગમા વધારે પ્રમાણમા જાય છે, તે ભાગને રોગ લાગુ પડે છે. ઘણા રોગ, જંતુ એવી કે જંતુઓના ઝેરથી થાય છે. પણ જો આપણું શરીર પુરેપુરૂં નિરોગી અને બળવાન હોય—આપણામા રોગ પ્રતિરોધ શક્તિ (ઈમ્યુનીટી) હોય તો આ રોગનુ ઝેર શરીરમા દાખલ થયા છતા કંઈ નુકસાન કરી શકતું નથી. ઉપવાસ કરવાથી આ અપકવ આહાર રસ પકવ થઈ જાય છે.

अनवस्थितदोषाग्नेर्लंघनं दोष पाचनम्।
ज्वरघ्नं दीपनं कांक्षारुचि लाघव प्राणदम्॥

જેના દોષો અને અગ્નિ અવ્યવસ્થિત થઈ ગયેલ છે તેના દોષોનું લંઘનથી પાચન થાય છે. લંઘન જ્વરઘ્ન છે. જઠરાગ્નિને પ્રદિપ્ત કરે છે, ભુખ લગાડે છે, રૂચિ ઉત્પન્ન કરે છે, શરીરમા હલકાપણુ લાવે છે અને જીવન શક્તિને વધારે છે.

અસલના ઋષિ મુનિઓએ ઉપવાસના ગુણોનુ વર્ણન ઘણું કર્યું છે. જો ઈશ્વરમા આસ્થા હોય તો ઉપવાસને દિવસે પોતાની ઈચ્છાનુસાર ઈશ્વરની ભક્તિ કરવી. અને તેથીજ શ્રીમદ્ ભાગવતમાં પણ ઉપવાસની વ્યાખ્યા જુદી રીતે કરી છે उपसमीप यो वास' उपवास स उच्यते। ભગવાનની સમીપમા જ—તન્મય થઈને જે ભક્તિ કરવી તેને ઉપવાસ કહે છે. નાના બાળકોને પણ વારંવાર ઉપવાસ કરાવવો જોઈએ. કારણ કે તે વધુ પડતું ખાનારા હોય છે.

રોગ થવાનુ કારણ ઝાઝું ભોજન અને ખરાબ ભોજન છે. ઉપવાસ કરવાથી કંઈ રોગ થતા નથી. હિંદુ ધર્મમા ઘણા વ્રત નિયમો ઉપવાસ કરીનેજ કરવાના કહ્યા છે. ઘણા દિવસ સુધી ન ખાવાથી માણસ મરી જાય છે એ વાત સાચી છે છતા આપણે જોઈએ છીએ કે સાપ તથા ચિત્તા, સિંહ વગેરે પ્રાણીઓ ઘણા દિવસ સુધી ખાધાવગર તંદુરસ્ત અને બળવાન રહી શકે છે. માણસે સાધારણ રીતે મિતાહારી રહેવુ જોઈએ. શાસ્ત્ર કહે છે કે लघ्वाशी नाप्मीदति। થોડું ખાનારો કદી દુખી થતો નથી. આ વાત

ખોટી નથી કારણ કે અમુક વખતે ઉપવાસ કરવાથી તંદુરસ્તી વધે છે એ જ રીતે હમેશા ઓછુ ખાવાથી આરોગ્ય વધે છે પાચન અવયવોને ખોરાક પચાવવાનુ ઓછુ કામ કરવું પડે છે અને તેથી આરામ મળે છે

ઉપવાસ કેવી રીતે કરવો —

ઉપવાસને આગલે દિવસે હમેશ કરતા ઓછુ ખાવુ ભોજન પછી પાણી ન પીવું અથવા જમ્યા પછી ૧-૨ કે ૩ કલાક પછી પીવું શરદી લાગી હોય તો ગરમ પાણી પીવુ, એથી ફાયદો થશે મનુષ્ય માટે બધા ખોરાકો કરતા દૂધ અને ફળો સારા છે બાળક, વૃદ્ધ અને જુવાન સવ માટે ફળનો આહાર સારો છે દૂધ, બાળક અને વૃદ્ધ માટે ઘણુજ હિતકર છે

આપણા લોકોનો મોટો ભાગ ઉપવાસને આગલે દિવસે તેમજ ઉપવાસને દિવસે હમેશ કરતા વધારે ખાય છે એકાદશીને દિવસે ભારે અને ન પચે તેવા પદાર્થો બનાવીને ખુબ ખાય છે અગિયારસનો ઉપવાસ એટલે એ દિવસે ૧૧ રસ-૧૧ પ્રકારની ખાવાની ચીજો બનાવીને પેટભર ખાવુ તેનો અથ ઉપવાસ નથી આ પ્રમાણે ઉપવાસ કરવો એ તો મશ્કરી છે ધર્મની દૃષ્ટિથી કે આરોગ્યની દૃષ્ટિથી ઉપવાસ કરવો પણ આવા ઉપવાસથી તો ધમ અને આરોગ્ય બેયનો નાશ થાય છે ઉપવાસ કરવો તો રીતસર કરવો જોઈએ જો દિવસ આખો ભૂખ્યા ન રહેવાય તો દૂધ પીવું દૂધમા શરીરનુ રક્ષણ કરવાની શક્તિ છે

ઉપવાસ વગેરેથી ધ્યાન અને ધારણામા પણ સહાય મળે છે વધારે ખાવાથી પેટમા મળ એકઠો વધુ થાય છે અને એનો સડો થવાથી પેટમા વાયુ (Tympanitis) ગેસ થાય છે આ પ્રમાણે થવાથી મગજમા લોહીનો જમાવ વધારે થાય છે આવે વખતે બસ્તિ આપી મળ કાઢી નાખવો જોઈએ, અને જો મળ કાઢી નાખવામા ન આવે તો મગજ ઉપર ખરાબ અસર (ભ્રમ, ચકરી વગેરે) થાય છે વધારે ખાવાથી તથા પેટ ભર્યુ રહેવાથી માથુ ભારે લાગે છે મોટા શ્રીમંત માણસોના મોટા પેટ તેઓને બહુ કષ્ટ આપે છે, તેમજ એમની મગજ શક્તિ લગભગ નષ્ટ થઈ જાય છે

ગીતામા લખ્યું છે કે વધારે ખાવું અને એકદમ ખાવું એ બેય તંદુરસ્તીને બગાડે છે માટે યોગીએ વચલે રસ્તે રહેવું શરીરનુ મુખ્ય યંત્ર મગજ છે અને એ મગજ વધારે પ્રમાણના આહારથી અસ્વસ્થ થઈ જાય છે આરોગ્ય જ ધર્મ સાધનનુ મૂળ છે શરીરમાદ્યં ખલુ ધર્મ સાધનમ્ । રોગી માણસથી કઈ કામ-ધર્મ કે કર્મ થઈ શકતુ નથી આરોગ્ય વગર બધુ અસભવિત છે અને ઉપવાસને આરોગ્યનુ મૂળ માનેલુ છે માટે યથાશક્તિ ઉપવાસ કરવાની ટેવ પાડવી જોઈએ ઉપવાસ એ રોગીનો આશ્રય ભોગીની ક્ષા અને યોગીની સાધનાનો સહાયક છે આપણા શરીરને ભોજનની આવશ્યક્તા હોય છે પણ વધારે ખાવાથી અન્ન બરાબર પચતું નથી અને શરીર, એ અજીર્ણના રસથી ઉત્પન્ન થયેલા વિષના ફાંદામા ફસાઈ જાય છે જો મળમૂત્રદ્વારા એ વિષયુક્ત પદાર્થ બહાર ન નીકળે તો આપણે કોઈને કોઈ રોગનો

ભોગ થઇ પડીએ છીએ આ આમવિષ શરીરને નિસ્તેજ કરી નાખે છે આમવિષ હોજરીમા ભળવાથી લોહી પણ ખરાબ થાય છે, છેવટે આખુ શરીર વિષથી જર્જરીત થઈ જાય છે જેથી અનેક ગભીર રોગો લાગુ પડે છે મદાગ્નિને લીધે થનાર રોગો કોઈ એક બે દિવસની અનિયમિતતાથી થતા નથી પણ લાબે કાળે થાય છે ઇશ્વરે આપણુ શરીર એવા પ્રકારનુ ઘડયુ છે કે થોડી અનિયમિતતાથી વાધો આવતો નથી અને શરીરના બધા યત્રો મહેનત કરીને પણ પોતપોતાનું કાર્ય કર્યા કરે છે પણ જ્યારે વધારે પડતી મહેનતથી થાકી જાય છે ત્યારે આપણે માદા પડીએ છીએ

શરીર નબળુ અને રોગગ્રસ્ત થઇ જતા બહારના શત્રુઓ પણ એના ઉપર હુમલો કરે છે નબળા શરીરમા ચેપી રોગોના જતુઓ કે એનું વિષ તરત નુકસાન કરે છે પણ બળવાન શરીર ઉપર જતુઓ પણ અસર કરી શકતા નથી

રોગ એ આપણે કરેલા ગેષનો દડ છે નીતિશાસ્ત્રમા પણ કહ્યુ છે કે રોગ એ, શોક, પરિતાપ, બધન અને વ્યસન એ આપણે કરેલ દોષોનું (ભૂલોનું) ફળ છે ઉપવાસ એ, આ અતિભોજનથી પેદા થતા વિષને નષ્ટ કરે છે માટે રોગના હુમલામાથી રક્ષણ મેળવવાનો મુખ્ય ઉપાય ઉપવાસ જ છે

ઉપવાસની શરૂઆતમા ભુખ લાગ્યા છતા ન જમાય તો કઇ હરકત નથી ઉલ્ટુ આથી આપણા પાચનયત્રોને આરામ મળે છે અને તે વખતે કોઇ શુદ્ધ થાય છે ઉપવાસ શરીર શોધક, બગડેલા પાચનયત્રોને સુધારનાર, રોગના બીજનો નાશ કરનાર, દુષ્ટ રસનો શોષક અને શુદ્ધ કરનાર છે

ઉપવાસના બીજા દિવસે ભુખ લાગ્યા છતા વધારે ન ખાવું પણ થોડુ ખાવું સારૂ છે પેટ ભરીને ખાવાથી આપણે બ્દરિદ્ર અને વ્યાધિ ગ્રસ્ત રહીએ છીએ અને આ પાપુ અને અમાલ મરણ આપણો છેડો નથી છોડતા માટે પાચનયત્ર જેટલુ પચાવી શકે તેટલુ જ ખાવુ જોઈએ

ઉપવાસ ઉપર આ પ્રમાણે સામાન્ય ચર્ચા પછી અમુક અમુક રોગ ઉપર પણ તે ખાસ કાર્ય કરે છે તે હવે જોઇએ લઘનની શોધન અને શમન એમ બે ચિકિત્સા મુખ્ય છે જે જે રોગોમા અગર રોગીઓને સશોધન ન થઇ શકે એમ હોય, તેમને શમન ચિકિત્સા કરવાની શાસ્ત્રમા કહી છે શમન ચિકિત્સામા[1] સાત પ્રકાર કહ્યા છે અને તેમા ઉપવાસ મુખ્ય છે પ્રમેહ, આમદોષ, તરૂણજ્વર, ઉરૂસ્તભ, કુષ્ટ, વિસર્પ, વિદ્રધિ પ્લીહા, શિરોરોગ કઠરોગ અને નેત્રાભિષ્ય દમા લઘન હિતકારી છે તથા સ્થૂલ પુરૂષોને

---

1 શમન ચિકિત્સાના સાત પ્રકાર આયુર્વેદમાં ગણ્યા છે તેમાં ઉપવાસ (અન્ન ન ખાવાનું તે) મુખ્ય છે

पाचन दीपन क्षुत्तृड्व्यायामातपमारुता।
बृहण शमन त्वेच वायो पित्तानिलस्य च॥
अ हृ अ १४ ७

(૧) પાચન (૨) દીપન, (૩) અન્ન ન ખાવુ, (૪) પાણી ન પીવુ (૫) વ્યાયામ (૬) તડકાનુ સેવન, (૭) પવનનું સેવન

પણ લંઘન હિતકારી છે દેશ, કાળ અને બળનો વિચાર કરીને લંઘન કરાવવાથી ઉપરોક્ત રોગોમાં અવશ્ય ફાયદો જણાય છે

યોગ્ય માત્રામાં ઉપવાસ થયા હોય તો ઈંદ્રીયોમાં નિર્મલતા, મલમૂત્રાદિકનું નિયમિત વિસર્જન થવું શરીર હલકું પડવું ભુખ લાગવી, અન્નપર રૂચિ થવી, તૃષા લાગવી હૃદય શુદ્ધ થવું, ઓડકાર સ્વચ્છ આવવો અવાજ સુધરવો, વ્યાધિનું બળ ઓછું થવું ઉત્સાહ વધવો, અને તંદ્રાનો નાશ થાય છે જ્વરમાં અને તે પણ નવજ્વરમાં લંઘન ખાસ કરાવવું જોઈએ અને તેથીજ ज्वरना शाय लङ्घनम् એમ કહ્યુ છે જ્વર શરૂઆતમાં સામદોષજ ય હોય છે આ સામને નિરામ બનાવવા માટે લંઘન એ શ્રેષ્ઠ ઉપાય છે પરંતુ શાસ્ત્રને સમજ્યા વગર આંધળીયુ અનુકરણ પણ ન કરવું જોઈએ બહુ ઉપવાસ કરવાથી (લંઘનથી) પણ અનેક રોગો થાય છે જેમકે કૃશતા ભ્રમ, ઉધરસ અધિક તૃષા, અરૂચિ, રૂક્ષતા, અગ્નિમાંદ્ય નિદ્રા નાશ, દષ્ટિક્ષીણતા, શ્રવણ શક્તિનો હ્રાસ, શુક્રક્ષય, ઓજક્ષય, ક્ષુધાનાશ, અવાજ બેસી જવો, બસ્તિમાં પીડા, હૃદય, અસ્થિ, મસ્તિષ્ક, જંઘા, ઉરૂ ત્રિક, અને પાર્શ્વમાં પીડા થાય, જ્વર, પ્રલાપ, અધોવાત, ગ્લાનિ, છર્દિ, પર્વભેદ, અસ્થિભેદ, અને મલ મૂત્રનું બરાબર વિસર્જન થઈ શકતું નથી આ પ્રમાણે અતિ લંઘનથી અનેક રોગો થાય છે છતાં શાસ્ત્રમાં કહ્યું છે કે —

कार्श्यमेव वरं स्थौल्यात् શરીરની અતિ સ્થૂલતા કરતાં કૃશતા વધારે શ્રેષ્ઠ છે કારણકે અતિસ્થૂલ પુરૂષને બૃંહણ કે લંઘન ચિકિત્સા હિતકર નથી બૃંહણ કરવાથી મેદ વધે અને સ્થૂલતા વધારે પ્રાપ્ત થાય છે જ્યારે લંઘન કરાવવાથી અગ્નિ અને વાયુની વૃદ્ધિ થાય છે આ કારણથી સ્થૂલ પુરૂષ કરતાં કૃશ પુરૂષો ચિકિત્સાની દૃષ્ટિએ પણ સુસાધ્ય છે માટે લંઘન એ શ્રેષ્ઠ ચિકિત્સા છે लङ्घनं लाघवाय यत् । લંઘનથી શરીરમાં લઘુતા—હલકાપણું પેદા થાય છે

---

# મહાસૂદર્શન ચૂર્ણ

લેખક–વૈદ્ય શિવાનન્દ મણિશંકર યાજ્ઞિક ( હળવદ કર )

આપણું રોગનિવારણ શાસ્ત્ર તો એક સાત્વિક અને નિર્દોષ ઉપચાર સંગ્રહનો મહાસાગર છે જેમાં ઘણા યોગો પ્રયોગો તદ્દન સાદા–સરલ અને સુલભ ભરેલા છે તેમાંના કેટલાક તો ઘરગથ્થુ ઉપચાર જેવા લોકોના ઘરોમાં વપરાતા પણ હોય છે આવા એક યોગમાં આપણું નિર્દોષ ચૂર્ણ "મહાસુદર્શન ચૂર્ણ" પણ સારી પ્રતિષ્ઠા પામી ચૂકેલું છે ઘણાખરા કુટુંબોમાં તે રોજની વપરાશની વસ્તુરૂપે બની ગયેલું જોવા મળે છે મહાસુદર્શન ચૂર્ણ ખરેખર એક અદ્ભુત પ્રભાવશાળી સાદુ કાષ્ઠૌષધી ચૂર્ણ છે વૈદ્યસમાજ

અને જનસમાજ તેને હર્ષથી વાપરે છે સામાન્ય ઉભી થતી ફરિયાદો ઉપર જણાવ્યા પ્રમાણે આહાર વિહારમા ખ્યાલ રાખી પથ્યા પથ્યને સમજી આ ચૂર્ણ વાપરવામા આવે તો જરૂર ફાયદો મળે છે

## મહાસુદર્શન ચૂર્ણમા આવતા દ્રવ્યો અને તેની ફળશ્રુતિ

આપણા ઋષિમુનિઓએ બહુજ દીર્ઘ દૃષ્ટિ પૂર્વક મહાસુદર્શન ચૂર્ણમા આવતા દ્રવ્યોની સકલના કરેલી છે આમ તો નજરે જોતા તેમા વપરાયેલા ઔષધી દ્રવ્યો તદ્દન મામુલી જેવા છે, છતા પરિણામ આપવામા મૂલ્યવાન છે નીચે જણાવેલા દ્રવ્યો તેમા પડે છે —

હરડેદળ, બહેડા છાલ, આમળા, હળદર, દારૂહળદર, ભેઠી, ભોંય રીંગણી, ભોરીંગણીના મૂળ કે છાલ, કચુરો, સુઠ મરી, પીપર, પીપરીમૂળ, મોરવેલ, ગળો, ધમાસો, કડુ, પિત્તપાપડો, નાગર મોથ, ત્રાયમાણ, નેત્રવાળો, લીંબડાની અતરછાલ, પુષ્કરમૂળ, જેઠીમધ, કડાછાલ, અજમો, ઇન્દ્રજવ ભારગમૂળ, સરગવાના બી, ફટકડી ફુલાવેલી, વજ, તજ, પદ્મકાષ્ટ, વાળો, સુખડ, અતિવિષની કળી, ખપાટના મૂળની છાલ, શાલીપર્ણી, પૃષ્ટીપર્ણી, વાવડીંગ, તગર, ચિત્રક મૂળની છાલ, દેવદાર, ચવક, પટોળ પત્ર, જીવક ઋષભક, લવીંગ, વાસ કપુર, સફેદ કમળ, કાકોલી, તેજપત્ર, જાવત્રી, તાલીસપત્ર આટલા દ્રવ્યો પડે છે, અને આ બધાયથી અર્ધો ભાગનુ કરીયાતુ પડે છે આ થયો મહાસુદર્શન ચૂર્ણનો પાઠ આ ચૂર્ણ સામાન્ય વપરાશની દવા છે જનતા વાપરતી પણ હોય છે પરન્તુ તેમા શું શું ઔષધિદ્રવ્યો આવે છે તેનો ખ્યાલ ખાસ કરીને વૈદ્યો સિવાય બીજાઓને હોતો નથી

ભગવાનના સુદર્શન ચક્રથી જેમ દાનવો નો નાશ થયો તેવી રીતે દરેક જાતના તાવોનો આ મહાસુદર્શન ચૂર્ણ નાશ કરે છે અને શ્વાસ, ઉધરસ પાડુરોગ, હૃદય રોગ, કમળાને પણ મટાડે છે આર્યઋષિ મુનિઓએ સુદર્શન ચૂર્ણને ભગવાનના સુદર્શન ચક્રડે સરખાવી કે તેવી ઉપમા આપી તેની ફળશ્રુતિનુ મહાત્મ્ય વધાર્યું છે બીજુ આ ચૂર્ણ કટુપૌષ્ટિક પણ છે અગ્રેજી વૈદક શાસ્ત્રમા કટુ પૌષ્ટિક માટે બીટર ટોનીક Bitter Tonic શબ્દ વપરાય છે આર્યવૈદક શાસ્ત્રમા કટુપૌષ્ટિક શબ્દની વ્યાખ્યા બહુ સરસ આપેલી છે જે ઔષધ શરીરમા રહ્યા કરતો ઝીણો તાવ ઉતારે ભુખ લગાડે, શરીરમા શક્તિનો સચાર કરે અને સ્ફુર્તિ આપે તથા આમનુ પણ પાચન કરે તેનુ નામ કટુપૌષ્ટિક આવા કટુપૌષ્ટિક દ્રવ્યો ઘણા હોય છે કરિયાતુ કલમ્બો, કાક ચીયા વગેરે કોઈપણ માદગીમાથી ઉઠી આરામ થયા બાદ આવી કટુપૌષ્ટિક દવાઓનુ બે ચાર માસ સેવન કરવુ જોઈએ જેથી નબળાઈ મટશે શક્તિની બીજી મોઘી દવાઓ, ટીકડીઓ કે ઇન્જેકશનો લેવા અગાઉ એક વખત આવી સાદી વસ્તુઓ વાપરવા જેવી છે

## નિર્દોષ ઔષધ

મને તો ઘણી વખત થાય છે કે આવી સાદી ઉપચાર પદ્ધતિનો ખૂબ ખૂબ પ્રચાર થવો જોઈએ પૂજ્યશ્રી શ્રીમતોએ આવાં ઘર વખુ વપરાતા ચૂર્ણો પોતાને ત્યા રાખીને

ગરીબોને મફત આપના જોઈએ કોઈ મોટી રુઢી આમ કરવામા રોકવા જેવું છે નહિ આજે જે ચાના પત્રીકાઓ અને બીસ્કીટના બન્ડલો ઘર ઘેર જોવા મળે છે અને પ્રાત કાળના નિત્યક્રમ વિધિમા વપરાય છે તેમ આ સૂ ર્શનચૂર્ણના ડબા રાખવાનાં આવતા હોય તો કેવું સારૂ ? તાવવાળા તાવવિનાના કે સાજા સારા સૌ કોઈ વાપરી શકે અને ગુણ મેળવી શકે તેવુ એ નિર્ણય છે પરતુ આ બધી વાત તો કડવી દવાની છે એટલે સાભળવી કે અમલમા ઉતારવી પણ કડવી લાગે એવી છે મે ખાસ જોયુ છે કે ઘણા ખરા ઘર કુટુબેમા આ ચૂર્ણ ઠીક ઠીક વપરાતું જ હોય છે

## તાવ ઉપર મહાસૂદર્શનચૂર્ણ

આજ કાલ સ્હેજસાજ તાવ જેવું કે હાડકચર જેવુ લાગે ત્યારે તાબડતોબ લોકોની નજર ઈંજેક્શન તથા પેટટ જલદી તાવ ઉતારી દેનારી ટીકડીઓ તરફ જાય છે અને આધુનિક ઉપચારકો સલાહ પણ તેવી જ આપતા હોય છે સાધા ણ બાબતમા મોટા અચમા ઉતરવુ મધ્યમવર્ગની જનતાને કઈ રીતે પોસાય તેમ છે ? પર તુ લોકોના જીવન બળ ઘટયા છે તેથી તેમજ ઘણા સ્થળે ધધા પાણીના સજોગો પણ એવા હોય છે કે ગમે તે દવા ખાઈને પણ વહેલામા વહેલુ બેઠા થઈ જવુ જોઇએ નહિતર રજા મળે નહિ પગાર કપાતો હોય તેથી જાણવા છતાય આ માર્ગે જવાની ફરજ પડતી હોય છે છતાય જ્યા આવા કારણો નિમિત્તરૂપ ન બનતા હોય ત્યા તો ઉપર મુજબ સાદા અને નિર્દોષ ઔષધોનો ઉપયોગ થવો હિતકર છે

સાધારણ તાવ જેવુ થાય તો સૌ નવમ ચોખ્ખા ઉપવાસ એક બે કે વધુ કરવા પાણી પણ ખુબ જ ઉકાળી ઠારીને પીવુ આ રીતે ઉપવાસ નજ કરી શકાય તો તુલસીપત્ર ફુદીનો સુંઠ વિગેરે નાખી બહુજ થોડા દૂધ વાળો ઉકાળો પીવો આ રીતે કરવાથી શરી રમા રહેલો આમદોષ મટશે પેટ હળવુ થશે અને સાચી રીતે તાવ ઉતરશે એક મહત્વની વાત સૌ સમજી રાખે કે એકદમ વિજળીવેગે તાવ ઉતારનારી આજની નવીન શોધાએની દવાઓ કે ટીકડીઓ જરૂર તાવ તો ઉતારશે પણ તેનાથી પછીથી શરીરમા નબળાઈ ઠીક ઠીક આવે છે

સૂ શનચૂર્ણ કોઈ સીધે સીધુ ખાય છે કોઈ ઉકાળીને પીએ છે કોઈ પલાળીને પીએ છે સીધુ વાપરતા હોય તેઓ બે આની ભારથી પા તોલો ચૂર્ણમા બે ત્રણ વાલ ખાવાનો સોડા મેળવીને વાપરે તો વધુ ઠીક પડશે અથવા ાા થી ૧ તોલો ચૂર્ણ લેવુ અને તેમા પાચ છ તોલા પાણી નાખી કાચના પાત્રમા રાત્રીભર પલાળી રાખી અને સવારે કપડાથી ગાળી લેવુ ને એ ભાગમા સવાર સાજ પીવુ એ સિવાય ફાંટ બનાવીને પણ વાપરી શકાય છે એક કલાઇવાળા વાસણમા ૮ થી ૧૦ તોલા પાણી નાખીને ખૂબ ઉકાળવુ ખુબ ઉકળે ત્યારે તેમા એકાદ તોલો સુદર્શનચૂર્ણ નાખી દઇ તુરત જ વાસણ અગ્નિ ઉપરથી નીચે ઉતારી ઢાકી દેવુ સાવ ઠરી ગયા બાદ કપડાથી ગાળી લેવુ ને પીવુ આ વિધિને ફાંટ કહેવામા આવે છે

## સુદતીયા તાવમા અને તાવ ઉતર્યા પછી જરૂર વાપરવા જેવુ છે

ટાઈફોડ, નિમોનીયા કે એવા લાબા િવ સોએ ઉતરનારા તાવમા શુદ્ધ લઘન કરાવના સાથે મહાસુદર્શન ચૂર્ણ ઉપર મુજબ લેવામા આવે તો ભલે તાવ એની મુન્તેજ ઉતરશે, પણ શરીરમા નબળાઈ નહીં આવવા દે, એટલુ જ નહીં પણ હૃદયનુ બળ જાળવી રાખશે આધુનિક કેટલીક દવાઓ ઝડપથી વપરાઈ તાવ ઉતારી દેનારી છે તે આવા તાવોમા આજકાલ છૂટથી વપરાઈ રહી છે છતા પણ જો મનોબળ રહેતુ હોય, દીલમા શ્રદ્ધા ધીરજ રહેતી હોય તો યોગ્ય દેશી ઉપચારકો પાસે યોગ્ય ઉપચાર લેવા અને સાથોસાથ આ ચૂર્ણ જણાવેલી રીતે વાપરવામા આવે તો ઘણુ સારૂ છે ભૂતકાળમા થતી પ્રવૃત્તિની જેમ તે સુદર્શન ચૂર્ણ મુગી મુગી રીતે પણ જરૂર દર્દીને લાભ આપે જ છે એટલુજ નહીં પણ બીજા ઉપદ્રવો પણ ઉભા થવા નહીં દે પરતુ માનવી માનસ આજની પરદેશી સારવારમુગ્ધ બની ગયુ છે ત્યા આવી વાત પ્રત્યે વિશ્વાસ શે પ્રકટી શકે? છતા ફરીથી હુ તો એટલે સુધી જણાવુ છુ કે જનતા ભલે આવા વખતે આધુનિક સારવાર લેવી હોય તો લે, પણ સાથે સાથે એક નિર્દોષ ઉપચાર તરીકે દિવસમા બે એક વખત જણાવેલી રીતે સુદર્શન ચૂર્ણ હીમ કે ફાંટ વાપરે તો તેમા તેમને કશુંય નુકસાન તો નથી જ થવાનુ બ કે લાભકર્તા બનશે એ ખાત્રી રાખવી વિલાયતી દવા ચાલે છે માટે આ કેમ લેવાય? તો આવી શકા કુશકા રાખવા જેવું રહેતુ જ નથી કેમકે આ ચૂર્ણ કાષ્ઠૌષધી છે ને નિર્દોષ છે

## ટાઈફોડ તાવ ઉપર મળેલો એક અનુભવ

ચૌ વર્ષની એક બ્હેનને તાવ આવ્યો શરૂઆતના બે ચાર દિવસે તો ઉતરી જશે, મટી જશે એમ માની ખાસ લક્ષ અપાયુ નહીં, પણ તાવ આવતુ જ રહ્યો ને અણઉતાર જ રહ્યો આ દર્દી બ્હેનની સારવાર કરવાની તક મળી જોયુ, પૂછવા જેવી હકીકત પૂછી, તાવના ચડવા ઘટવાના ક્રમ ઉપરથી ટાઈફોડ હોવાનુ લાગ્યુ વાલીઓને સૂચના આપી કે જમના કાઈજ ન આપવુ, ફક્ત ઉકાળેલુ પાણી આપવુ અને પથારીમા ખામ પડી રહેવાની ભારપૂર્વક ભલામણ કરી અને કહ્યુ કે તમારે તથા દર્દીએ બનેએ ખુબ જ ધીરજ રાખવી પડશે જો આ રીતે મનોબળ રહેતુ હોય તો આપણે ઉપચાર શરૂ કરીએ બે પાંચ દિવસ લઈ પાછા બીજાની દવા લેવા જવું, એમ અસ્થિરતા જેવુ હોય તો ફરીથી પણ કહુ છુ કે દવા ન લેવી, જ્યા મન વધતુ હોય ત્યાથી લેવી કેમકે આવા તાવમા ફેરફાર કરવાથી મજા નથી આવતી, દર્દીનુ ભલુ નથી થતુ માટે જ્યા સપુર્ણ શ્રદ્ધા હોય ત્યાથી જ સારવાર શાત ચિત્તથી લેવી આ રીતે સ્પષ્ટતા કરી દીધી દર્દીના વાલીએ તે પ્રમાણે સમતિ આપી આ બાબતમા એક જાણવા જેવી વાત લખવી મને વિશેષ યોગ્ય લાગે છે અને તે એ કે દર્દી બ્હેનના વાલીઓ કરતા દર્દી બ્હેનની પોતાની મનોભાવના દેશી ઉપચાર લેવા માટેની ઘણી સબળ હતી તેથી ઉપચાર શરૂ કર્યો ઉપચારમા લક્ષ્મીનારાયણ રસ, પ્રવાલપિષ્ટિ, ગળો સત્વ આદિની વસ્તુઓ તુલ

પીપરના ચોખ્ખા સ્વરસ ૧ તોલામા મધ સાથે આપતો અને દિવસમા ત્રણ વખત ઉપર જણાવી ગયો છુ તે રીતે મહાસુદર્શન ચૂર્ણનુ ફાંટ આપતો, બસ આટલો ઔષધીક્રમ હતો તાવનુ પ્રમાણ શરૂઆતથી વધીને ૧૦૩ ડીગ્રી સુધી હતુ એથી તાવ વધ્યો ન હતો

બીજી ઉપચાર વિધિમા કપાલ ઉપર અને પેડુના ભાગ ઉપર કાળી ખેતરાઉ માટીને પલાળીને તે પેક મૂકવાનુ રાખેલુ હતુ

આમ માટીના બાહ્ય ઉપચારથી તે બ્હેનને સારૂ લાગતુ હતુ અને રાહત અનુભવતી હતી (તે બ્હેનના શબ્દો મુજબ) આજકાલ બરફ મુકાય છે પણ તે કરતા માટી વાપરવા જેવી વસ્તુ છે માટીના પ્રયોગ ઉપર મને પોતાને અત્યત શ્રદ્ધા છે તાવ સિવાયના બીજા કેટલાક દર્દોમા હુ કાળીમાટીનો પ્રયોગ કરાવુ છુ ટુકમા પ્રકૃતિનું આવુ સાદુ દ્રવ્ય પ્રકૃતિ ઉપર સુદર કામ કરે છે, આવા પ્રાકૃતિક ઉપાયો તરફ લોકમાનસ અને લોકરૂચી વાળવા માટે ઘણા બહોળા પ્રચારની જરૂર છે

હવે આ રીતે ઉપરોક્ત દર્દી બ્હેનને બરોબર ૨૨ દિવસમા શરીરની ગરમી ઘટાડ મોઢામા થઈ હતી ૨૨મા દિવસે પણ માડ ચાર પાચ દિવસનોજ તાવ કેમ ન હોય તેવુ જણાતુ હતુ બ્હેનના બોલવામા પણ સારી સ્ફુર્તિ હતી એક વસ્તુ લખવી રહી જાય છે તે અત્રે જણાવી દઉ છુ ઉપરોક્ત બ્હેનને
૧ અઠવાડીયામા રૂચી થતી તેથી બાયના બનાવેલી છાસનુ ઘોળવુ ગુડકાલ નાખીને ડુ અપાતુ હતુ ઉપરાંત કોઈ દિવસ દાળનુ પાણી, (નીરા નાળિયેરનુ પાણી) પણ અપાતુ પરમાત્માની અત્યત કૃપાથી અને દર્દી બ્હેનની શ્રદ્ધાથી બીજા કોઈપણ જાતના ઉપદ્રવો થવા સિવાય આ રીતે તાવ ઉતર્યો આવા તાવમા ઘણી વખત ઉપદ્રવો તકલીફરૂપ થઈ આવે છે આ બનાવથી દર્દીઓના વાલીઓમા પણ દેશી સારવાર લેવા પ્રત્યેની જે કાઈ ઓછીપાતળી શ્રદ્ધા હતી તે પ્રત્યક્ષ અનુભવે વધુ સબળ બની મને તો આ સારવાર આપવામાં ઘરના વાલીઓ કરતા દર્દી બ્હેનને પોતાનેજ સાચા ધન્યવાદ આપવા જેવુ લાગે છે કેમકે દર્દી જાતે સૂચના મુજબ વર્તનાર ન હોય અને શ્રદ્ધા હીન હોય તો આવા તાવમા કોઈ વખત ઉપાધિ કરી મૂકે છે

આવા મુદતીયા તાવના નામજ એવા છે કે ગભરાવી મૂકે છે, અને શ્રદ્ધા મનોબળ હોય છે તો પણ ઘણી વખત ઢીલા પડી જાય છે આ દર્દી બ્હેને તો તાવ ઉતર્યા પછીથી પણ બરોબર ત્રણ મહિના સુધી જે જે સલાહ સૂચનો આપેલા તે મુજબજ તમામ રીતે ખાનપાનનો વિવેક સાચવેલો હતો તાવ ઉતર્યા પછીથી તાવ ઉથલો મારી જાય છે અને હેરાન ગતી કરી મૂકે છે આવા તાવમાથી મુક્ત થયા પછીથી પણ મહાસુદર્શન ચૂર્ણનુ ફાંટ કે હિમ બે ત્રણ મહિના સુધી નિયમિત પણે પીવામા આવે તો સારી વાત છે આવા મદવાડમાંથી શરીરમા નબળાઈ અને ફીકાશ આવી જાય છે, ભૂખ સરખી લાગતી નથી હોતી એટલે ફરી ફરી જણાવુ છુ કે આવા વખતે મહાસુદર્શન ચૂર્ણનો ઉપયોગ કરવો ખૂબજ હિતકારક બને છે આ બધો ખ્યાલ અનુભવ લીધા વિના કે આ યના અનુભવોની કથા જાણ્યા

સિવાય જોઇએ તેવો નથી આવતો પણ સુદર્શન ચૂર્ણ ખરેખર યથા નામ ધ ય છે

## ફ્લુ વખતે મહાસુદર્શન ચૂર્ણ

ઈન્ફ્લ્યુએન્ઝા જેવા તાવ વખતે અગર તેનો વાયરો આવતો હોય ત્યારે ચોખ્ખા ઉપવાસ કરી અગર ન રહી શકાય તો તજ, તુલસી પત્ર ફુદીનો, સુંઠ વગેરેનો ઉકાળો પીવો અને ઔષધી તરીકે મહાસુદર્શન ચૂર્ણનો જણાવેલી રીતથી ઉપયોગ કરવો એ સિવાય ત્રિભુવનકીર્તિરસ નામની દવા, દેશી દવાઓ બનાવનારી ફાર્મસીઓમા તૈયાર મળે છે, તે દિવસમા બે વખત બબે ગોળી કે ટીકડી ચોખ્ખા તુલસીના રસમા મધ સાથે આપવી અને ઉપર સુદર્શન ચૂર્ણનો ફાટ કે હિમ પાવું આવા ઉપદ્રવ વખતે ખરેખર મહાસુદર્શન ચૂર્ણ આ રીતે ખાસ વાપરીને જાતિ અનુભવ લઇ જોવા જેવું છે ટુકમા તાવ, શરીરમા રહેતો જીર્ણતાવ, બીજા તાવ, શરીરમાં રહ્યા કરતી અશક્તિ, મદાગ્નિ, લોહીનું તપ્યા કરવું, આમ દરેક રીતે આ દૈવી ચૂર્ણ આરોગ્યદાયક બને છે

## નાના બાળકો માટે મહા સુદર્શનચૂર્ણ

નાના બાળકો ઘણી વખત સાજામાદા થઈ જાય છે, તેમા ઘણી વખત તેના સ્પષ્ટ કારણો દેખીતાં સમજાતા નથી હોતા બાળક રડ્યા કરતું હોય છે, તાવ, ઉલટી, ઝાડા, શરદી જેવુ થાય છે, પેટમા વાયુ કે કૃમીનું જોર હોય છે, આવી સ્થિતિમા બાળકોની માતાઓએ ધીરજ રાખી એક ઘર ગથ્થુ ઉપચારો કરવા અનુભવી વૃદ્ધ માતાઓની સલાહ લેવી, અથવા યોગ્ય બીજી વૈદ્યકિય સારવાર લેવી અને સાથોસાથ મહાસુદર્શન ચૂર્ણ આ લેખમા જણાવ્યા પ્રમાણે ચમચી ચમચી પાવું

એક વસ્તુ એ પણ ભારપૂર્વક નાના બાળકોની માતાઓને જણાવું છુ કે ધાવણ ધાવતા બાળકોની માતાઓ બાળકને ગમે તે દવા આપે પણ સાથે માતાઓ પોતે પણ મહાસુદર્શન ચૂર્ણ જણાવેલી રીતે જરૂર પીવાનું રાખે તો સારૂં, તે માતાઓ માટે તેમજ તેમના બાળકો બને માટે હિતકર્તા છે કેમકે ધાવણના દોષથી પણ ઘણી વખત બાળકોને ગરબડ થઈ આવતી હોય છે, તો તેમા આવી કડવાણીથી ધાવણનો દોષ દૂર થઈ શુદ્ધ બને છે બાળકોનો ખોરાક માત્ર ધાવણ હોય છે (સ્તનપાન કરતા બાળકોનો) તેથી જરૂર આ વસ્તુ ઉપયોગી બને છે સુદર્શન, કરીયાતું, કલ્હો આવા કડવાં દ્રવ્યો જવરઘ્ન છે તેમ ધાવણમા રહેલા દોષને પણ મટાડનારાં છે એ વાત દરેક નાના બાળકોની માતાએ ખાસ લક્ષમા રાખી લેવા જેવી છે

## મહાસુદર્શન ચૂર્ણના ભક્ત બનેલા મારા એક સ્નેહીનો અનુભવ

મુંબઈમા મારા એક સ્નેહી છે જે એક મોટા કરોડાધિપતિ શ્રીમતના મેનેજર છે, તેમને હૃદયરોગ (હાર્ટ ડીસીઝ) ખૂબ જોરમા થયેલો હતો ઘણી વખત તેના હૂમલા થયેલા યોગ્ય સારવારથી હાલ કશી તકલીફ નથી શાંતિપૂર્વક નોકરી કરે છે (આરામ પ્રાધાન્ય) અને બને તેટલુ વધુ ઘેર પણ આરામમય જીવન ગાળે છે કેમકે તેમના શેઠશ્રીની તેમના ઉપર સારી મહેરબાની છે, તેથી તેમની

નોકરી શેઠીયાઓની કૃપાથી જણાવ્યા મુજબ આરામ પ્રાપ્ત થ છે (તેમના કહેવા મુજબ) હવે આ મારા સ્નેહીને કોઇએ વાત કરી કે તમે છ૭ગીઆર સુધી મહાસુદર્શન ચૂર્ણનું એક દિવસનો પણ ખાચ પાડ્યા વિના શ્રદ્ધાપૂર્વક સેવન ચાલુ રાખો તમારા હૃદયને તેનાથી સારો ફાયદો થશે અને બીલકુલ મ નસિક આઘાત કે શ્રમ ન થાય એવી રીતે સાચવીને રહેવું ને ખાનપાનમા અને દરેક રીતે સયમ સાચવી રહેવું આટલુ કરજો મિત્ર તરફથી આ સલાહ પ્રમાણે તેઓ આજે નવેક વષ થી મહાસુ દર્શન ચૂર્ણ દરરોજ નિયમિત પણે વાપરે છે અને કહે દર મહિનામા મારે બે ડબીઓ ચૂર્ણની જોઇએ છે ઉપરાત મને કહ્યુ કે જ્યારથી આ ચૂર્ણ વાપરવું ચાલુ કર્યુ છે ત્યારથી મને મારી તબિયતમા દરેક રીતે અને મારા મૂળદર્દ મા (હૃદયરોગ) પણ બ ુ જ સારો ફાયદો જણાય છે હુ તો બહારગામ જાઉં છુ તો ત્યારે પણ સુ દર્શન ચૂર્ણનો ડબો સાથેજ લઇને જાઉં છુ ને ત્યા પણ વાપરૂ જ છુ એટલુજ નહિ પણ આજે આ મારા સ્નેહી પણ પાછા બીજાઓને મહાસુદર્શન ચૂર્ણના વખાણ કરી તથા પોતાનો જાત અનુભવ કહીને વાપરવા માટેનો પ્રચાર કરે છે આ હકીકતથી આ ચૂર્ણની ફલ શ્રુતિમા જે લખાયેલુ છે તેમા હૃદયરોગ માટે છે તેમ લખેલુ છે તેની વધારે પ્રતીતિ થઈ 'શ્વાસકાસચપાણ્ડુ હૃદ્રોગ હન્તિ કામગામ્' ખરેખર આવા સાદા સીધા ઔષધો આહાર વિહારના નિયમો સાચવીને ધીરજ પૂર્વક ખાવામા આવે તો જરૂર તેના માહાત્મ્ય મુજબ લાભ મેળવી શકાય તેવું છે

## આવા સાદા પ્રયોગો પ્રયોગાત્મક દૃષ્ટિએ વાપરવા જોઇએ

દેશી ઔષધો સાદા છતાં એક પ્રયોગાત્મક દૃષ્ટિથી સેવન કરવામા આવે તો જરૂર લાભ મળે જ છે પરતુ આવું ક્યારે બને કે ઉપ ચારકો મારફત તેનો રચનાત્મક પ્રવૃત્તિ રૂપે કે ઉપદેશાત્મક પ્રવૃત્તિ રૂપે ખૂબ પ્રચાર થાય ત્યારે આજની ભીષણ કારમી મોઘવારીમા મધ્યમ વર્ગ કે શ્રમજીવી વર્ગ માટે આવું પ્રચાર કાર્ય એક મોટા આશીર્વાદ રૂપ નિવડે તેમ છે આપણો ભારત વાસી માનવ સમાજ આવા સાદા સીધા અને નિર્દોષ ઉપચારો લેવા તરફ વળે તે ભાવના છે અને ઈચ્છનીય પણ એટલુજ છે

---

## ✽ ઔષધનિર્માતાઓએ કરવાના સશોધનોની રૂપરેખા ✽

તત્રીસ્થાનેથી—

આયુર્વેદના જુદા અગોનું જુદી જુદી રીતે સશોધન થવું જોઇએ સહિતા ગ્રથો, આર્ષ ગ્રંથો તથા નવ્ય ગ્રથમાં જણાવેલા આયુર્વેદીક ગુઢ શબ્દોના શબ્દાર્થો નક્કી કરવા તે જેમ એક પ્રકારનુ સશોધન છે તેમ ઔષધનિર્માણના ક્ષેત્રમા ઔષધો કેમ સારા

બને, કેમ જલ્દી બને, કઈ રીતે બનાવવાથી એમા મહેનત ઓછી પડે એ રીતે મહેનતને કઈ રીતે ઉત્પાદન વધારી શકાય તેમજ મૂળ દ્રવ્યથી માંડીને તૈયાર થયેલા યોગમા ઔષધનુ વીર્ય એમનુ તેમ સચવાઈ રહે એ બધા ઉપર વિચાર કરવાની યોજના વ્યવસ્થિત રીતે નક્કી થવી જોઈએ

(૧) શાસ્ત્રમા કહેલા એકજ ઔષધના ભિન્ન ભિન્ન પાઠોમાંથી કયો પાઠ ઉત્તમ પ્રમાણનો છે તે નક્કી કરવા માટેનું કોઈપણ સાધન આપણી પાસે નથી કારણકે એક જ ઔષધના ભિન્ન પાઠના નિર્માતાઓએ જુદા જુદા દૃષ્ટિબિંદુથી ઔષધની વિચારણા કરી હોય એમ સ્વાભાવિક છે જેમકે હીંગુલનો બૃહણ ગુણ વિશેષ મેળવવો હોય તો તેનુ ઘેટીના દૂધમા શોધન કરવાનુ કહ્યુ છે જ્યારે કર્ષણ ગુણ મેળવવો હોય તો આદુના કે લીંબુના રસમા ઘુટવા કહેલુ છે હવે આ બન્ને પ્રકારના હિંગુલમા રાસાયણીક સમતુલતા જુદા જુદા પ્રકારની હશે જ એટલે હીંગુલને $HgS$ હાઈડ્રાર્જીરી સલ્ફાઇડ છે એમ માનીને જ એનો વિચાર ન કરતા તેના શોધન મારણ વગેરે ક્રિયાઓમા વપરાતા દ્રવ્યોથી થતા સસ્કારના ગુણોને પણ ધ્યાનમા લેવા જોઈએ

(૨) આયુર્વેદમા ઝેરી વનસ્પતિઓને અને ખનીજોને શુદ્ધ કરવાના કહ્યા છે તો ઝેરનો શુદ્ધ અને અશુદ્ધ વચ્ચેનો તફાવત આધુનિક પદ્ધતિથી શોધી કાઢવો જોઈએ આયુર્વેદમા વછનાગ, આકડો, ધતુરો ઝેર કચુરો, સોમલ, હડતાળ, મનશીળ, અફીણ, ભાગ, ગાંજો, ચણોઠી વગેરે ઝેરી પદાર્થો છે પણ જો તેને જુદી વનસ્પતિના રસથી શુદ્ધ કરવામા આવે તો તેની ઝેરી અસર ઓછી થાય છે

(૩) ઘી, ગોળ, મધ, વાવડીંગ, પીપર, ભસ્મ, આસવો અને રસાયણો વગેરેને આયુર્વેદમા જુનાજ વાપરવાના કહ્યા છે આ દ્રવ્યો જુના શા કારણથી વાપરવા તેનો સ્પષ્ટ ખુલાસો મળતો નથી આ દ્રવ્યો જુના વાપરવાથી અમુક રોગોમા તે વિશેષ સારો ફાયદો બતાવે છે એમ કહેલુ છે તો આ દ્રવ્યોમા નવા અને જુના વચ્ચે રસાયણ શાસ્ત્રની દૃષ્ટિએ અને ઔષધના ગુણદોષની દૃષ્ટિએ શુ ફેરફાર છે તે નક્કી કરવો જોઈએ

(૪) આજ પ્રમાણે ગળો, કડાછાલ, અરડુસી, કોળુ, શતાવરી વગેરે દ્રવ્યો હમેશા નવા જ વાપરવાના કહ્યા છે તો તેને પણ ઉપરની રીત પ્રમાણે નક્કી કરવુ જોઈએ

(૫) ધાતુ ઉપધાતુ, રસ, મહારસ, ઉપરસ વગેરેની શોધન મારણ- ભસ્મ કરવાની ક્રિયા આયુર્વેદના અનેક ગ્રથોમા જુદી જુદી કહેલી છે તેમાની કઈ પદ્ધતિ વધુ સારી છે તે બનાવવાની દૃષ્ટિએ અને ગુણદોષની દૃષ્ટિએ વિચારી પ્રયોગથી નક્કી કરવું ભસ્મ બનાવવાની પદ્ધતિનુ (સ્ટેન્ડર્ડાઇઝેશન) કરવુ

(૬) હાલમાં બનતી તમામ પ્રકારની ભસ્મોનું રસાયણીક સયોજન શુ છે તે નક્કી કરવુ અને દરેક વખતની બનાવટે એજ ધાતુની ભસ્મમા એજ પ્રકારનું રસાયણીક સયોજન રહે છે કે એમા ફેરફાર થાય છે તે નક્કી કરવું

(૭) દરેક ધાતુઓના શોધન મારણ માટે કાચા દ્રવ્યોથી માંડીને શોધન ક્રિયા, મારણ ક્રિયા વખતે તેમજ દરેક પુટ વખતે અને ભસ્મ તૈયાર થાય ત્યાં તેના વજનમા થતી વધઘટ તેના રંગમા અને સ્વાદમા થતા ફેર ફારની પ્રત્યેક ભેદ મુજબ અલગ અલગ નોંધ તૈયાર કરવી તેમજ આધુનિક રસાયણ શાસ્ત્રની દૃષ્ટિએ પણ તેમા શું ફેરફાર થાય છે તે તપાસ કરી નક્કી કરવુ

(૮) કેટલીક ધાતુઓની મારણ પદ્ધતિ જુદી જુદી હોય છે, તેમાની કઈ વધારે સારી છે તે પ્રયોગથી નક્કી કરવુ જેમકે હડતાલ (Yollow Arsenio)ની ભસ્મ બનાવવા માટે સાગેડીની રાખમાં દાબીને અગ્નિ આપવામા આવે છે અથવા ફટકડીના ચૂર્ણ સાથે પણ બનાવી શકાય છે પણ આ બન્ને ક્રિયામા તાલ ભસ્મના રંગ અને સ્વાદમા ફેર પડી જાય છે તેનું કારણ શુ ? તે આધુનિક પદ્ધતિથી વિચારી નક્કી કરવુ કેટલાક કહે છે કે હડતાલ એ ઉડી જનારી વસ્તુ છે એટલે તેની ભસ્મ બની શકિત જ નથી અને જે હાથમા આવે છે તે તો વનસ્પતિની રાખ કે ફટકડી જ હોય છે એમાં હડતાલનો કઈ પણ અંશ જ હોતો નથી એટલે આ જાતની લોક વાયકા સાચી છે કે ખોટી તે પ્રયોગોથી નક્કી કરવુ

(૯) શખ, કોડી, ગોદતી, વાસકપુર, પ્રવાલ, મોતી વગેરે આધુનિક દૃષ્ટિએ કેલ્સીયમ જ છે પણ તે બધાના ગુણ દોષોમા તફાવત રહેલો છે ગોદતી એ $CaSO_4$ કેલ્સીયમ સલ્ફેટ ખનીજ ચુનો છે, જ્યારે કોડી, શખ, વાસકપુર પ્રવાલ, મોતી વગેરે એ મેદ્રીય દ્રવ્યો છે આ દ્રવ્યોમા અશુદ્ધ હોય ત્યારે, શુદ્ધ થાય ત્યારે અને ભસ્મ બના યા પછી એમા શા શા ફેરફારો થાય છે તે બધુ પ્રયોગોથી નક્કી કરવુ સુવર્ણ ઘટીત ચન્દ્રોદયમાં સુવર્ણ છે કે નહીં એ સ્પેકટ્રો ફોટોગ્રાફીકથી નક્કી કરવું અત્યાર સુધી એમ મનાતું હતું કે સુવર્ણઘટીત ચન્દ્રોદયમા સુવર્ણ હોતું નથી પણ એ વિધાન ખોટુ છે એમ ડૉ એમ એલ શ્રોફે (યુ પી) જાહેર કર્યું છે એટલે એકલા સુવર્ણઘટીત ચન્દ્રોદયમા જ નહીં પણ બીજા પ્રકારના ચન્દ્રોદયોમા (તામ્રચન્દ્રોદય, મલ્લચન્દ્રોદય વગેરમાં) શુ શુ ફેર થાય છે તે પ્રયોગોથી નક્કી કરવુ

(૧૦) બજારમાથી મળતા કાચા દ્રવ્યો જેવા કે યવખાર, ખીન્લવણ, મચગ, ગેરૂ શિલાજીત, ગળોસત્વ કસ્તુરી, અપામાગ ક્ષાર એ ખરેખર શું વસ્તુ છે તે પ્રયોગોથી નક્કી કરવું સાચા અને ખોટા દ્રવ્યોના પૃથક્કરણ Analysis કરાવી તેનુ એક સ્ટેન્ડર્ડ નક્કીકરવુ

(૧૨) ઔષધોના બીજા યોગો જેવા કે કલ્ક, તેલ, આસવ આરિષ્ટ, અવલેહ કવાથ, ચૂર્ણ, ગુટી વગેરે બનાવવાની પદ્ધતિનુ પણ સશોધન થવું જોઇએ,

(૧૩) સયોગ વિરૂદ્ધ દ્રવ્યો—આયુર્વેદમા વિરૂદ્ધ અન્ન અને ઔષધ માટે વિસ્તારથી વર્ણન કરેલુ છે તેમા ઘી અને મધનો સમાન ભાગે ઉપયોગ કરવાથી ઝેર થાય છે, એવીજ રીતે માછલી અને દૂધનો સયોગ થાય તો તેથી પણ નુકસાન થાય છે તો આ દ્રવ્ય ભેગા

કરવાથી તેનો રસાયણીક સંગઠનમાં ફેરફાર શું થાય છે તેની તપાસ કરવી અને જો રસાયણીક સંગઠનમાં ફેરફાર ન થતો હોય તો રોગી શરીર ઉપર તેની વિરૂદ્ધ ક્રિયા શાથી થાય છે તે સમજવા પ્રયત્ન કરવો

આયુર્વેદીક સંશોધન અંગે ઔષધોત્પાદકો (ફાર્મસીઓ) એ કરવા જોઈતા પ્રયોગોની આ એક રૂપરેખા આપી છે આ બધાજ પ્રયોગો એક સાથે હાથમાં લઈ શકાય નહીં પણ ક્રમે ક્રમે આપણે દરેક વસ્તુ હાથમાં લઈશું તો ટુંક સમયમાં આપણે નિશ્ચિત સ્થાને પહોંચી શકીશું આયુર્વેદીક ફાર્મસીઓએ પોતાના ઉદ્યોગના વિકાસ માટે આવા સંશોધનની વિશાળ પાયા ઉપર રચના કરવી આવશ્યક છે એમ અમો માનીએ છીએ ઔષધો જેટલા શુદ્ધ, સારા અને ઉચ્ચ કક્ષાના બનશે તેટલો આયુર્વેદને લાભ થશે એમાં શંકાને સ્થાન નથી

---

# આયુર્વેદમાં માનસશાસ્ત્ર

-લેખક—શ્રી હ. પ્રા. બધેકા

તાજેતરમાં અમદાવાદ ખાતે યોજાયેલ વૈદ્ય સંમેલનમાં ભાવનગરના યુવાન વૈદ્ય શ્રી હર્ષદરાય પ્રાણશંકર બધેકાનું "આયુર્વેદમાં માનસ શાસ્ત્ર" એ વિષય ઉપર પ્રવચન હતું પ્રવચનમાં પૌર્વાત્ય ને પાશ્ચાત્ય માનસ શાસ્ત્રનો ગહન, તલસ્પર્શી અને તુલનાત્મક અભ્યાસ નિર્ઝરતો હતો પશ્ચિમના અર્ધ સત્ય સિદ્ધાંતોનાં ખંડન, પૂર્વના ત્રિકાલાબાધિત સત્યોના સમર્થન, મંડન અને પ્રતિપાદન દ્વારા આપોઆપજ થતું હતુ

પ્રવચનના ચિંતનાત્મક પાસાથી ખુશ થઈ રાજકોટના વૈદરાજ શ્રી ભાઈશંકરભાઈ તથા શ્રી ભોગર દરબાર તરફથી પારિતોષિક એનાયત કરવામાં આવેલ પ્રવચનના મુદ્દાઓ સંક્ષેપમાં નીચે પ્રમાણે છે

મેકડોગાલ માનવ જીવન Instincts પ્રેરણાને વશ થઈનેજ ચાલે છે, એમ માને છે, એની સામે ચરક સંહિતાએ પુત્રેષણા, ધનેષણા ને લોકૈષણામાં એ મેકડોગાલની પ્રેરણાઓનો સમાવેશ કરી બતાવ્યો હતો

પહેલા Sex અને પછીજ એ Sex નો વ્યાપક અર્થ Love કરીને ફ્રોઇડ એ એકજ વસ્તુને માનવ જીવનમાં મહત્વ આપીને પોતાના પુસ્તકો રચી જાય છે પરંતુ આર્યો તો આહાર, નિદ્રા, ભય અને મૈથુનને માનવ તેમજ પશુમાં રહેલાજ માને છે પરંતુ માનવોમાં ધર્મને વિશિષ્ટ સ્થાન આપે છે એ ચારે વસ્તુ ધર્મ યુક્ત હોવી જોઇએ એમ કહે છે અને તેથીજ "धर्माविरुद्धो भूतेषु कामोऽस्मि भरतर्षभ" લખવું પડયું છે એટલે કે કામ ધર્મજ હોય છે

આજ રીતે ફ્રોઇડ બાળક સ્તનપાન કરે છે તેમાં પણ Sex જાતિય વૃત્તિજ જુવે છે જ્યારે ચરક આદિ મહર્ષિઓ ક્ષુધાવૃત્તિનુંજ આવિષ્કરણ માત્ર જુવે છે

'વિપારો રોગ વર્ગનાના' અને 'સંકલ્પો વૃષ્માણાં' જેવા મહામૂલાં સૂત્રો આપનાર મહર્ષિ ચરકમા આજના પૃથક્કરણ પૂર્વકના માનસશાસ્ત્ર ઉપરાંત એકીકરણનુ પણ અદ્ભુત જ્ઞાન હતુ એમ દ્રષ્ટાંતોથી પુરવાર કર્યુ હતુ

આ રીતે સીગમ ફ્રોઈડ, યુંગ, આલ્ફ્રેડ એડલર, વીલીયમ મેકડુગાલ અને જેસ્ગડ Psychology નો ઉલ્લેખ કરી તે બધી વિચાર ધારાઓનો આયુર્વેદમા ક્યા અને કઈ રીતે અંતર્ભાવ થાય છે તેનો સુંદર રીતે નિર્દેશ કર્યો હતો

( શુદ્ધ આયુર્વેદના દ્વિતીય સંમેલનમાં વચાયેલા શ્રી બધેકાના પ્રવચન ઉપરથી )

---

# ✻ કેટલાક સમાચાર ✻

## આયુર્વેદમહાસંમેલનનુ ૪૩ મુ દિલ્હીનુ અધિવેશન સ્થગીત

આ અધિવેશનના સ્વાગત મંત્રી ખેદપૂર્વક જણાવે છે કે વૈદ્યશ્રી મોહનલાલ પુરશોત્તમ દાસ ગુસાએ મુબઈની હાઈકોર્ટ મા અરજી કરી મહાસંમેલનની સ્થાઈ સમિતિ અને ૪૩ મા અખીલ ભારત આયુર્વેદમહાસંમેલનનું અધિવેશન ( જે તા ૨૨, ૨૩, ૨૪ અને ૨૫ ફેબ્રુઆરી ૧૯૫૯ મા મહાસંમેલનના અધ્યક્ષની અનુમતિથી થવાનુ હતુ ) તે કોર્ટના મનાઈ હુકમ ( ઈજેકશન ઓર્ડર ) દ્વારા સ્થગીત કરાયુ છે આ પ્રકારનો એક દાવો દિલ્હીની કોર્ટમા નાગપુરના ગુલરાજ શર્મા અને જવાલાપ્રસાદે પણ કર્યો છે અધિવેશન મુલતવી રહેવાથી જે ભાઈઓને તકલીફ પડી તે બદલ અમોને ઘણું દુખ થાય છે અધિવેશનની ભાવિ તિથિની સમયસર નવે સરથી જાહેરાત કરવામા આવશે

(૨) કૃષ્ણગોપાલ આયુર્વેદભુવન કાલેડા-બોગલા (અજમેર) તરફથી સમસ્ત ભારતના વૈદ્યો અને રસાયણક્રિયા વિશેષનોનું અભૂતપૂર્વ વિરાટ સંમેલન તા ૨૭-૩-૫૯ થી ૨૯-૩-૫- સુધી કૃષ્ણગોપાળ-કાલેડામા ભરાશે આ સંસ્થામા પારદ ઉપર અનુસંધાન થઇ રહ્યું છે મુબઈના જાણીતા રસવૈદ્ય શ્રીયુત શાંતિલાલ પ્રા જોશી ત્યાં પારદ ઉપર અનુસંધાન કાર્ય કરી રહ્યા છે નવી નવી ધાતુઓનું નિર્માણ, સત્વપાતન, તલસ્થચ દ્રોહય, અગ્નિસ્થાપી પંચછેદિત પારદ, સંસ્કૃત પારદનું અનેક રૂપરૂપાંતર, સ્વર્ણબીજ જીર્ણ રસ તથા લોહસિદ્ધિની અનેક ચમત્કૃત કૃતિઓ તૈયાર થયેલી છે

અજમેરથી ૫૬ માઈલ દૂર કાલેડા છે અને કોટાથી ૬૬ માઇલ છે જીજ્ઞાસુએ ત્યા જતા અગાઉ પ્રથમ પત્રથી ખબર મોકલવી કે જેથી તેના માટે યોગ્ય પ્રબંધ થઈ શકે

(૩) સુરત વૈદ્ય મંડળે અને શ્રી સુરત વૈદ્ય સભાએ સુરતના વયોવૃદ્ધ વૈદ્ય ધનસુખરામ પરભુરામ ભટ્ટના તા ૧૯-૧-૫-ના દિને થયેલા ખેદજનક અવસાનના કારણે

શોકસભાઓ ભરી સદ્ગતને અંજલી આપી હતી

(૪) શ્રી સુરત વૈદ્ય સભાની નવા વર્ષની ચુંટણીમા પ્રમુખ રા વૈ હરિલાલ ગુલાબદાસ, ઉપપ્રમુખ રા વૈ વાડીલાલ મણીલાલ, મંત્રીઓ રા વૈ ગમનલાલ જમીયતરામ અને જગજીવનદાસ મોહનદાસ વૈદ્ય, કોષાધ્યક્ષ રા વૈ જસવંતલાલ ઉત્તમચંદ શાહ, હિસાબ અન્વેષક રા વૈ ચંદ્રશંકર રેવાશંકર ભટ્ટ, અને પુસ્તકાધ્યક્ષ ગ વૈ શાંતીલાલ સરૈયા તથા રા વૈ દેવજીભાઈ કેસરીયા આ ઉપરાત બીજા સાત સભ્યોની કાર્યવાહક સમિતિ પણ નીમાઈ હતી

(૫) શુદ્ધ આયુર્વેદ મહાવિદ્યાલય વડોદરાનુ તૃતીય સ્નેહસંમેલન તારીખ બીજી અને ત્રીજી ફેબ્રુઆરીએ થયુ હતુ

(૬) ઉડુપા સમિતિનો રીપોર્ટ –જાણવા મળે છે કે આયુર્વેદની વર્તમાન પદ્ધતિઓની તપાસ કરવા તથા તેમા નવસર્જન કરવા માટે ભારત સરકારના આરોગ્યખાતા તરફથી જે સમિતિ નીમવામા આવી હતી તે સમિતિએ આરોગ્ય પ્રધાન શ્રી કરમરકરજીને રીપોર્ટ સુપ્રત કર્યો છે આ સમિતિએ હાલ તુરત મિશ્ર અને શુદ્ધ આયુર્વેદ એમ બને અભ્યાસક્રમો ચાલુ રાખવા તેવી ભલામણ કરી છે વધુમા આયુર્વેદમા સુધારો કરવા એક પોસ્ટ ગ્રેજ્યુએટ કોર્સ ચાલુ કરવાભલામણ કરી છે

આ સમિતિએ આયુર્વેદના શિક્ષણ, સંશોધન, ફાર્મસી અને વૈદ્યોનો દરજ્જો વગેરેમા સુધારો કરવા ભારપૂર્વક ભલામણ કરતા હીંદી તબીબી પદ્ધતિ માટે મધ્યસ્થ સમિતિ તથા સંશોધન માટે મધ્યસ્થ સમિતિ નીમવાની ભલામણ કરી છે આ સમિતિએ ભારતનો પ્રવાસ કરી આયુર્વેદ માટે ઉપયોગી માહિતિ એકત્ર કરી અવલોકન કરી પોતાનો હેવાલ સુપ્રત કર્યો છે

ચોપડા સમિતિ પછી હવે આ ઉડુપા સમિતિના રિપોર્ટની ભલામણોનો કેવો સ્વિકાર થાય છે તે જોવું રહ્યુ

(૭) વીટામીન 'એ'નું ભારતમા ઉત્પાદન થશે –લેમનગ્રાસ ઓઈલ (લીલી ચાહના તેલ)માથી વીટામીન 'A' બનાવવાનું મુંબઈની ગવેષણા લેબોરેટરી આ માટે ચાલુ વર્ષમા એક પ્લાન્ટ નાખશે અને ૧૯૬૦ સુધીમા તે કાર્ય પુરૂ થશે એમ ધારણા છે (મેડીકલ ડાઈજેસ્ટ ડીસેમ્બર ૧૯૫૮)

# ❋ દ્રવ્યગુણ વિજ્ઞાન ❋

શ્રી ઇશ્વરદત્ત ડી દેસાઈ L A M ભૂતપૂર્વ પ્રાધ્યાપક આયુર્વેદ મહાવિદ્યાલય-પાટણ
પ્રાધ્યાપક આયુર્વેદ મહાવિદ્યાલય-નડીઆદ

(ગતાંકથી ચાલુ)

જે દ્ર ય સમ કે સમ વિપરીત રસા દિકથી યુક્ત હોવા છતા વાતાદિકનો પ્રકોપ કરે છે તેને કોપન કહે છે જેમકે ગુરુ, ઉષ્ણ સ્નિગ્ધ અને મધુર હોવા છતા ક્ષુભિત વાતનો પ્રકોપ કરે છે, અને તેજ ગુણોથી અદ્દ પિત્ત કફનો પ્રકોપ કરે છે

જે દ્રવ્ય સમ કે સમવિપરીત રસાદિ કથી યુક્ત હોવા છતા વાતાદિકનું શમન કરે છે તે શમન કહેવાય છે જેમકે-મધુર-શીત જવ ની કફનું શમન કરે છે, કટુપાક-રસવાળુ અને ગુરુ તેમજ સ્નિગ્ધ લસણુ કફવાતનું શમન કરે છે

જે દ્રવ્ય વાતાદિકની ક્ષય-વૃદ્ધિ થવામા કારણ રૂપ હોવા છતા સ્વસ્થને માટે તેવું બનતું નથી તેને સ્વસ્થહિત કહે છે જેમકે ગુરુ-મધુર-રુક્ષ-શીત યવ સ્વસ્થના પિત્તનો ક્ષય કરતા નથી ગુરુ-મધુર-સ્નિગ્ધ-શીત દૂધ સ્વસ્થના કફનો પ્રકોપ કરતું નથી

किंचित् કહેવાથી બધા દ્રવ્યો એવા હોતા નથી दोषप्रशमनम् એક દોષ, બે દોષ અથવા બે કરતા વધારે દોષોનું શમન દોષ ગ્રહણથી દુષ્ટ રસાદિક ધાતુઓનું પણ ગ્રહણ થાય છે તેથી દ્ર ય મહિમા અર્થાત્ દ્રવ્ય પ્રભાવથી દુષ્ટ રસાદિક ધાતુઓનું શમન કરનાર જેમકે આબળાં, દુરાલભા વગેરેનુ ગ્રહણ થાય છે આબળા શિવત્વ પ્રભાવથી ત્રિદોષહર છે

દુરાલભા-જવાસો પણ વાત-પિત્ત-શ્લેષ્મ હર છે हन्ति वाततदम्लत्वात् વિ થી ગુણ દ્વારા ત્રિદોષહરત્વ કહેવાય છે, છતા પણ તે પ્રભાવને કારણે જે તે કમ કરે છે કારણ કે ત્યા अम्लत्वादि थी પિત્તકોપ થવો જોઈએ, પણ તે આબળાંના પ્રભાવથીજ થતો નથી

धातुप्रदूषणात् —વાતાદિકના સમત્વને કારણે શરીર ધારણ કરનાર ધાતુઓનુ તેમજ રસોનુ દૂષણ જેમકે यवक, म दक-विषादि। स्वस्थवृत्तौ मतम्-दुष्टु अवतिष्ठते नीरोगतत्वे नेति स्वस्थ, तस्य वृत्ति स्वस्वरूपतयाऽनु वर्तन, तत्र स्वस्थ वृत्तौमतम्। पूजितम्।

સ્વસ્થ વૃત્તિમત એવા રકતશાલિ, ષષ્ટિક યવ, વિ દોષ પ્રશમન તરીકે પણ ઉપયો ગમા આવતા દેખાય છે જેમકે 'रक्तशा या दीना ज्वरादौ प्रयोग" તેવીજ રીતે પ્રકૃતિ શરીર-દેશ કાલ માત્રાભિયુક્ત દોષ પ્રશમન દ્ર ય પણ દોષકર બને છે જેમકે આબળા અતિમાત્રામા અગ્નિમાદ્ય કરે છે તેવીજ રીતે ધાતુ પ્રદૂષણ દ્ર ય પણ દોષ શમન કરતું જોવામા આવે છે જેમકે વિષ ઉ રરોગહર છે તેમજ જે મન્દકાદિ દોષકર હોય છે તેજ ક્ષીણ દોષવાળા પ્રતિ દોષની વૃદ્ધિ થતા સામ્ય પ્રાપ્તિ ી દોષ પ્રશમન તરીકે બની

જાય છે તેથી આવી રીતે અવ્યવસ્થિતત્વ હોવાને કારણે 'किंचिद् दोषप्रशमनम्' કહેવું બરાબર નથી સમાધાન-સ્વસ્થ-વૃત્તિમતરક્ત શાલ્યાદિ દોષ પ્રશમન પણ બને છે, પરંતુ તે ઘણું કરીને સ્વસ્થવૃત્તિ હિતત્વને કારણે સ્વસ્થવૃત્તિમન તરીકેજ તેનું ગ્રહણ થાય છે કહેવામા પણ આવ્યુ છે કે स्वस्थस्योर्जस्कर यत्तु तद् वृष्य तद् रसायनम्। प्राय प्रायेण रोगाणा द्वितीय शमने हितम्॥ प्राय शब्दो विशेषाय उभय ह्युभयार्थकृत्॥(च चि अ १)

દોષ પ્રશમન દ્રવ્યો વિગુણ પ્રકૃત્યાદિ પ્રતિબંધકના અભાવમા દોષ પ્રશમન કાર્ય કરે છે જ્યારે પ્રતિબંધક સદ્ભાવમા તે પ્રમાણે કરતા નથી, તેથી કરીને તેમનો તેવો સ્વભાવ નથી તેમ કહી શકાય નહીં જેવી રીતે અગ્નિ મંત્રાદિ પ્રતિબંધને કારણે તે કદી દાહ કરતો નથી તેમ કહી શકાતું નથી

એજ પ્રમાણે ધાતુ પ્રદૂષકનું કાચિત્ ધાતુ પ્રશમકત્વ નિમિત્તાન્તર યોગથી થતા તે ધાતુ પ્રદૂષક સ્વરૂપતાને હણતું નથી જેવી રીતે જલનું, અગ્નિ સંયોગને કારણે ઉષ્ણત્વ તેથી જે જેનું પ્રાયિક-અનન્યોપાધિ કૃત રૂપ હોય છે તેના વડે જ વ્યપદેશ કરવો યોગ્ય હોય છે મન્દકાદિનું ક્ષીણ દોષ વર્ધકત્વથી દોષ પ્રશમકત્વ કહેવામા આવ્યુ, તેવું બનવા છતા–આવું કાચિત્ બનતું હોવાથી ઉત્તરકાલમા દોષાવહત્વને કારણે દોષ પ્રશમકત્વ સ્વરુપે તેનો વ્યપદેશ થતો નથી

ભલે, જો એવું જ હોય તોપણ જે એક દોષહર અન્ય દોષકર હોય જેમકે —મરી શ્લેષ્મહર છે અને પિત્તકર છે-એવા ઘણા દ્રવ્યો છે તેનો ક્યા સમાવેશ કરશો ?

અહિ કેટલાકનુ એવું માનવું છે કે—જે ઉભયાત્મક, દોષહર અને દોષકર હોય તેથી કરીને દ્રવ્યના આ ત્રણ પ્રકાર વર્ણવ્યા છે તેમા કાઈ ક્ષતિ-દ્રવ્યત્રિત્વક્ષતિ આવતી નથી કારણ કે વાતાદિ સસર્ગ જ વ્યાધિ-સદ્ ભાવમા વાતાદિ જન્યત્વથી રોગોનુ જે ત્રૈવિધ્ય કહેવાય છે તે ખંડિત બનતું નથી અથવા મરીચાદિકનુ જે ઉભયકર્તૃત્વ છે તે દ્રવ્ય પ્રભાવકૃત નથી તે તો રસાદિકૃત છે તેથી દ્રવ્યપ્રભાવ પ્રસ્તાવ વખતે તેનુ ઉદાહરણ આપવા યોગ્ય નથી તેમજ કોઈપણ દ્રવ્ય એવું નથી જે પ્રભાવથી જ દોષ પ્રકોપ કરે તેમજ દોષ પ્રશમન કરે અને એ રીતે દોષ-પ્રશમનત્વાદિ પ્રભાવ પ્રતિ એવો કાઈ નિયમ નથી તેથી આ પક્ષ જ બરાબર છે

किंचिद् दोषप्रशमन किंचिद दोषप्रदूषणम् એવું કરીએ અથવા किंचिद् धातुप्रशमन किंचिद् धातु प्रदुषणम् એવું કરીએ તો ન ચાલે ? ના એવું કરી શકાય જ નહીં જો એમ કરવામા આવે તો દોષ શબ્દની મુખ્ય વૃત્તિ હોવાથી વાતાદિકોમા જ વૃત્તિત્વ બની શકે તેવી જ રીતે ધાતુ શબ્દ કહેવાથી રસાદિકનુ ગ્રહણ થાય છે તેથી ઉભય ગ્રહણ થઈ શકે નહીં

સ્વસ્થવૃત્તિમત્ત દ્રવ્ય શાલિ દોષહરત્વથી દોષ પ્રશમન બને જ છે ના એમ નહીં સ્વાસ્થ્યાનુવૃત્તિજનકત્વથી દોષ નિવૃત્તિકર ઔષધ દોષહરણ બનતું નથી

સમધાતુઓના અવર્ધકત્વ અને અક્ષય કરત્વથી અને રસ દિ સ્રોતોના આનુગુણ્યત્વથી ધાતુ સામ્યાનુવૃત્તિકર દ્ર ય કહેવાય છે કહ્યું છે કે —'पथ्य पथोऽनपेत यत्'

(च सू अ २५)

આજ વાત બીજી રીતે સમજાવતા કહી શકાય કે–કેટલાક દ્રવ્યો વિષમ ધાતુઓને સમ કરે છે, કેટલાક સમને વિષમ બનાવે છે અને કેટલાક સમ ધાતુઓને પ્રકૃતિસ્થ બનાવે છે એ રીતે દ્ર યપ્રભાવ ભેદથી ત્રણ પ્રકારનુ બને છે

शमन कोपन स्वस्थहित द्र यमिति त्रिधा।
(अ स अ ह सू अ १)

किंचित् इति न सवम्। दोपस्य दोष योर्दोषाणा वा प्रशमन दोषप्रशमनम्। धातु प्रदूषणमिति धातादीना सम्यक्त्वेन शरीरधार णात्मकाना तथा रसादीना च दूषणम्। सुष्ठु अवतिष्ठते नीरोगत्वेनेति स्वस्थ, तस्य वृत्ति स्वस्थरुपतयानुवर्तनम्, तत्र स्वस्थवृत्तौ मतमभिमतम् पूजितमिति यावत्।

યોનિ ભેદથી દ્રવ્યના ભેદો —

तत् पुनस्त्रिविध प्रोक जङ्गमौद्भिदपार्थिवम्

અથ –યોનિભેદથી દ્રવ્યોના જાગમ, ઔદ્ભિદ અને પાર્થિવ આ ત્રણ ભેદ થાય છે

વક્તવ્ય –૧ જાગમ –જે એક સ્થાન માથી બીજા સ્થાનમા ગમન કરે છે તેને જાગમ કહે છે ઉદા. જરાયુજાદિપ્રાણી જાગમ પ્રાણીયો તરફથી મળતા ગોરસ, મધુ, માસ, કસ્તુરી, ગોરોચન વિ. દ્રવ્યો પણ જાગમ કહેવાય છે

૨ ઉદ્ભિદ્ અથવા ઉદ્ભિજ્જ –જે પૃથિવીને ફાડીને ઉત્પન્ન થાય છે તેને ઉદ્ભિદ્ અથવા ઉદ્ભિજ્જ કહે છે ઉ। વૃક્ષ, લતા વગેરે એમના અવયવ–રૂપ, મૂલ, ત્વક્ પત્ર પુષ્પ, ફલાદિક દ્રવ્ય ઔદ્ભિદ્ કહેવાય છે

૩ પાર્થિવ –પૃથિવીના વિકારરૂપ જે દ્ર ય છે તે પાર્થિવ કહેવાય છે ઉ। સોનું સિંધવ વગેરે

गच्छतीति जगमम्। भृश पुन पुनर्वा गच्छन्तीति जङ्गमा जरायुजादय। जङ्गम प्रभव जाङ्गम गोरसमध्वादि। जङ्गमा नामिदमिति जाङ्गमम्। उद्भिद्य पृथिवीं जायते इति औद्भिद वृक्षादि। उद्भिद्य पृथिव्या जायत इत्यौद्भिद वनस्पत्यादि। उद्भिद्य पृथिवीं जायते इत्युद्भिन् तस्यावयवरुपमिदमौद्भिदम्। पृथिवी विकार: पार्थिवम्। भूमेर्विकारो भौम सुवर्णादिकम्। पृथिव्या विकाररुप पार्थिवम् पृथिवी प्रधान मस्य विकारस्य तद्वा पार्थिवम्।

ઔદ્ભિદ દ્રવ્યોના અવાન્તર ભેદો —

औद्भिद तु चतुर्विधम्।
वनस्पतिस्तथा वीरुद्वानस्पत्यस्तथौषधि।
फलैर्वनस्पति पुष्पैर्वानस्पत्य फलैरपि॥
ओषध्य फलपाकान्ता प्रतानैर्वीरुध स्मृता
(च सू अ १)

અથ –ઔદ્ભિદ દ્રવ્યો ચાર પ્રકારના છે ૧–વનસ્પતિ, ૨–વીરૂધ ૩–વાનસ્પત્ય અને ૪–ઔષધિ

વક્તવ્ય ૧ વનસ્પતિ —જેમા પુષ્પ (અને ફૂલ) સૂક્ષ્મ અને કર્ણિકાદ્વારા ઢકા યેલા-હોવાથી જોઇ શકાતા નથી એવા અદ્રશ્ય અર્થાત ગુહ્યપુષ્પ ઉદ્ભિજ્જોને વનસ્પતિ કહે છે ઉદા —વડ, ઉમરડો, વિ

૨-વીરૂધ્ —જેના વેલાઓ ફેલાય છે તેમજ જે ગુલ્મના રૂપમા હોય છે તેને વિરૂધ્ કહે છે ઉદા ગળો (લતા), કરેણ (ગુલ્મ) વગેરે

૩ વાનસ્પત્ય અથવા વૃક્ષ—જેમા પુષ્પ અને ફળ બ ને પ્રકટપણે દેખી શકાય છે તેને વાનસ્પત્ય અથવા વૃક્ષ કહે છે ઉ॰ આંબો, જાબુડો વિ

વડ, ઉમરડો વગેરેમા પ્રથમ સૂક્ષ્મ પુષ્પ લાગે છે અને પછી તેમાથીજ ફળ બને છે પરતુ પુષ્પ અને ફલ બન્ને સૂક્ષ્મ હોવાથી તેમજ કર્ણિકા દ્વારા ઢકાયેલા હોવાથી જોઇ શકાતા નથી

વડ, ઉમરડો વગેરેની અપક્વ કર્ણિકાને કાપીને પૃથક્દર્શક કાચની મદ દ્રી તેનુ સૂક્ષ્મ નિરીક્ષણ કરવામા આવે તો તેમા અનેક સૂક્ષ્મ પુષ્પો જોવામા આવે છે તેથી અપુષ્પા એ પદમા નઞ્ અવ્યય નિષેધાર્થ મા નહીં પણ અલ્પાર્થમા છે એમ માની સૂક્ષ્મ પુષ્પ વાળા અને કર્ણિકાથી આચ્છાદિત હોવાથી ગુહ્ય પુષ્પવાળાં એમ અર્થ કરવો ઉચિત છે

જગમ દ્રવ્યોના અવાન્તર ભેદો —

जङ्गमा खल्वपि चतुर्विधा -जरायुजाण्डज स्वेदजोद्भिज्जा । तत्र पशुमनुष्य व्यालादयो जरायुजा, खग सर्प सरीसृप प्रभृतयोऽण्डजा, कृमिकीट-पिपीलिका प्रभृतय स्वेदजा इन्द्र गोप मण्डूकप्रभृतय उद्भिज्जा

(सु स अ १)

અર્થ —જગમ દ્રવ્યોના ચાર પ્રકાર છે —૧ જરાયુજ, ૨ અડજ, ૩ સ્વેદજ અને ૪ ઉદ્ભિજ્જ

૧ જરાયુજ —જે પ્રાણી જરાયુ-ગર્ભાશય કે ઉદરમાથી ઉત્પન્ન થાય છે તેને જરાયુજ કહે છે ઉ ।-મનુષ્ય, પશુ વગેરે

૨ અડજ —જે પ્રાણી ઇંડામાથી નીકળે છે તેને અડજ કહે છે ઉદા પક્ષી સાપ વગેરે

૩ સ્વેદજ —જે પ્રાણી સ્વેદ-પૃથ્વીનો બાષ્પ તેમજ મનુષ્યાદિ પ્રાણીઓના સ્વેદ માથી ઉત્પન્ન થાય છે તેને સ્વેજ કહે છે ઉદા કૃમિ, કીટ, કીડી વગેરે

૪ ઉદ્ભિજ્જ —જે પ્રાણી પૃથ્વીને ફાડીને બહાર નીકળે છે તેને ઉદ્ભિજ્જ કહે છે ઉદા—ઇ દ્રગોપ, દેડકા વગેરે

વક્તવ્ય -જરાયુ એટલે ગર્ભાશય અથવા ઉદર—વ્યાલ એટલે હિંસક પશુઓ જેવા કે વ્યાઘ્રાદિ પશુ શબ્દનો ઉપયોગ કરવામા આવ્યો જ છે એમ સમજી કેટલાક વ્યાલનો અર્થ સર્પવિશેષ સમજે છે કેમકે સર્પ જાતિઓમા અહિપતાકા એ જરાયુજ છે સર્પ એટલે અજગર વગેરે મન્દગતિવાળા અને સરીસૃપ એટલે શીઘ્ર ગતિવાળા કૃષ્ણસર્પ વગેરે અથવા મીન, મકર વગેરે કૃમિ-કોષ્ઠ, પુરીષ વિ મા ઉત્પન્ન થતા, કીટ-વીંછી વિ ઇ દ્રગોપ-વરસાદમા થતા અલ્પ ત રક્તકૃમિ જેને લોકો ઇ દ્રવધૂ તરીકે ઓળખે છે

जरायोर्जाता जरायुजा जरायुर्गर्भाशय उदर । अण्डाज्जाता अण्डजा, अण्ड प्राण्याधारो वर्तुलम् । भुव शरीरस्य च सस्वेदादूष्मणा जाता सस्वेदजा ।

ઔષધ અને આહાર ભેદથી દ્રવ્યોના બે ભેદો —

औषधाहार भेदेनापि द्रव्य तावद्विविध—वीर्यप्रधानमौषधद्रव्य रसप्रधानमाहार द्रव्य च तत्राप्यौषध द्रव्य त्रिविध वीयभेदात् तीक्ष्णवीर्य मध्यवीर्य मृदुवीर्य चेति।

(च सू अ २, श्लोक १७ च र)।

અર્થ —ઔષધ અને આહાર ભેદથી દ્રવ્ય ના બે ભેદ પડે છે —

(૧) વીર્ય પ્રધાન ઔષધ દ્રવ્ય અને

(૨) રસ પ્રધાન આહાર દ્રવ્ય

વીર્ય ભેદથી ઔષધ દ્રવ્યના ત્રણ અવાન્તર ભેદ પડે છે —

(૧) તીક્ષ્ણ વીર્ય, (૨) મધ્ય વીર્ય, (૩) મૃદુ વીર્ય

વકતવ્ય — ઔષધ દ્રવ્ય — જે દ્રવ્ય વીર્ય પ્રધાન હોય, અર્થાત્ જેના ઉપયોગથી શરીરમાં વીર્ય સંજ્ઞક શીત, ઉષ્ણ વિ૦ ગુણોની ઉત્પત્તિ પ્રધાનપણે થતી હોય, પણ શરીરના રસાદિ ધાતુઓનુ પોષણ જેતુ પ્રધાન કાર્ય ન હોય તેને ઔષધ દ્રવ્ય કહે છે

ઉદા —સુઠ, પીપર વગેરે

આહાર દ્રવ્ય —જે દ્રવ્ય રસ પ્રધાન હોય, અર્થાત્ જેના ઉપયોગથી શરીરમા રસ તેમજ રસથી પુષ્ટ થનાર રક્તાદિ ધાતુઓનુ પોષણ પ્રધાનપણે થતું હોય પણ શીત ઉષ્ણ વિ૦ વીર્ય સંજ્ઞક ગુણોની ઉત્પત્તિ, અર્થાત્ ગુણોની અસર પ્રધાનપણે ન થતી હોય તેને આહાર દ્રવ્ય કહે છે

ઉ। —ચોખા, ઘઉં વગેરે

ઔષધ દ્રવ્યોના શીત, ઉષ્ણ વિ૦ વીર્યોના તારતમ્ય ભેદથી —

(૧) તીક્ષ્ણ વીર્ય, (૨) મધ્ય વીર્ય, (૩) મૃદુ વીર્ય એમ ત્રણ અવાન્તર ભેદો પડે છે

ઉદાહરણાર્થે—ઉષ્ણવીર્યના ઉષ્ણતમ (તીક્ષ્ણ), ઉષ્ણતર (મધ્ય), ઉષ્ણ (મૃદુ)

રસ ભેદથી દ્રવ્યના ભેદો —

रसभेदेन द्रव्याणा मधुरवर्ग, अम्लवर्ग, लवणवर्ग, कटुकवर्ग, तिक्तवर्ग, कषाय वर्गश्चेति षड्वर्गा भवन्ति।

અર્થ —રસ ભેદથી દ્રવ્યોના મધુર વર્ગ, અમ્લ વર્ગ એમ છ ભેદો પડે છે

વકતવ્ય —

(૧) મધુર વર્ગના ઉદાહરણ — ક્ષીર, ઘૃત, ગોધૂમ, માષ, શ્રગાટક, મધૂક, દ્રાક્ષા, ખજૂર, ઈક્ષુવિકાર વગેરે

(૨) અમ્લ વર્ગ —દાડિમ, આંબળા, બિજોરું, કોઠુ, બોર, કરમદા, આમલી, દહીં, સુરા વગેરે

(૩) લવણ વર્ગ — સિંધવ, સંચળ, યવક્ષાર વગેરે

(૪) કટુક વર્ગ —પીપર, શિંગ, લસણ, કુષ્ઠ, દેવદાર, ગુગળ વગેરે

(૫) તિક્ત વર્ગ — ગળો, ઇન્દ્રજવ, લસણ, સપ્તપર્ણ, કારેલા, માલકાકણી વગેરે

(૬) કષાય વર્ગ —વડ, ઉમરડો, લોધ્ર, ત્રિફલા, જાબુડો, આંબો, 'પાષાણભેદ વગેરે

[ અપૂર્ણ ]

This Journal is meant for Members of the medical Profession only —

# આયુર્વેદ વિજ્ઞાન

વૈદક સિદ્ધાંતોને તુલનાત્મક દૃષ્ટિથી તથા અનુભવની દૃષ્ટિથી ચર્ચનારૂં માસિક

પુસ્તક ૭ ] ફાલ્ગુન ૨૦૧૫ માર્ચ ૧૯૫૯ [ અંક ૬

नमामि धन्वन्तरिमादिदेवं सुरासुरैर्वन्दितपादपद्मम् ।
लोके जरारुग्भयमृत्युनाशं धातारमीशं विविधौषधीनाम् ॥



तदेव युक्तं भैषज्यं यदारोग्याय कल्पते ।
स चैव भिषजां श्रेष्ठो रोगेभ्यो यः प्रमोचयेत् ॥

આદ્ય તંત્રી સ્વ. ર. શ. દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી
કાર્યવાહક તંત્રી ર. શ. શ્રી ગોપાલ મ. પરીખ
સહાયક તંત્રી નવનીતલાલ બ. પંડ્યા, એલ. એ. એમ., ડી. એ. એસ. એફ. (મુંબઈ)

ઍંગ્લો ફાર્માસ્યુટિકલ વર્ક્સ, લિમિટેડ, તરફથી,
૩ ગોખલે રોડ (દક્ષિણ) મુંબઈ ૨૮

# અનુક્રમણિકા

| વિષય | લેખ | |
|---|---|---|
|  |  |  |
|  |  |  |
|  |  |  |
|  |  |  |
|  |  |  |
|  | |  |

---

## વિજ્ઞપ્તિ

આયુર્વેદ વિજ્ઞાનનો આ અંક વાંચીને આપ જાણી શકશો કે આયુર્વેદના વિજ્ઞાનને સ્પષ્ટતા મૌલિક લેખોનો આમાં સમાવેશ કરવામાં આ ્યો છે

આયુર્વેદના જ્ઞાન અને પ્રચાર માટે વદ્યોને વદકના વિદ્યાર્થીઓને ઉપયોગી નીવડે તેવુ આ માસિક છે સામાન્ય સ્વાસ્થ્ય કેમ પાળવુ અને રાગોથી કેમ બચવુ તે વિષે પણ આ માસિકમાં માર્ગ દર્શન કરાવવામાં આ યુ છે આ માસિક દર અંગ્રેજી મહીનાની પંદરમી તારીખે પ્રગટ થાય છે લવાજમ ફક્ત રૂ ૪- - (પરદેશના રૂ ૬- - ) ટપાલ ખર્ચ સહિત રાખવામાં આવ્યુ છે લાયબ્રેરી ઓ દ્વારા આ માસિકનો બહોળો પ્રચાર થાય તે હેતુથી લાયબ્રેરીઓ માટે લવાજમ ફક્ત રૂ ૩- - રાખવામાં આ યુ છે અત્યારના આ જમાનામાં આ લવાજમ ઘણું ઓછુ છે છતાં આયુર્વેદની સેવા ખાતર અમોએ લવાજમ ઓછુ રાખ્યુ છે આશા છે આપ સત્વર વધુ ગ્રાહકો આ માસિકના ગ્રાહક જેમ બને તેમ જલદી ી થઈ જશો તેમજ આપના મીત્ર મંડળ મિત્રોમાં તેનો પ્રચાર કરી વધુને વધુ ગ્રાહ ા કરી મોકલશો અથવા વી પી થી અંક મોકલવા માટેના પત્ર લખશો એજ વિનતિ.

પત્ર વ્યવહારનું સરનામુ

તંત્રી

આયુર્વેદ વિજ્ઞાન,

ઝંડુ ફાર્માસ્યુટિકલ વર્કસ લિ.

ગોખલે રોડ (દક્ષિણ) મુંબઈ ૨૮

# આયુર્વેદ વિજ્ઞાન

प्रत्यक्षतो हि यद्दृष्ट शास्त्रदृष्ट च यद्भवेत् ।
समासतस्तदुभय भूयो ज्ञानविवर्धनम् ॥

| | | |
|---|---|---|
| પુસ્તક ૭<br>અંક ૬ | આદ્ય તંત્રી સ્વ. ગત દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી<br>સંપાદક તંત્રી શ્રી. ગોપાલ મ. પરીખ<br>સહાયક તંત્રી શ્રી નવનીતલાલ બ. પંડ્યા<br>ઝંડુ ફાર્મસી તરફથી | ફાલ્ગુન ૨૦૧૫<br>માર્ચ ૧૯૫૯ |


## શુક્ર


લેખક —ગ. પંડ્યા નવનીતલાલ મગનલાલ ગૃહીતાયુર્વેદ શાસ્ત્ર મુંબઈ


જેના અસ્તિત્વને લીધે સમસ્ત પ્રાણી માત્રના જીવનનો આધાર છે એ શુક્ર પ્રાણીઓના શરીરમા અને તેમા પણ વિશેષે કરીને મનુષ્યના શરીરમા કયુ સ્થાન ધરાવે છે તેનો અત્રે વિચાર કરીશું મનુષ્ય દેહના વૃષણગ્રંથીઓના બાહ્યસ્રાવને શુક્ર કહે છે મૈથુનના અંતે ઉત્સર્ગીત થયેલા શુક્રમા અનેક ગ્રંથીઓના સ્રાવોનુ મિશ્રણ હોય છે એકવારના શુક્રોત્સર્ગમા વીસ કરોડથી અધિક પુંબીજ હોય છે અને જે પુંબીજ (Sperm) સૌથી વધુ બળવાન હોય તેજ સ્ત્રીબીજની સાથે મળી શકે છે શેષ બીજનો નાશ થાય છે સ્વપ્નામા થતા શુક્રસ્રાવમા મોટે ભાગે પ્રોસ્ટેટનો જ રસ હોય છે શરીરના જે અવયવમાથી શુક્ર પેદા થાય છે તે વૃષણની ઉત્પત્તિ માંસ, રક્ત, કફ અને મેદના સાર ભાગમાથી થાય છે વૃષણો પ્રાકૃત અવસ્થામા હોય ત્યારે ૬ અંગુલ વ્યામ લંબાઈમા અને આઠ અંગુલ પહોળાઈમા હોય છે વૃષણોમા બે પેશીઓ હોય છે આ વૃષણની અંદર સાતમી શુક્રધરાકળા હોય છે જે સર્વ પ્રાણીયોના શરીરમા વ્યાપી હોય છે જેવી રીતે સંપૂર્ણ દૂધમા ઘી અને શેરડીના રસમા ગોળ હોય છે તેવી જ રીતે મનુષ્યના શરીરમા શુક્ર વ્યાપ્ત હોય છે બસ્તિ દ્વારની નીચે બે અંગુલ જમણી બાજુએ ( અને ડાબી બાજુએ ) પુરૂષનુ શુક્ર મૂત્ર માર્ગના રસ્તાથી બહાર નીકળે છે જ્યારે મનુષ્ય ઇષ્ટ સ્ત્રીનુ સ્મરણ, દર્શન, શબ્દ, અથવા સ્પર્શ કરે છે ત્યારે પ્રહર્ષ ઉત્પન્ન થાય છે શુક્ર અંગે અંગમાથી ખેચાઈને મૂત્ર માર્ગ દ્વારા પ્રવૃત્ત થાય છે પ્રવર્તીતી સ્ત્રી પુંસ્ય શુક્રની પ્રવૃત્તિ કરાવવામા સ્ત્રી મહત્વનો ભાગ ભજવે છે

આ શુક્ર મેઢ્ર દ્વારા બહાર નીકળે છે મેઢ્રની લંબાઈ ૬ અંગુલ અને પરિણાહ પાંચ અંગુલ હોય છે મેઢ્રમા એક પેશી હોય છે અને શરીરની સાત સેવની પૈકી

એક સેવની મેઢ્રમા છે છ કુચો પૈકી એક કુચ મેઢ્રમા છે મૂત્રવહ સ્રોતોનુ મૂળ મેઢ્ર છે અપાન વાયુની ક્રિયાથી મૂત્ર અને શુક્ર મેઢ્ર દ્વારા બહાર આવે છે

શુક્રવહસ્રોત –શરીરમા શુક્રવહસ્રોત બે છે તેનુ મૂળ સ્થાન વૃષણુ અને સ્તન છે (સુશ્રુત) અથવા વૃષણુ અને લીંગ છે (ચરક) અષ્ટાગ સગ્રહમા શુક્રવહસ્રોતનુ મૂળ મજ્જા કહ્યું છે એટલે વૃદ્ધત્રયીમા ત્રણેમા તેના મૂળ સબધે ભેદ જોવામા આવે છે પરતુ આ ભેદ વાસ્તવિક નથી મજ્જા ધાતુમાથી શુક્ર ધાતુ બને છે એટલે શુક્ર ધાતુનુ મૂળ સ્રોત મજ્જામાં છે એમ અષ્ટાગ સગ્રહકારે મા યું છે સુશ્રુતે વૃષણુ અને સ્તન શુક્રવહસ્રોતનુ મૂળ મા યું છે અહીં વૃષણુ એ પુરૂષના શુક્રનુ મૂળ અને સ્તન એ સ્રીના શુક્રનુ મૂળ છે એમ માનવું અને સુશ્રુતની ટીકામા કહે છે જ્યારે ચરકે વૃષણુ અને લીંગને શુક્રવહસ્રોતનુ મૂળ મા યુ છે અહીં શુક્રવહ સ્રોતનુ મૂળ એટલે શુક્ર ઉત્પન્ન કરનાર સપૂર્ણ અવયવો Genital system છે એટલે વૃષણુ (Testicles) બસ્તિશિર (Prostate) શુક્રાશય (Seminal Veriacles) શિશ્ન મૂળ ગ્રથી (Cowper's Gland) શુક્રવહા શીરા (Esidydimis) એ બધા શુક્ર ધાતુ ઉત્પન્ન કરનાર અવયવો છે અને વૃષણુની મેઢ સુધી ના માગમા રહેલા અવયવો છે માટે શુક્ર વહસ્રોતનું મૂળ વૃષણુ અને મેઢ્ર છે એમ ચરકે મા યુ છે

શુક્રવહ સ્રોતની દુષ્ટિ –ઉપદશાદિ દૂષિત યોની ગમનથી અથવા અકાળ ગમનથી, કામ વેગના નિરોધથી, અતિમૈથુનથી તથા શસ્ર, ક્ષાર અને અગ્નિના પ્રયોગથી શુક્રવાહી નીઓ દુષિત થઈ (Genitourinery system s બગડે) શુક્ર દોષ જ તથા જનન અવયવ સબધી રોગો પેદા કરે છે કામ વેગનો વિરોધ કરવાથી શુક્રવહ સ્રોતની દુષ્ટિ થાય આ શુક્રવહ સ્રોતની દુષ્ટિ થવાથી નપુસકતા પ્રાપ્ત થાય, સ્રીઓ પ્રત્યે ઉદાસીનતા થાય, મૈથુનમા અશક્તિ આવે તથા શુક્રાશ્મરી થાય છે આવા દુષિત શુક્રથી ગર્ભ સ્થિર રહેતો નથી અગર રહે તો તે પડી જાય છે અથવા કદાચ સતાનની ઉત્પત્તિ થાય તો રોગી, અલ્પાયુ અને વિરૂપ થાય છે દુષ્ટ શુક્ર અપત્ય સહીત સ્રીનો પણુ નાશ કરે છે

શુક્રવહસ્રોત વીદ્ધ લક્ષણુ –શુક્રવહસ્રોતો વેધ થવાથી ષઢતા, વિલબ, શુક્રસ્રાવ અને રક્તયુક્ત વીર્ય નીકળે છે

શુક્રનું સ્વરૂપ – આગળ જણા યું તેમ શુક્ર (semen)મા વૃષણુ સિવાય બીજી અનેક ગ્રથીઓનું મિશ્રણુ હોય છે તેમા મુખ્ય શુક્રાણુ (Sperm) હોય છે પ્રત્યેક પુબીજના ત્રણુ ભાગ હોય છે માથુ, મધ્ય ભાગ અને પુચ્છ શુક્રબીજના માથામા ન્યુક્લીયસ કેદ્ર હોય છે અને તેની ઉપર એક્રાસોમ (Achrosome) હોય છે શુક્રબીજનું ન્યુક્લીયસ સાથે મળીને એક જીવ થાય છે અને એ પ્રમાણે નવોબીજ ઉત્પન્ન થાય છે જેને ગર્ભબીજ (ovum) કહે છે શુક્રબીજની લબાઈ ૧ ૨ થી ૫૦૦ ઇચ હોય છે પુચ્છ મદદથી શુક્ર બીજ જલ્દી ગતિ કરી શકે છે મૈથુન બાદ

જે શુક્રબીજ સૌથી પ્રબળ હોય છે તેજ સ્ત્રી બીજ સુધી પહોંચી જાય છે

શુદ્ધ શુક્રના લક્ષણ —स्फटिकाभद्रवस्निग्ध मधुर मधु गन्धि च। शुक्र मिच्छन्ति कचितु तैलम् क्षौद्र निभ्रजयत॥ સુશ્રુત સ્ફટીક સમાન સફેદ રગનું, દ્રવ, સ્નિગ્ધ, મધુર, મધના જેવી ગધવાળુ હોય છે કેટલાક તેલ અને મધ જેવુ છે એમ કહે છે

અષ્ટાગ સગ્રહ આ ઉપરાત બીજા પણ લક્ષણો કહે છે, જેમા સૌમ્ય, સ્નિગ્ધ, તુરા શુક્લ, મધુગધી, મધુર, પીચ્છીલ, વધારે પ્રમાણમા ઘી તેલ કે મધના જેવા રગવાળુ વીર્ય ગર્ભાધાન માટે યોગ્ય છે

અહીં મધુર શબ્દનો અર્થ આધુનિક દૃષ્ટિએ અમ્લ કે ક્ષારીય પ્રતિક્રિયા વગરનુ એટલે કે ન્યુટ્રલ એમ અર્થ કરવો

સ્નિગ્ધ અને પિચ્છીલ દ્રવની અગત્યતા — શરીરમાં અનેક દ્રવો હોય છે પરતુ તે દ્રવોની અપેક્ષાએ શુક્રની વિશેષતા હોય છે દ્રવ એટલે પાણી જેવું પ્રવાહી નહીં પરતુ કઈક ગાઢ દ્રવ જો શુક્ર પાણી જેવું હોય તો તે મૈથુનને અતે યોનીમા રહી શકતું નથી અને બહાર નીકળી જાય છે જેથી પ્રજોત્પત્તિ થતી નથી શુક્રમાં સ્નિગ્ધતા વિશેષ હોય છે સ્નિગ્ધતાને કારણે મથુન જન્ય ઘર્ષણથી પ્રાપ્ત થયેલી યોનીની ઉષ્ણતા શ્લેષ્મ કળાને શાતિ મળે છે અને ત્યાથી તેનુ શોષણ થઈ સ્ત્રી શરીરને પુષ્ટિ આપે છે આયુર્વેદમા સ્નિગ્ધનો અર્થ શરીર પુષ્ટિ કર બન્યો છે સ્નિગ્ધતાને લીધે શુક્રાણુઓ ગર્ભાશયમા સરળતાથી ગતિ પ્રાપ્ત કરી શકે છે શુક્રનો મધુર ગુણ જાણવા માટે આસ્રેક્ય નપુંસકનુ ઉદાહરણ લેવુ કારણ કે શુક્રપાનથી જ તેને ધ્વજોત્થાન થાય છે આ ઉપરથી એમ પણ માની શકાય કે નપુંસકો માટે શુક્રપાન એ એક વાજીકર ઉપાય છે શુક્ર જમીન ઉપર પડે તો તેની ઉપર કીડી આવે છે આથી સિદ્ધ થય છે કે શુક્રમા મધુરતા છે

શુક્રમા દ્રવત્વ હોવું એ પ્રશસ્ત છે એમ સુશ્રુત માને છે ચરકે દ્રવના સ્થાનમા ઘન શબ્દનો પ્રયોગ કરેલો છે તેનો અર્થ શુક્ર ન અતિઘન કે ન અતિદ્રવ હોય એમ માનવું

શુક્રનુ બહુલત્વ એટલે કે શુક્રનો એક વખતમા વધુ પ્રમાણમા સ્રાવ થાય ચરક અને અષ્ટાગ સગ્રહે આ વિશેષણ વિશેષ બતાવ્યું છે જેનો અર્થ શુક્ર વિશેષ પ્રમાણમા હોવું જોઈએ એટલે કે શુક્રસારતા હોય

શુક્રનુ પીચ્છીલત્વ એટલે કે ચિકણાપણું એ પણ એક લક્ષણ છે પીચ્છીલ ગુણના કારણે શુક્રાણુઓ ત્વરિત ગતિ કરી શકે છે જેથી યોનીથી ગર્ભાશય અને બીજાશય સુધી જઈ શકે છે

શુક્રનો અવિદાહી ગુણ એટલે કે એસીડ પ્રતિક્રિયા વગરનુ એમ સમજવું અહીં ત્રણે દોષની દૃષ્ટિ ગણવી જોઈએ અર્થાત્ શુક્રોત્સર્ગ વખતે વેદના (વાયુની પીડા), દાહ (પિત્તની પીડા) અને કડ (કફજ પીડા) હોવી ન જોઈએ એમ પણ અર્થ થઈ શકે

શુક્રને મધુગંધી કહ્યુ છે એટલે કે તેની મધના જેવી ગંધ હોય

શુક્રનો સૌમ્યગુણુ સોમગુણુ ભૂયિષ્ઠ હોવાને લીધે છે એટલે કે તે જળ મહા ભૂતથી ઉત્પન્ન થયેલુ અથવા કફના ગુણોની પ્રધાનતાવાળુ શુક્ર ગર્ભાધાન માટે યોગ્ય છે

શુક્રના વર્ણ ઉપરથી સંતાનોના વર્ણ — સામાન્ય રીતે શુક્રનો સ્વાભાવિક વર્ણ શ્વેત છે પરંતુ ભોજ્ય પદાર્થોની ભિન્નતાને કારણે શુક્રના વર્ણમા ભિન્નતા જોવામા આવે છે જોકે આધુનિક વિજ્ઞાનમા આ બાબતનો કઈ નિર્દેશ હોય તેમ જાણવામાં નથી અષ્ટાંગ સંગ્રહ જણાવે છે કે तत्र शुक्रे शुक्रे घृतमण्डा मेघा गर्भस्य गौरवत्व तैलाभ कृष्ण च, मध्वा भेदश्याम च । સ્ફટીક કે ઘી જેવા વર્ણવાળા શુક્રથી પેદા થયેલાં સંતાનો ગૌરવર્ણના હોય છે તેલનાં જેવા વર્ણવાળા શુક્રથી થનારા સંતાનો કૃષ્ણવર્ણના હોય છે અને મધ જેવા વર્ણવાળા શુક્રથી થનારા બાળકો શ્યામવર્ણના હોય છે

શુક્રસાર પુરૂષના લક્ષણ —स्निग्ध संहत श्वेतास्थि दन्त नख बहुल काम प्रजा शुक्रेण સુ સુ ૩૫–૧૬ શુક્રસાર પુરૂષ–શુદ્ધ અને પુષ્કળ શુક્રવાળો સૌમ્ય દ્દષ્ટિવાળો દૂધ જેવી આંખવાળો અતિહર્ષ યુક્ત કામવાળો શ્વેત, સ્નિગ્ધ, ઘન, પુષ્ટ, સમ, દ્દઢ, તથા સુંદર અસ્થિ, નખ અને દાંતવાળો, પ્રસન્ન અને સ્નિગ્ધ વર્ણ તથા સ્વરવાળો, સ્વરૂપવાન તથા મોટા સ્ફીકવાળો સ્ત્રીઓની તૃપ્તીમા સમર્થ, બળવાન તથા સુખ, ઐશ્વર્ય, આરોગ્ય, વિત્ત, સંમાન, અને સંતાન યુક્ત હોય છે ચ વિ અ ૮ આધુનિક દ્દષ્ટિએ વિચારતા આને Superiority complexની અવસ્થા ગણી શકાય

શુક્રનુ પ્રમાણ —મનુષ્ય શરીરમા શુક્ર પ્રસૃતિ એટલે કે અર્ધી અંજલી જેટલુ છે એમ ચરક કહે છે (ચ શા અ ૭)

શુક્રનુ સ્થાન —શુક્રનુ સ્થાન આખા શરીરમા છે જેમ દૂધમા ઘી ભળેલુ છે અને શેરડીના રસમા ગોળ ભળેલો છે તેની રીતે આખા શરીરમા સારભૂત શુક્ર રહેલુ છે (સુ શા અ ૪)

વૃષણના સ્રાવો —વૃષણના બાહ્ય સ્રાવને શુક્ર કહે છે જ્યારે અંતઃસ્રાવને કેટલાક ઓજ કહે છે शुक्रस्य सार ओज ।

શુક્રનો મળ —દાઢી મૂછ એ શુક્રનો એક પ્રકારનો મળ છે એમ કહે છે કેટલાક ઓજને શુક્ર ધાતુનો મળ કહે છે "ओजो धातुना क्रमशो मल' ।" अ हृ शा ३–६२ પણ સુશ્રુતની ટીકામા ડલ્હણ કહે છે કે શુક્ર અનેક ધાતુઓમાથી પાક થયા પછી બને છે એટલે તે તપેલા સુવર્ણ જેવુ છે એનો મળ થવાનો સંભવ નથી અહીં મળ એટલે ધાતુ બન્યા પછી જે Biproduct બને તે છે

શુક્રની ઉપધાતુ रसादिना शुक्रान्ताना धातुना यत्पर तेज तत् खलु ओज तदेव बलमुच्यते। સુ સુ ૧૫–૧૯ શુક્રની ઉપધાતુ ઓજ છે અહીં ઉપધાતુ એટલે ધાતુમા રહેલો સાર ભાગ અથવા ઉત્તર અંશ ધાતુ એમ સમજવુ રસાદિ ધાતુઓનો ઉત્તરોત્તર પાક થયા બાદ શુક્ર ધાતુ બન્યા પછી તેમા જે સાર હોય તે ઓજ છે શારંગધરમા

ઓજને શુક્રની ઉપધાતુ કહી છે "ओजश्च सप्तधातुना क्रमात् सप्तोपधातव । ચરક કહે છે કે शुक्र तु ओजो जनकत्वात् धात्वन्तर न्तमेव। च चि अ १५ શુક્ર એ ઓજનુ જનક છે

શુક્રની અતિ વૃદ્ધિથી શુક્રની અતિ વૃદ્ધિ થાય અને જો તેની પ્રવૃત્તિ ન થાય તો પથરી થાય છે અથવા અતિ પ્રવૃત્તિ થાય છે शुक्र अति वृद्ध शुक्राश्मरी मति प्रादुर्भाव च आपादयति। सु सु अ १५.

શુક્રધાતુનુ કાર્ય -शुक्र धैर्य च्यवन प्रीति देहबल हर्ष (करोति) बीजार्थञ्च। सु सु अ १५ धैर्य शौर्यत्व, शूरत्व, अतएव कोशा अधीरो देहबलमुत्साहोपचय लक्षणम् । ટહ્હણુ ધૈર્ય એટલે શુરવીરતા, સુખ દુ ખના દ્વન્દ્વની ઉપસ્થિતિમાં નિર્વિકારીતા, શુરતા તથા નિશંકતા, મૈથુનના સમયે સુખ પૂર્વક સ્રાવ થાય સ્ત્રીયો ઉપર પુરૂષની અને પુરૂષ ઉપર સ્ત્રીની પ્રીતિ થાય શરીરમા બળ અને પુષ્ટી વધે, હર્ષ ( કામ વાસનાની પ્રબળતા ) અને ગર્ભોત્પતિના બીજનુ પ્રદાન થાય એ કર્મ શુક્રનુ છે

શુક્ર દુષ્ટિના કારણો -અતિમૈથુન, અતિ વ્યાયામ, અસાત્મ્ય પ ાર્થોનુ સેવન, અકાળ મૈથુન ( આયુર્વેદ અનુસાર પ્રાત કાળ, મધ્ય દિન, મધ્યરાત્રી, સન્ધ્યાકાળ, આ સમય નિષેધ છે ), અયોનીમૈથુન, તિર્યકયોની મૈથુન, સર્વથામૈથુન ત્યાગ, રૂક્ષ-તીક્ષ્ણ-કષાય-અતિલવણ-અમ્લ અને ઉષ્ણ પદાર્થોનુ અતિ સેવન, અરસન સ્ત્રીઓનુ સેવન, વૃદ્ધાવસ્થા, ચિંતા, શોક, અવિશ્વાસ, શસ્ત્રકર્મ -ક્ષારકર્મ કે અગ્નિ કર્મનો વિભ્રમ, ભય, ક્રોધ અભિચાર, વેગધારણ, ક્ષત, અને ધાતુઓની દુષ્ટિથી વીર્યના દોષો ઉત્પન્ન થાન છે વ્યાધિથી કૃશ થયેલાના શરીરમા પણ વીર્યના દોષો જોવામા આવે છે (ચ. ચિ અ ૩૦)

શુક્ર દોષોની સપ્રાપ્તી -ઉપરોક્ત કારણોથી કુપીત થયેલા દોષો પૃથક પૃથક અથવા બધા વીર્યને વહન કરનારાગી શિરાઓમા જઈને વીર્યને શીઘ્ર દૂષિત કરે છે

શુક્રના દોષ -દૂષિત શુક્ર ફીણવાળુ, પાતળુ, રૂક્ષ, વિવર્ણ, પીચ્છીલ, બીજી ધાતુઓથી યુક્ત અને અવસાદ કરનાર છે આમ વીર્યના આઠ દોષો છે

फेनिलतनुरुक्ष च विवर्णं पूतिपिच्छिलम्।
अन्य धातूपलसृष्टमवसादितथाष्टकम् ॥
च चि अ ३०

શુક્ર દોષોનુ પરિણામ -જેવી રીતે બીજ અકાળવર્ષા-કૃમી કીટ તથા અગ્નિથી જો દૂષિત હોય તો તેમાથી અકુરોત્પત્તિ થતી નથી તેવી જ રીતે દૂષિત થયેલા શુક્રથી ગર્ભાધાન થતુ નથી

દૂષિત શુક્ર કેવુ ?-આયુર્વેદમા શુક્ર પરિક્ષા જે બતાવી છે તે સ્થૂળ પરિક્ષા બતાવી છે શુદ્ધ શુક્ર એટલે કે સારા પ્રશસ્ત શુક્રના લક્ષણો આગળ જણાવી ગયા છીએ હવે દૂષિત શુક્ર કેવુ હોય છે તે વિચારીશુ

(૧) વાયુના વર્ણ અને લક્ષણવાળુ શુક્ર રૂક્ષ, ફીણવાળુ, અલ્પગર્ભ, મ પ વિગળીત, વેદનાયુક્ત અને કષ્ટથી સ્રાવ થવા વાળુ હોય છે

(૨) પિત્તના વર્ણ અને લક્ષણવાળુ શુક્ર નીલ કે પીળા રગનુ, ઉષ્ણ, દુર્ગંધી, દાહયુક્ત હોય છે

(૩) કફના વર્ણ અને લક્ષણવાળુ શુક્ર અતિશ્વેત મજ્જાસદ્દશ, અને બદ્ધ માગ વાળુ, અતિપિચ્છીલ અને શુક્રની પ્રવૃત્તિ સમયે કડુ પેદા કરનારૂ હોય છે

(૪) રક્તથી દૂષિત શુક્ર રક્તના વર્ણ અને લક્ષણોવાળુ શબના જેવી ગધવાળુ અને અલ્પ હોય છે અતિ સ્ત્રી ગમનથી કે અભિઘાતથી કે ક્ષતથી રક્તસુક્ત વીર્યની પ્રવૃત્તિ થાય છે વીર્ય લાલ રગે હોય છે

(૫) કફ અને વાયુથી દૂષિત થયેલુ શુક્ર ગાઠાદાર હોય છે

(૬) પિત્ત અને કફથી દૂષિત થયેલુ શુક્ર દુગધી અને પરૂવાળુ હોય છે

(૭) વાયુ અને પિત્તથી દૂષિત થયેલુ શુક્ર ઉપર પ્રમાણે જ પણ બહુ અ૫ હોય છે

(૮) સન્નીપાત દોષ એટલે કે ત્રણે દોષથી દૂષિત થયેલુ શુક્ર મળ અને મૂત્રની ગધવાળુ હોય છે

સાધ્યાસાધ્યતા – આમા દ્વિદોષજ ય શુક્ર જે શબના જેવી ગધવાળુ, ગાઠાદાર, દુગધીયુક્ત પરૂવાળુ અને ક્ષીણ શુક્ર હોય તે પુરૂષ કષ્ટ સાધ્ય છે ત્રિદોષજ ય શુક્ર કે જેમા મૂત્ર કે મળની ગધ હોય તેવા વિય વાળો પુરૂષ અસાધ્ય છે અને બાકીના સાધ્ય છે

શુક્રગત વાયુના લક્ષણો -अप्रवृत्ति प्रवृत्तिर्वा विहृता शुक्रगेऽनिले सु नि अ १,
क्षिप्र मुञ्चति बध्नाति शुक्र गर्भमथापिवा।
विहृतिं जनयेच्चापि शुक्रस्य कुपितोऽनिल ॥
च चि अ २८

શુક્રગત વાયુથી શુક્રની અપ્રવૃત્તિ કે શીઘ્રપતન, અર્થાત, વીર્યનુ, ગર્ભનો સ્ત્રાવ યા પાત, અથવા ચિરકાળ સુધી ગર્ભાશયમા ગર્ભ રહે છે અથવા ગર્ભની વિવિધ આકૃતિઓ (Malformation) ઉત્પન્ન થાય છે

શુક્ર દોષજ રોગ—નપુંસકતા, સ્ત્રીઓ પ્રત્યે ઉદાસીનતા, ધ્વજભગ મૈથુનની અશક્તિ, શુક્રાશ્મરી, શુક્રમેહ વગેરે થાય છે દૂષિત શુક્રથી ગર્ભાધાન થતુ નથી અને જો થાય તો ગર્ભ સ્થિર થતો નથી અર્થાત્ ગર્ભ સ્ત્રાવ કે ગર્ભપાત થાય છે

ક્ષીણ શુક્ર પુરૂષના લક્ષણો શરીરની દુર્બળતા, મુખની શુષ્કતા, પાડુતા, અગોમા શિથિલતા, શ્રમ કલીબતા, મૈથુનમા અશક્તિ, વીર્યની અપ્રવૃત્તિ યા વિલબથી પ્રવૃત્તિ તથા પ્રવૃત્તિના સમયે વીર્યમા રક્ત આવવું શીશ્ન અને વૃષણમાં વેદના થવી વગેરે લક્ષણો થાય છે આ પ્રકારનો શુક્ર ક્ષય સ્વાભાવિક નથી પણ તે અતિ મૈથુનના કારણે જ થાય છે શરીરની કોઈપણ ધાતુનો ક્ષય બે કારણોથી થાય છે એક અતિયોગ અને બીજો અયોગ અતિ મૈથુનથી વીર્યને ઉત્પન્ન કરનાર અવયવોને વિશેષ કાર્ય કરવું પડે છે મૈથુનના અયોગથી શુક્રોત્પાદક અવયવો અમુક વર્ષ પછી શીથીલ બની જાય છે આ ઉપરાત ક્ષીણ શુક્ર પુરૂષમા Inferiority complex વિશેષ જોવામા આવે છે

શુક્રોત્પાદક અવયવ ઉપર અસર કરનાર ઔષધો -વાજીકર શબ્દ શુક્ર વર્ધક (વૃષ્ય), શુક્ર રેચક, ધ્વજોત્થાન વર્ધક, સ્તભક, એ બધા

અર્થથી વિવક્ષીત છે वाजिकरण्यत्वोपचय स्वबलगुणोत्कर्षाद्विरेचनवदुपयुक्ता पुनः शीघ्र विरेचयन्ति। सु सु १४
घृष्यादिना प्रभावस्तु पुष्णाति बलमाशुहि॥
चरक

જેવી રીતે વિરેચન ઔષધીઓ કાળને વશ થયા વગર પોતાના પ્રભાવથી વિરેચન ગુણ કરે છે તેવી રીતે વાજીકર ઔષધીઓ પણ પોતાની શક્તિથી સ્વાભાવિક સમય પહેલાજ કાર્ય કરે છે

શુક્રજનક—જે ઔષધના ઉપયોગથી શુક્રની વૃદ્ધિ થાય તે ઔષધો શુક્રજનક અથવા શુક્રલ કહેવાય જેમકે અશ્વગંધા, મુસલી, સાકર, શતાવરી વગેરે (શા પ્ર ભા ૪) પુરૂષની શુક્રધાતુ (વીર્ય)ને ઉત્પન્ન કરવાવાળા અને વધારનાર ઔષધોને શુક્રલ કહે છે જીવક, ઋષભક વગેરે આઠ વર્ગ પણ શુક્રલ છે ચરકમા વર્ણવેલા લગભગ પચાસેક વનસ્પતિઓના ગણોમા શુક્રજનનનો વર્ગ છે શુક્રજનક કે શુક્રલ એ વાજીકર શબ્દનો એક પ્રકાર છે

વૃષ્ય અને વાજીકર એ બને એક બીજાના પર્યાય છે એમ કેટલાક માને છે પણ તે બરાબર નથી વૃષ્ય ઔષધો વાજીકર ન પણ હોઇ શકે જ્યારે વાજીકર ઔષધો વૃષ્ય ગુણ વાળા હોય છે

વૃષ્ય – વૃષ્યના ત્રણ પ્રકાર છે (૧) શુક્ર વૃદ્ધિકર, (૨) શુક્ર સુતીકર, (૩) અને શુક્ર સુતિ વૃદ્ધિકર જેમકે અડદ વગેરે શુક્ર વૃદ્ધિ કર છે, માનસિક સંકલ્પ મનોબળ એ રજસ સુતિકર છે અને દૂધ વગેરે વીર્યસુતિ વૃદ્ધિકર છે સુશ્રુતમા આ ત્રણે પ્રકાર વિસ્તારથી વર્ણવ્યા છે માંસ અને ઘૃતાદિકનુ ભોજન એ વીર્યજનક છે આ રસાદિ સપ્ત ધાતુને પોષણ આપે છે એટલે રજસને પણ પોષણ મળે છે ઉચ્ચટા, ચણોઠી વગેરે શુક્ર પ્રવર્તક છે એટલે શુક્રનુ વિરેચન કરનાર છે એ ઔષધોનો શુક્રનો વિરેચનીય ગુણ હોવાના કારણે તે ફળ આપે છે દૂધ, ઘી, ઘઉં, અડદ, ઈંડા, વૃષણ વગેરે શુક્રજનક અને પ્રવર્તક એમ બને ગુણોવાળા છે અહીં ગોધુમ વગેરે દેહને બળવાન કરનારી વીર્ય પેદા કરનાર છે સંકલ્પ વગેરે મનોબળ વીર્ય પ્રવર્તક છે, અને ઘી દૂધ વગેરે દેહ અને મનને બળવાન કરનાર ઉભયકારી છે વૃષ્ય દ્રવ્યો જલ્દીથી રજસ પેદા કરનાર છે વાગ્ભટ્ટ કહે છે કે કેટલાક એમ માને છે ચોવીસ કલાકમા, દશ દિવસમા, અથવા તો મહીને ખાધેલા અન્નમાથી રસરક્તાદિ ધાતુના ક્રમથી વીર્ય બને છે જ્યારે કેટલાક કહે છે વૃષ્ય ઔષધો પોતાના પ્રભાવથી જ જલ્દી વીર્ય પે। કરે છે ઘણુ કરીને બીજા ઔષધોની માફક ચોવીસ કલાકમા જ રજસ પેદા કરે છે

શારંગધરની ટીકામા કહ્યુ છે કે વાજીકર ઔષધ બે જાતનાં છે એક વીર્યસ્તંભન રૂપે અને બીજા વીર્યવર્ધક રૂપે હોય છે નાગબાલા, કૌચા, જાયફળ, અફીણ, ભાગ, વગેરે વીર્યસ્તંભક ઓષધો છે તદુપરાંત તે વીર્યવર્ધક પણ છે વીર્યને પ્રવૃત્ત કરનાર મુખ્ય સ્ત્રી છે જો સ્ત્રી સુંદર ન હોય તો તે પતિના આકર્ષણનુ કેન્દ્ર ન બની શકે વીર્યનુ વિરેચન કરાવનાર ઔષધોમા બૃહતી ફળ વગેરે મુખ્ય છે અને સ્તંભન કરાવવામા

જાયફળ વિશેષ ઉપયોગી છે વધેલા વીર્યને ઓછુ કરવા માટે અથવા તેનુ શોષણ કરવા માટે હરડે વપરાય છે

વીર્યસ્તંભન ઔષધો મૈથુન ઇચ્છા અને શિશ્નેન્દ્રિયની શક્તિને વધારનાર છે આમા કેટલાક દ્રવ્યો શિશ્નેન્દ્રિયની નાડીના કેન્દ્ર ઉપર સીધી ક્રિયા કરવાવાળા છે જેમકે ઝેર કચુરો જ્યારે કેટલાક દ્રવ્યો મૂત્રાશય અને મૂત્ર નળીનો ક્ષોભ કરીને અપ્રત્યક્ષ રીતિથી સ્તંભન ક્રિયા કરે છે જેમકે કેંથેરીડીસ અંગ્રેજીમા વાજીકર ઔષધોને Aphrodisiac કહે છે

વીર્યશોધન – દૂષિત અથવા દોષયુક્ત વીર્યને શુદ્ધ કરવાવાળાં દ્રવ્યો ને વીર્ય શોધક કહે છે જેમકે કઠ, કાયફળ, વગેરે સુશ્રુતે વિદાર્યાદિ ગણ કરમર્દાદિ ગણ અને મુષ્કાદિ ગણને વીર્યદોષ વિનાશક કહ્યો છે ચરકના દશ માની ગણમા પણ વીર્યશોધન ગણ છે

જેવી રીતે વીર્યશોધક અને વીર્યવધક ઔષધો છે તેવી જ રીતે રજસ ઓછુ કરનાર તેમજ કામેચ્છાને ઓછા કરનાર ઔષધો પણ છે આ ઔષધોને ગ્લપન ઔષધ કહે છે हर्षक्षयकर शुक्र च ग्लपनम्। જે હર્ષ કામેચ્છાને ઓછી કરે અને વીર્ય ઓછુ ઉત્પન્ન કરે તેને ગ્લપન કહે છે

કેટલાક ઔષધો અન્ન-પાન એ પુંસત્વનો નાશ કરનાર હોય છે

शुक्रक्षयकर पुस्त्वोपघाति। વીર્યનો ક્ષય કરનાર વસ્તુને પુંસત્વોપઘાતિ કહેવાય છે ક્ષાર, કપુર, તમાકુ વિગેરે પુંસત્વને હણનારા છે / કેટલાક એવા અન્નપાન પણ છે જે પુંસત્વ હણનારા છે અને વીર્ય ક્ષય કરનારા છે વૃદ્ધ કહે છે કે अम्ल अम्लोष्ण लवणे अतिमात्रोपसेविते सौम्यधातु क्षयो दृष्ट । સૌમ્ય ધાતુ એટલે વીર્ય અમ્લ ઉષ્ણ અને લવણ રસવાળાં અન્નનો વિશેષ ઉપયોગ કરવાથી વીર્યનો ક્ષય થાય છે

વીર્ય પરિક્ષા (આધુનીક દૃષ્ટિએ) દશ દિવસ સુધી સંપૂર્ણ બ્રહ્મચર્ય પાળી કોન્ડોમ ક્રેંચલેધરમા આવેલા વીર્યને મૈથુનથી બે કલાકની અંદર તપાસવું એક સી સી વીર્યમા એકસો કરોડ વીર્ય અણુઓ Spermatozoa હોય છે તેમાના વીસ ટકા જેટલા વીર્યાણુઓના શિર વિરૂપ હોય છે સાઠ કરોડથી ઓછા અને વીસ કરોડથી વધારે વિરૂપ માથાવાળા વીર્યાણુઓ હોય તો તે પુરૂષ સંપૂર્ણ વંધ્યત્વવાળો કહેવાય છે

બીજા પ્રકારનો ટેસ્ટ હુહનર ટેસ્ટ કહેવાય છે મૈથુન બાદ બે કલાકમા સજીવ અને સક્રીય વીર્યાણુઓ જો ગર્ભાશય ગ્રીવા (Cervical Canal) ના સ્રાવમા જોવામા આવે તો પુરૂષમા વંધ્યત્વ નથી એમ કહી શકાય

વીર્ય પરિક્ષણમા ધ્યાનમા રાખવાની બાબતો – (૧) વીર્યનો નમુનો લેતા પહેલા કેટલા દિવસ બ્રહ્મચર્ય પાળ્યુ હતુ તે (૨) વીર્યનો નમુનો લેવાની પદ્ધતિ (૩) વીર્ય સ્રાવ થાય ત્યારનો અને વીર્ય પરિક્ષણ એ બંને વચ્ચેના સમયનું અંતર (૪) વીર્યસ્રાવ વખતે વીર્યનું પ્રમાણ (૫) વીર્યની ઘટ્ટતા

(૬) એક મી મી વીર્યમા વીર્યાણુની સખ્યા (૭) અનીત વીર્યાણુઓની ટકાવારી અને વીર્યાણુના હલનચલનનો પ્રકાર (૮) વીર્યાણુની જીવીત અવસ્થાની ટકાવારી (૯) અને તેની સૂક્ષ્મ રચના

વીર્યાણુની બનાવેલી સ્લાઈડ ઉપર કવર સ્લીપ મુકવાથી તે એક પરિક્ષણ 'રક્ષક' તરીકે કામ આપે છે આ ઉપરાત (૧) વીર્યાણુનુ ઘટત્વ અને તેની સખ્યા નક્કી કરી શકાય છે (૨) વીર્યાણુના હલનચલનનો પ્રકાર અને તેની સખ્યા નક્કી કરી શકાય છે (૩) તેની સૂક્ષ્મ રચના જાણી શકાય છે (૪) આ ઉપરાત વીર્યમા આવેલા વિજાતીય દ્રવ્યો જેવા કે રક્તનાકણો, પસસેલ, વગેરે પણ તપાસી શકાય છે (૫) વીર્યની સ્લાઇડના એક ક્ષેત્રમા પાચપસ સેલથી વધુ સખ્યા હોય તો પ્રોસ્ટેટ (બસ્તીશીર), સેમીનલ વેસીકલ્સ (વીર્યાશય)મા શોથની શકા જાય છે (ઇ પ્રે સપ્ટેમ્બર ૧૯૫૮)

વીર્ય દોષની ચિકિત્સા – વાત દૂષિત વીર્યવાળા હરદીને નિરૂહ અને અનુવાસન બસ્તિઓ આપી શુદ્ધ કરવો આ ઉપરાત બ્રાહ્મ રસાયન અને આમલકી રસાયન આપવુ પિત્ત દૂષિત વીર્યવાળાને વિરેચન આપવું અને પછી પીપર, ગળો, લોહભસ્મ, ત્રીફળાનુ રસાયણ આપવું કફથી દૂષિત થયેલા વીર્યવાળાને બિકાઓ આપવો

અષ્ટાગ સગ્રહમા શારીર સ્થાનમા વીર્ય દોષની ચિકિત્સા નીચે પ્રમાણે છે

વાત દૂષિત વીર્યવાળાને -વસુક, નિંધવ, ફલામ્લનુ ઘી સિદ્ધ કરીને યવક્ષાર નાખીને તે પાવુ બીલા અને વિદારિકાથી દૂધ પકાવી તેની આસ્થાપન બસ્તિ આપવી જેઠીમધ અને દેવદારથી સિદ્ધ કરેલા તેલની અનુવાસન બસ્તિ આપવી અને દૂધ ને કુલીરના રસથી સિદ્ધ કરેલા તેલની ઉત્તર બસ્તિ આપવી

પિત્ત દુષિત વીર્યવાળાને શેરડી, ગોખરૂ, ગળોથી સિદ્ધ ઘૃતને જેઠીમધ અને મોર વેલથી સસ્કારી તેનુ પાન કરાવવું ત્રીવૃત્ત ચૂર્ણનુ ઘી સાથે વિરેચન કરાવવું પયસ્યા– કોઠી શ્રીપર્ણીથી ક્ષીરપાક કરી તેની આસ્થાપન બસ્તિ આપવી જેઠીમધ, જગલી મગથી સિદ્ધ કરેલા તેલની અનુવાસન અને ઉત્તર બસ્તિ આપવી

કફ દૂષિત વીર્યવાળાને પાષાણભેદ, ગરમાળો, આમળાથી સિદ્ધ ઘૃતને પીપર અને જઠીમધથી સસ્કાર કરી તેનુ પાન કરાવવુ મીંઢળનો ક્વાથ પીવડાવી વમન કરાવવુ દતી અને વિડગ ચૂર્ણનુ તેલ બનાવી તેનાથી વિરેચન કરાવવુ, ગરમાળો અને મીંઢળના ઉકાળાની ઉંડી આસ્થાપન બસ્તિ આપવી જેઠીમધ અને પીપરથી સિદ્ધ કરેલા તેલની અનુવાસન અને ઉત્તર બસ્તિ આપવી

રક્તદોષવાળા વીર્યમા જેમા શબના જેવી ગધ આવતી હોય તેમા ધાવડીનાં ફુલ, ખેર, દાડમ, અર્જુન, એનાથી સિદ્ધ કરેલુ ઘી પાવું અથવા શાલસારાદિ ગણના ઔષધોથી સિદ્ધ તેલ પાવું

કફ અને વાયુથી દૂષિત થયેલા રજસમા શઠી–કપુરકાચલીથી સિદ્ધ ઘૃત અથવા પલાશ ભસ્મમા ઘી સિધ્ધ કરીને પાવું.

પિત્ત અને કફથી દૂષિત થયેલા વીર્યમા પરૂષકાદિ અને વટાદિ ગણયુક્ત ઔષધીયોથી સિધ્ધ કરેલા ઘૃતનુ પાન કરાવવું

ત્રિદોષથી દૂષિત થયેલા વીર્યમા ચિત્રક, ખસ, અને હીંગથી સિધ્ધ કરેલા ઘૃતનુ પાન કરાવવું

વીર્ય દોષની સાધારણ ચિકિત્સા –સ્નેહન, વમન, વિરેચન, નિરૂહ અને અનુવાસન ક્રિયાઓ કરીને બરાબર દરદીને શુધ્ધ કરવો તેમજ તેને ઉત્તર બસ્તિ પણ આપવી

અષ્ટાગ સગ્રહમા વાજીકરણ ઔષધો આપતા પહેલાં દરદીને સ્નેહ સ્વેદ બસ્તિ વગેરેથી શુધ્ધ કરવાનુ કહ્યુ છે જીવનીય ઔષધોનુ ઘૃત ચ્યવનપ્રાશ અને શિલાજીત એ વીર્યના દોષો દૂર કરનારછે શાની, જવ ધૂમ, વગેરેનુ ઘૃત, દૂધ કે સ્વરસ વીર્ય દોષમા બસ્તિ કર્મમા પ્રશસ્ત છે

ક્ષીણ વીર્યની ચિકિત્સા – વીર્યની વૃદ્ધિના માટે સમાન અથવા સમાન ગુણવાળુ દ્રવ્ય ઉપયોગી છે तत्रापिस्वयोनी वर्धन द्रव्योपयोग (प्रतिकार ) सु सु १५ અહીં સમાન એટલે સ્વયવીર્યનુ સેવન પણ વીર્યક્ષયમા હિત કારી છે વીર્ય વધક દ્રવ્યો વૃષ્ય કહેવાય છે न रेतो घृष्याणां श्रेष्ठम् । च सु अ २५ અર્થાત્‌ વીર્ય, વીર્ય વધારનારા, શ્રેષ્ઠ છે. આસેક્ય નામના ષઢ નપુસકો હોય છે તેઓમા વીર્ય તો હોય છે ધ્વજોચ્છ્રાય થતો નથી એટલે તેઓ નપુસક કહેવાય છે આવા નપુસકો જો વીર્યનુ પાન કરે તો તેમને ધ્વજોત્થાન થાય છે विजोत्थ ग्शोत्थात् आसेक्य पुरुषो भवेत। स शुक्र प्राश्य लभते ध्वजोच्छ्रायम् असशयम् । सु शा अ २

અને વીર્ય ન મળી શકે તો તે માટે પ્રાણીઓના અડ લેવાનુ શાસ્ત્રમા વિધાન છે અને એ રીતે ચકલી, હસ, મોર કુકડો, અને મગરના ઈંડાનુ સેવન કરવુ અડ શબ્દના બે અર્થ છે એટલે પક્ષીઓના ઈંડા લેવા અને પશુઓના વૃષણ લેવા પશુઓમા પાડો, આખલો ઘોડો, અને બકરાના અડનો ઉપયોગ કરવાનું શાસ્ત્રમા કહ્યું છે બને પ્રકારના અડ સમાન ગુણવાળા હોવાથી વીર્યની વૃદ્ધિ કરે છે હકીમોદ્વારા નપુસકત્વમા જુદ બે સ્તર અને જબાદ નામના પ્રાણીયોના અડનો ઉપયોગ થાય છે

પાશ્ચાત્ય ચિકિત્સામા પણ વૃષણોના સત્વના ઈન્જેકશન બનાવી આપવામા આવે છે

પુરૂષના વૃષણના સ્થાને વાનરાના વૃષણો લગાડવામા આવતા હતા એક પૌરાણિક ગાથામા કહ્યુ છે કે ગૌતમરૂષિના શાપથી ઈદ્રના વૃષણ પડી ગયા એટલે દેવોએ બકરાના વૃષણ લગાડી ઈદ્રને સાજો કરી દીધો આથી ઈન્દ્રનુ બીજુ નામ મેષ વૃષણ પણ છે

આ ઉપરાત ક્ષીણ વીર્યવાળાને ચરકે દશ. ઉત્તમ. પ્રજાસ્થાપના. વીર્યજનક. ઔષધો. કહ્યા. છે જેમકે જીવક, રૂષભક કાકોલી ક્ષીર કાકોલી, મુદ્દગપર્ણી, માષપર્ણી, મેદા, વૃદ્ધરૂહા, જટીલા, અને કુલીંગા એમ દશ વનસ્પતિઓનો ઉપયોગ કહ્યો છે

# આયુર્વેદ અને એલોપથીક વિજ્ઞાનનો સમન્વય

લેખક —શ્રી મંજેરી બેન, જીથરી (સૌરાષ્ટ્ર)

આપણી અમૂલ્ય આયુર્વેદીક દવાઓને આધુનિક વિજ્ઞાનના પાયાપર મુકીને જનતાનું હિત વધારે નહીં સાધી શકાય?

ભારતની સંસ્કૃતિ સમન્વયશીલ છે તેના પરિણામ રૂપજ હોય તેમ દેશના જીવનના અનેક ક્ષેત્રોમાં જુની જુની પદ્ધતિઓ પ્રવર્તે છે વૈદ્યકિય પદ્ધતિમાં પણ આ પ્રમાણેજ છે એલોપથિક, આયુર્વેદ અને યુનાની પદ્ધતિને દેશે અપનાવી છે તેમાં પણ એલોપથિક અને આયુર્વેદિક પદ્ધતિનો ઉપયોગ મોટા પાયા પર થાય છે

દેશમાં આઝાદીની ઉષા ઉગી પ્રગતિ યુગનું પ્રભાત ફુટ્યું લોકો જુદા જુદા પ્રશ્નોને અનેક દૃષ્ટિબિન્દુઓથી જોવા લાગ્યા વૈદકિય જેવી અગત્યની બાબતમાં પણ અનેક દૃષ્ટિબિંદુઓ રજુ થયા. રાષ્ટ્રભાવનાથી પ્રેરાએલા આપણા નેતાઓ વર્ષોજૂની અને સૈકાઓ સુધી સેવા આપીને સફળ પુરવાર થયેલી આયુર્વેદિક પદ્ધતિને અપનાવવા અનુરોધ કરવા લાગ્યા "આયુર્વેદિક-પદ્ધતિ વર્ષો જૂની આપણને વારસામાં મળેલી પદ્ધતિ છે આપણા ભવિષ્ય દૃષ્ટા ઋષિઓએ તેની શોધ કરી છે અને અત્યારની દેશની આર્થિક સ્થિતિને વધુ અનુકુળ એજ પદ્ધતિ છે

રાષ્ટ્રીય સરકાર રચાતા ઉપર મુજબની માન્યતાઓને સ્વાભાવિક રીતેજ સમર્થન મળ્યું અને દેશના જુદા જુદા ભાગોમાં આયુર્વેદિક પધ્ધતિથી ચાલતા અનેક દવાખાના ખોલવામાં આવ્યા અને આયુર્વેદનું સંશોધન કરવા અને તેનું યોગ્ય સ્થાન પ્રાપ્ત થાય તે માટે સામાજિક અને રાજકિય તખ્તા પરથી પ્રયત્નો થવા લાગ્યા દવાખાનાના ઉદ્ઘાટન કે કોઈ પ્રવૃત્તિના આરંભમાં આપણા નેતાઓ ઇતિહાસની કસોટીએ સિધ્ધ થયેલી આયુર્વેદની પધ્ધતિ અપનાવવા અવારનવાર અનુરોધ કરે છે

અંગ્રેજી પધ્ધતિના ડૉક્ટરો આ બાબતમાં શું ધારે છે? આ પ્રશ્નમાં ઊંડા ઉતરેલા અને પ્રશ્નને માત્ર માનવતાની દૃષ્ટિએ જ વિચારનારા ડૉકટરો એમ માને છે કે કોઈ પણ ચોક્કસ પધ્ધતિ પર ભાર નહિ દેતા માત્ર દર્દીઓનું હિત જ આપણે લક્ષમાં રાખવું જોઈએ આજના પ્રગતિયુગમાં વૈજ્ઞાનિક પ્રયોગોને અંતે અસરકારક સાબીત થયેલી દવાઓ નહિ વાપરતા ચોક્કસ પદ્ધતિને નામે અસરકારક નહિ એવી દવાઓ વાપરવી તે મુર્ખાઈ છે અને લોકો પર અન્યાય કરવા બરાબર છે એમ તેઓ માને છે તેઓ એવો મત ધરાવતા હોય છે કે માત્ર વિજ્ઞાનની એરણ પર સિદ્ધ થઈ શકે તે પદ્ધતિ જ અપનાવી શકાય અને માનવજાતને સ્પર્શ કરતા આવા પ્રશ્નમાં રાષ્ટ્રવાદ કે દેશપ્રેમ આપણને વૈજ્ઞાનિક ધોરણે નિર્ણયો પર આવતા આધારરૂપ ન બનવા જોઈએ. તેઓ ઘણીવાર એવો અભિપ્રાય વ્યક્ત કરતા હોય છે કે સરકારના ટેકાથી અને ઘણી પ્રતિષ્ઠિત ખાનગી સંસ્થાઓના ટેકાથી બીલાડીના ટોપ જેવી

અનેક સંસ્થાઓ આજે ઉગી નીકળી છે આવી સંસ્થાઓમાથી પસાર થનાર વિદ્યાર્થીઓમા પાયારૂપ તત્વો હોતા નથી અને તેઓ પુરૂ નિદાન કર્યા વગર એસ્પીરીન, ક્વીનીન અને બીજી એ ટ્રીમાયેટીક દવાઓ અને ઇંજેક્શનો આંધળુ દેતા હોય છે આનું પરિણામ શું હોઈ શકે? એકદર આથી ખર્ચનું અને મરણનું પ્રમાણ વધી જાય છે વિશાળ દૃષ્ટિ ધરાવનારા ડૉક્ટરો એ પણ સ્વીકારે છે કે રીસોચીન કે ક્વીનાઈન જેવી સોંઘી અને અસરકારક દવા પ્રાપ્ય હોય ત્યા કરીયાતા જેવી દવાઓ મેલેરીયાના દર્દીઓને આપવી એ કેવળ ભ્રમ થાય છે

હવે આપણા સામાન્ય વર્ગની શું સ્થિતિ છે? આપણા મોટા ભાગના વર્ગમા હજી આરોગ્ય વિષયક જાગૃતિ આવી નથી આ લોકોમા હજી પણ સામાન્ય રોગોમા ઉપચાર કરવામા આવતો નથી જ્યારે દર્દ ભયંકર સ્વરૂપ લે છે ત્યારે પેઢીઓથી જેની સાથે નાતો છે તેવા વૈદ્ય પાસેથી અગર શહેરમા રહેતા હોય તો કોઇ ગમે તેવા ડૉક્ટર પાસેથી દવા લઇ આવે છે અને આનું પરિણામ નિરાશાજનક હોય તેમા શું નવાઇ? અજ્ઞાનમા સબડતા આ વર્ગમા મરણ પાછળની ક્રિયામા જેટલુ ખર્ચ થાય છે તેટલુ મરનારની માંદગી દર્મિયાન તેને રાહત આપવા નથી થતું એ આપણા સમાજનું એક અતિ કરૂણ પાસું છે ઘણા પ્રસંગોએ તો મરણોત્તર ક્રિયા પાછળ ખૂબ મોટું દેવું પણ કરવામાં આવે છે

આપણા સમજુ મધ્યમવર્ગની શું સ્થિતિ છે? આ વર્ગની વિશિષ્ટતા એ હોય છે કે તેઓ અનુક્રમે એક પછી બીજા ડાક્ટર પાસે જાય છે ઘણીવાર તેમની આર્થિક સ્થિતિ અવારનવાર ડાક્ટરો બદલવા તેમને ફરજ પાડતી હોય છે આજની દવાઓ ઇન્જેક્શનો મોંઘા છે અને ઘણીવાર કરકસરના હેતુથી પણ આ વર્ગને ખોટે માર્ગે જવાની અને આરોગ્યના અતિ મહત્વના એવા નિયમોનો ભંગ કરવાની ફરજ પડે છે

મધ્યમવર્ગના ઉપલા થરની ઉપર આ પરિસ્થિતિમા શી અસર થાય છે? આ વર્ગ બુદ્ધિશાળી વર્ગ છે આપણા નેતાઓના અવારનવાર આયુર્વેદ અપનાવવા વતા અનુરોધને લક્ષમા લેતા આ વર્ગ આચકો અનુભવે છે અને તેઓ આપણા નેતાની બેધારી નીતિની ટીકા કરતા હોય છે તેઓ પ્રસંગ આવે એ વાત રજુ કરતાં અચકાતા નથી કે આપણા નેતાઓ પ્રજાને આયુર્વેદ અપનાવવા અપીલ કરે છે અને તેઓ પોતાના કુટુંબમા છુટથી વિલાયતી દવાઓનો ઉપયોગ કરતા હોય છે, અને કેટલીક વખત તો સારવાર માટે વિદેશમા પણ જાય છે નેતાઓની આ બેધારી નીતિ આ વર્ગને ખૂબ સતાવતી હોય છે નેતાઓની પોતાની અને તેમના સગાં વહાલાની સારવાર માટે અવારનવાર એરોપ્લેનમાં થતી દોડાદોડીથી આ વર્ગ વિમાસણમાં પડે છે કે જ્યારે પોતાનાં સગાઓને આયુર્વેદ પદ્ધતિથી સારવાર આપવા જેટલી શ્રદ્ધા આયુર્વેદમા આ નેતાઓને નથી તો જનતાને તે અપનાવવા કઈ રીતે

અનુરોધ કરતા હશે ? તેઓને આ પદ્ધતિમા પુરો વિશ્વાસ ન હોય તો તેઓએ આ જાતની વાતો કરતા અટકવુ જોઈએ એમ પણ તેઓ કહેતા હોય છે

આજથી હજારો વર્ષ પૂર્વે આયુર્વેદનુ સ્થાન વિશિષ્ટ હતુ એ બાબતમા બે મત નથી શસ્રક્રિયા-(Operation) ખૂબ યશસ્વી રીતે કરવામા આવતી એ હકીકત તો પર દેશીઓના પુસ્તકમા પણ ભરી પડી છે

સમયના પ્રવાહ સાથે એનુ ધીરે ધીરે પતન થયુ અને તે આજની સ્થિતિએ આવી પહોચ્યું છે આઝાદીની ઉષા ઉગતા આપણા દેશમા તેને તેના મૂળ સ્થાને સ્થાપવા આપણા નેતાઓ પ્રયત્નો કરે છે તે યોગ્ય છે તે જાતના પ્રયત્નો હમેશા આવકારદાયક જ છે

સામાન્ય રીતે આયુર્વેદમા શ્રદ્ધા નહિ ધરાવનારા એટલુ તો સ્વીકારે છે કે તેમા અનેક રોગો ઉપર અસરકારક મુલ્યવાન ઔષધો ઘણા મળી આવે છે, અને આશ્ચર્ય ઉપજે એટની હદ સુધી ઘણી દવાઓ તો અસરકારક સાબીત થઈ છે, પરતુ તેમા એક માત્ર ક્ષતિ એ છે કે વિજ્ઞાનની આગેકૂચની સાથે વિલાયતી દવા માફક આ દવાઓની અસરકારકતા સાબીત કરવા અને તેનું વર્ગીકરણ અને તેના સરવોનું ધોરણ, નિશ્ચિત કરવા વૈજ્ઞાનિક ઢગે પ્રયોગો કરવામા આવ્યા નથી આપણા પૂર્વ કાલીન વૈદ્યો પાસે નિદાનની જે પદ્ધતિ હતી તે સમય જતા ભુલાઇ ગઈ છે અને આજના વૈદ્યો નિદાન માટે અધારામા ફાફા મારતા હોય છે અને ઘણા તો સ્ટેથેસ્કોપ, થર્મો મીટર અને સીરીંજોની પેટીઓ લઈને ફરતા જોવામા આવે છે

આજથી લગભગ દોઢસો વર્ષ પૂર્વે પશ્ચિમમા પણ દવાઓની સ્થિતિ આપણી સ્થિતિ જેવીજ હતી ત્યા પણ દવાઓનો ઉપયોગ તેના ગુણ મુજબ થતો હતો, પરતુ પછી વિજ્ઞાનની આગેકૂચ સાથે પ્રયોગશાળાના અનેક વર્ષોના અખતરાયો પરિશ્રમને અતે દવાઓનુ વર્ગીકરણ કરવામા આવ્યું અને તેની માત્રાઓ પણ નક્કી થઈ આ રીતે આજનુ એનુ સ્થાન કોઇપણ જાતની શકાથી પર પહોચ્યું છે આપણી આયુર્વેદની સારી ગણાતી દવાઓનુ પણ વિજ્ઞાનની પ્રગતિની મદદ લઈને પ્રયોગશાળામા પ્રયોગો પછી વર્ગીકરણ કરી તેની માત્રાઓ નિશ્ચિત કરવામા આવે તો એક નવું જ ક્ષેત્ર ઉઘડશે અને આજે (Incurable) અસાધ્ય ગણાતા દર્દો નો ઉપાય એમાથી મળી આવશે અને પીડાતી માનવ જાતને તાજગી આપનાર આ ઔષધો બનશે

આયુર્વેદમા માનનારા ઘણા સભ્યોને કે બીજા વર્ગને લાગે છે કે આયુર્વેદને જરૂરી અને યોગ્ય એવું પ્રોત્સાહન નથી મળતું આપણી રાષ્ટ્રીય સરકાર પણ આ પદ્ધતિ તરફ ઓરમાયુ વર્તન રાખે છે એમ કહીને આ વર્ગ પોતાની હતાશા વ્યક્ત કરતા હોય છે અસરકારક અને મુલ્યવાન એવી દવાઓ શોધીને દેશ પરદેશમા તેની કીર્તિ ફેલાવાય તો આ વર્ગનું પણ સમાધાન થાય એલોપથિક અને આયુર્વેદીક પદ્ધતિઓને સમાન સ્થાને સ્થાપવામા આવે તોજ બધાને સતોષ થાશ

અને આ જાતની વ્યવસ્થા માનવ જાતને આશીર્વાદ રૂપ બને

આપણા રોજીંદા જીવનમા સળગતા પ્રશ્નો માટે ઘણીવાર સમાધાનના હેતુથી મધ્યમ માર્ગ સ્વીકારવો પડે છે આજ પ્રમાણે આયુર્વેદ અને એલોપથીના પ્રશ્નમા પણ સવના મનનું સમાધાન થાય તેવો ઉકેલ ન લાવી શકાય?

દર્દીઓ તો માત્ર ટુકા સમયમા ઓછા ખર્ચે સારા થવાનોજ આગ્રહ રાખે છે તેમને કયો રોગ કે શું દવા આપવામા આવે છે અથવા કઈ પધ્ધતિ મુજબ તેમની સારવાર થાય છે તે બધા પ્રશ્નોમા તેમને રસ નથી હોતો આ બધી બાબતોમા માત્ર ડોકટરોને જ રસ હોય છે આ દૃષ્ટિએ જોતા સાચો માર્ગ તો એ છે કે દર્દીનું હિત જોઈને જે જે પધ્ધતિમા જે કઈ સારૂ હોય તે બધાનું એકીકરણ કરવામા આવે તો આ વાત માનવ જાતને કેટલી આશીર્વાદ રૂપ બને? કોઈપણ પધ્ધતિમા શરીર શાસ્ત્ર, શરીર વિજ્ઞાન વગેરે મા વપરાતા નામોમાજ ફેર હોય છે બાકી તો મહાન કળાકારની શ્રેષ્ઠકૃતિ માનવામા અવિભાજ્ય સામ્ય સમાયું છે, અને તેને સ્થળ કાળનું બધન નથી જુદી જુદી પધ્ધતિ મુજબ થતા નિદાનમા અને વપરાતી દવાઓમા થોડો ફેર પડે છે ખરો એમ બી બી એસ ના અભ્યાસક્રમમા આયુર્વેદનો અભ્યાસ ફરજીયાત બનાવીને દેશમા ચાલી આવતી બને પદ્ધતિનો સમન્વય ન સાધી શકાય? આ અભ્યાસના વર્ષો દરમિયાન એકજ વ્યક્તિને આયુર્વેદની દવાઓ અને એ પદ્ધતિથી વાકેફ કરી શકાય આ યોજનાથી એક ડોકટર બને પદ્ધતિના ગુણ અને અવગુણથી વાકેફ બને અને એનાથી દર્દીની જરૂરીયાત મુજબ અસરકારક દવા આપી શકાય અને દર્દીની જુદી જુદી સ્થિતિ મુજબ જુદી જુદી આયુર્વેદીક અથવા એલોપથીક દવા આપી શકાય આ પદ્ધતિથી પરિચિત ડોકટર ન્યુમોનીયા જેવા રોગમા કટોકટીના સમયે પેનીસીલીનના ઈન્જેકશનો આપ્યા બાદ આયુર્વેદીક ઔષધો આપી શકે આ પદ્ધતિમા તૈયાર થયેલ ડોકટરને આયુર્વેદમા વધારે રસ હોય તો અનુસ્નાતક વર્ગો ખોલીને તેને અનુકૂળતા કરી આપવી જોઇએ

આજના વિશ્વવિદ્યાલયોમા આયુર્વેદને એલોપેથી જેટલુ ઉંચુ સ્થાન આપવામા આવે તો આયુર્વેદનુ હિત વિચારનારાઓના હૃદયમાથી દુ ખ અને કડવાશ નાશ પામે અને બને શાસ્ત્રોનુ તારણ કરીને માનવ જાતની મહાન સેવા કરી શકાય

સાથે સાથે આયુર્વેદમાં રસ લેનારાઓએ આયુર્વેદની અસરકારક દવાઓનુ પ્રયોગશાળામા સશોધન કરી ગુણકારક તત્ત્વોને છૂટા પાડી પ્રમાણ નક્કી કરી બજારમા મુકવાનો પ્રયત્ન કરવો જોઇએ જેથી અનેક વર્ષોથી અજ્ઞાન અવસ્થામા પડેલા ઔષધોને ફરી પ્રસિધ્ધિ મળે અને તે પુનર્જીવન પ્રાપ્ત કરે

ઔષધો માનવ જાત માટે છે આ ક્ષેત્રમા સકુચિત રાષ્ટ્રવાદને સ્થાન નથી પરદેશી પ્રયોગશાળાઓ આ પ્રવૃત્તિને પોતાનો સહકાર આપી વેગ વધારીને પોતાનો અમુલ્ય ફાળો આપી શકે

# સેન્ટ્રલ ડ્રગ રૂલ્સની–રજીસ્ટર્ડ મેડીકલ પ્રેકટીશનરની વ્યાખ્યામા થનારો સુધારો

તત્રીસ્થાનેથી—

આયુર્વેદનો મિશ્ર અભ્યાસક્રમ ભારતમા છેલ્લા ચાલીસ વરસથી ચાલી રહ્યો છે આ માટે સૌ પ્રથમ બનારસ યુનીવરસીટીની આયુર્વેદીક કોલેજમા તે અભ્યાસક્રમ શરૂ થયો અને ત્યાર પછી મદ્રાસ, પાટણ, કલકત્તા વગેરે સ્થળે આ અભ્યાસક્રમની શરૂઆત થઈ મુબઈમા પણ તે વખતના વયોવૃદ્ધ ગણાતા વૈદ્યરાજ ડૉ પોપટ પ્રભુરામે મિશ્ર અભ્યાસક્રમ પોતાની સસ્થામા શરૂ કર્યો હતો એ સમયના આયુર્વેદના જાણકાર અને વયોવૃદ્ધ ગણાતા એવા કેટલાક વૈદ્યોને અને ડોકટરોને એમ લાગ્યુ કે આયુર્વેદના અભ્યાસ સાથે સાથે એલોપથી–આધુનિક વિજ્ઞાનનુ જ્ઞાન વિદ્યાર્થીઓને આપવાથી તેઓ આયુર્વેદ સારી રીતે સમજી શકશે તથા જમાનાને અનુકુળ આધુનિક વિજ્ઞાનથી પણ પરિચિત રહેશે એ દૃષ્ટિએ મિશ્ર અભ્યાસક્રમ છેલ્લા ત્રણચાર દાયકાથી ભારતમા અસ્તિત્વમા આવ્યો છે

નવા વૈદ્યોને વૈદકનુ જ્ઞાન કઈ રીતે આપવુ કઈ પદ્ધતિથી આપવુ, એકલા આયુર્વેદનુ આપવુ કે આયુર્વેદ અને એલોપથીનુ મિશ્રજ્ઞાન આપવુ ? આ અગે ચોક્કસ નીતિ વૈદ્યો ડોકટરો કે સરકારે પણ ન રાખી આથી પરિણામ એ આવ્યુ કે વૈદ્યોમા શુદ્ધ અને મિશ્રના બે પક્ષો પડી ગયા શુદ્ધ અભ્યાસક્રમ અને મિશ્ર–અભ્યાસક્રમને લાગે વળગે છે ત્યાસુધી અમારે કહેવુ જોઇએ કે જો વિદ્યાર્થીને આયુર્વેદનુ સપૂર્ણ જ્ઞાન આપવામા આવ્યુ હોય અને સાથે સાથે એલોપથીનુ જ્ઞાન પણ આપવામા આવ્યુ હોય તો આ નવો સ્નાતક શુદ્ધ આયુર્વેદના સ્નાતક કરતાં વધુ કાર્યક્ષમ બની શકશે

હાલમા જે મિશ્રસ્નાતકો માટે ખોટી લાગણી પ્રવર્તે છે તેનાં ઘણા કારણો છે આ કારણો પૈકી (૧) અભ્યાસક્રમની અપૂર્ણતા (૨) અધ્યાપનની અપૂર્ણતા (૩) ઉત્તીર્ણ સ્નાતકનુ સ્ટેટસ સમાજમા નક્કી થયુ હોતું નથી આવા અનેક કારણોને લીધે મિશ્રસ્નાતકો ઉત્તીર્ણ થયા બાદ આયુર્વેદીય રીતે બરાબર પ્રેકટીસ કરી શકતા નથી અને એલોપથી સદ્યલાભદાયી, સદ્યચિકિત્સા ફલદાયી અને સમાજમા કઈક મહત્વ પ્રદાન કરતારી હોવાથી તેઓ એલોપથી મુજબ પોતાનો ચિકિત્સા વ્યવસાય આદરે છે મિશ્રસ્નાતકોને એલોપથીથી સફળતા મળવાના કારણે સમાજમા તેઓને સ્થાન મળતુ જાય છે અને તેથી એલોપથી વિજ્ઞાનના નાતા ડોકટરોના વ્યવસાયી ક્ષેત્રમા મિશ્રસ્નાતકો નવા પ્રતિસ્પર્ધિ બનવાથી તેઓમા ઇર્ષા પેદા થાય છે

એક બાજુથી આપણા વૈદ્યકીય મુત્સદ્દીયો એલોપથીક ડોકટરોને અને તેના વિજ્ઞાનને દોષ આપતા હોય છે પરિણામે ડોકટરોની વિશેષ ઇતરાજીનો ભોગ આ મિશ્રસ્નાતકોને

બનવુ પડે છે ભારતના વિવિધ પ્રાનના આવા ડોક્ટરોના મડળો કે તેના પ્રમુખો સેન્ટ્રલ કાઉન્સીલ ઓફ હેલ્થને સમય આવ્યે ભલા મણ કરે છે કે રજીસ્ટર્ડ મેડીકલ પ્રેકટીશનર્સ એક્ટની વ્યાખ્યામાથી વૈદ્યોને બાકાત રાખવા

વિવિધ પ્રાતની ધારાસભાઓએ વૈદ્યોના રજીસ્ટ્રેશન અગે કાયદાઓ ઘડેલા છે અને તેમા વૈદ્યોને ડોકટરની માફક જ રજીસ્ટર્ડ મેડીકલ પ્રેકટીશનર ગણવાનું સરકાર કબુલ કરે છે ત્યારે સેન્ટ્રલ કાઉન્સીલ ઓફ હેલ્થ (જેમા મોટે ભાગે ડોકટરો જ હોય છે)ની ગયા વરસે બેંગલોરની મીટીંગમા એવું ઠરાવ્યું કે રજીસ્ટર્ડ મેડીકલ પ્રેકટીશનર્સની વ્યાખ્યામા સુધારો કરવો (જાન્યુઆરી માસનો આયુર્વેદ વિજ્ઞાનનો અક પેજ ન ૮૮ જુઓ) અને આ માટે જ્યા જ્યા પોતાને શકય લાગ્યું ત્યા ત્યાં એ ભલામણ પહોચતી કરી

આ માટે સૌ પ્રથમ તેઓએ સેન્ટ્રલ ડ્રગ એકટની રજીસ્ટર્ડ મેડીકલ પ્રેકટીશનરની વ્યાખ્યામા સુધારો કરવાનું નક્કી કર્યુ છે અને તેની જાહેરાત ૧૨ મી જાન્યુઆરીના સેન્ટ્રલ ગવર્નમેન્ટના ગેઝેટમા બહાર પડી ગઈ છે અને તેને માટે વાધા અરજી મગાવવાની મુદત ૨૦ મી ફેબ્રુઆરી પણ પુરી થઈ ગઈ છે રજીસ્ટર્ડ મેડીકલ પ્રેકટીશનરોને લાગે વળગે છે ત્યા સુધી આવી જાહેરાતો વૈદ્ય ડોકટરોના સમાજમા પણ બરાબર ફેલાવવી જોઈએ

આગળ જેમ કહ્યુ તેમ આયુર્વેદનુ વિજ્ઞાન જ હવે એલોપથી વિજ્ઞાનને કાટાની માફક ખુચી રહ્યુ છે એલોપથી વિજ્ઞાનના ઉપાસકો પોતાથી જ્યા જ્યા લાગવગ પહોચે ત્યા આયુર્વેદનો કેમ નાશ કરવો તેના પગલા ભરી રહ્યા છે ગઈ સાલ મુબઈના વૈદ્યકીય કાયદામા સુધારો કરાવવાનુ મુંબઈ સરકારે સુચવ્યુ હતું એક યા બીજા કારણે એ સુધારો હાલ પુરતો મુલતવી રહ્યો છે ત્યાર પછી કામદાર વિમા યોજનામા કામ કરતા મિશ્રસ્નાતકો ઉપર નવો કાયદો મુકવામા આવ્યો કે તેઓએ હવે ફક્ત આયુર્વેદીક ઔષધો જ પ્રીસ્કાઈબ કરવા અને શીડ્યુલમા જણાવેલા એલોપથીક ઔષધો પ્રીસ્કાઈબ કરવાની મનાઈ ફરમાવવામા આવે છે આ માટે અનેક મેમોરેન્ડમ મુંબઈ સ્નાતક મડળે મોકલ્યા, મુલાકાતો યોજાઈ છતાં હજુ સુધી કંઈપણ નક્કર પરિણામ આવ્યું હોય એમ જાણવામા નથી

હવે કેન્દ્ર સરકાર તરફથી ડ્રગ એકટની રજીસ્ટર્ડ મેડીકલ પ્રેકટીશનરની વ્યાખ્યામા સુધારો, વધારો કરતો એક ખરડો મીનીસ્ટ્રી ઓફ હેલ્થ ગવર્નમેન્ટ ઓફ ઇન્ડીયાના ન G I 69/57 તા ૧૨ મી જાન્યુઆરીએ પ્રગટ થયો છે આ ખરડો ડ્રગ રૂલ્સનો હોવાથી ઇન્ડીયન જર્નલ ઓફ ફાર્મસીના તેના ફેબ્રુઆરીના અંકમાં પ્રગટ થયો વળી બીજા કોઈપણ પત્રમા તે પ્રગટ થયેલો જોવામા આવ્યો નથી તેમા જણાવ્યુ છે કે આ ખરડા અગે જેને કંઈ વાધો કે સૂચના હોય તેમણે ૨૦ મી ફેબ્રુઆરી સુધીમાં મોકલી આપવી ત્યાર બાદ સરકાર તે ઉપર વિચાર કરી લક્ષમા લેશે

મજકુર જાહેરાત વાચી મુંબઈના કેટલાક મિશ્રસ્નાતકોએ આઘાત અનુભવ્યો તેમના મ ડળો દ્વારા તેમજ કેટલાક વ્યકિતગત મિશ્રસ્નાતકોએ તારથી આ ખરડામા સુધારો થતો અટકાવવા તથા તેમા મિશ્રસ્નાતકોને ગણવા વિનતિ કરી છે

અત્રે માની લઈએ કે એકલા આયુર્વેદ ભણેલાને એલોપથીના સિધ્ધાતોનું કઈ જ્ઞાન ન હોય પણ જેઓએ બને પક્ષનો અભ્યાસ કરેલો છે તેમના માટે મિશ્ર સ્નાતકો એલો પથીક જાણતા નથી એવી શકા રાખીજ કેવી રીતે શકાય? વિજ્ઞાને જ્યા સુધી લાગે વળગે ત્યા સુધી તેની મર્યાદા બાધીજ ન શકાય કોઈ પણ દેશના વિજ્ઞાને આ પ્રકારની બીજા વિજ્ઞાન ઉપર મર્યાદિત બધન બાધ્યુ નથી જ્ઞાનપિપાસુ માણસ આ જગત માથી જ્યાથી પણ જ્ઞાન મળી શકે ત્યાથી તે મેળવી શકે છે પણ ભારતમા સ્થિતિ વિચિત્ર છે પશ્ચિમની સસ્કૃતિથી રગાયેલા ભારતને પોતાની આર્યસસ્કૃતિ સમી આયુર્વેદની મહત્તા પીછાનવી નથી

વળી સેન્ટ્રલ ગવર્નમેન્ટના ગેઝેટેડ ઓફીસર ડ્રગ રૂલ્સમા ફેરફાર કરે અને એ રીતે વૈદ્યો અને મિશ્ર સ્નાતકોના મૂળભૂત અધિકારો ઉપર કાપ મારે એ ન બનવુ જોઈએ અનેક પ્રાતિય ધારાસભાઓએ વૈદ્યોને ડોક્ટરોની માફક સમાન અધિકાર આપતા કાયદાઓ પસાર કર્યા છે તો એ કાયદાનું મહત્વ શું રહ્યુ? સરકાર અને પ્રધાનો એક બાજુથી આયુર્વેદી વૈદ્યોને નવા વિજ્ઞાનનું જ્ઞાન મેળવવા અને તેનો વ્યવસાયમા ઉપયોગ કરવા ભલામણ કરે છે જ્યારે સરકાર સ્ટીત હેલ્થ કાઉન્સીલ, ડ્રગ રૂલ્સ, વગેરે અનેક પ્રકારના ભેદભાવ સર્જે છે આ પ્રકારની સરકારની બેધારી નીતિ હોવાથી આયુર્વેદનો વિકાસ રૂધાય છે, આયુર્વેદ અગે સરકારની ચોક્કસ નીતિ જાહેર થતી નથી અગર ચોક્કસ નીતિ જાહેર કરતા સરકાર કઈક બીજી પથીઓના આગેવાનોથી ગભરાય છે એમ માનવુ રહ્યુ

વૈદ્ય મ ડળો, અને વૈદ્યોને અમારી વિનતિ છે કે તેઓ હવે સપૂર્ણ જાગ્રત બને પોતાના અગત રાજકારણમાથી દૂર થઈ રચનાત્મક પ્રવૃત્તિઓ આદરે આજે આ પ્રશ્ન મિશ્રસ્નાતકોનો છે, એમ ન માનતા સમસ્ત વૈદ્યોનો છે, ઔષધ નિર્માતાઓનો પણ છે એમ ચોક્કસ સમજજો કારણ કે દિનપ્રતિ દિન આયુર્વેદનો વિકાસ રૂધવા માટે અનેક પ્રતિબધો આવવાના છે તેની આ એધાણી છે આયુર્વેદીક ઔષધો, નિર્માણો, અને તેના પ્રચાર ઉપર પણ અકુશ આવશે માટે વૈદ્યોએ પોતાના અગત રાગદ્વેષ ભુલી જઈ જ્યા જ્યા પોતાની શક્તિ પહોચે ત્યાં આયુર્વેદની પ્રગતિ થાય અને તેના અવરોધો દૂર થાય એવા પ્રયત્નો કરવા

'સઘશક્તિ કલૌ યુગે' આ કલિયુગમા સઘશક્તિ એ જ ખરો ઉપાય છે

---

# ❋ દ્રવ્યગુણ વિજ્ઞાન ❋

શ્રી ઇશ્વરદત્ત ડી. દેસાઈ, L A M, ભૂતપૂર્વ પ્રાધ્યાપક આયુર્વેદ મહાવિદ્યાલય-પાટણ
પ્રાધ્યાપક આયુર્વેદ મહાવિદ્યાલય-નડીઆદ.

(ગતાંકથી ચાલુ)

વિપાકભેદથી દ્રવ્યના ભેદો —

चरकमते विपाकभेदेन १ मधुर विपाक, २ अम्लविपाक ३ कटु विपाक च इति त्रयो भेदाभवन्ति। सुश्रुतमते विपाक भेदेन १ गुरुविपाक (मधुरविपाक) २. लघुविपाक (कटुविपाक) चेति द्वौभेदो भवत ।

અથ —ચરકના મત પ્રમાણે વિપાક ભેદથી ૧ મધુરવિપાક, ૨ અમ્લવિપાક અને ૩ કટુવિપાક એમ ત્રણ ભેદો છે, અને સુશ્રુતના મત પ્રમાણે ૧ ગુરુવિપાક (મધુર વિપાક) અને ૨ લઘુવિપાક (કટુવિપાક) એમ બે ભેદો છે

વીર્યભેદથી દ્રવ્યના ભેદો :—

वी र्यभेदेन अष्टविधवीर्यवादिमते१ गुरुवीर्य, २. लघुवीर्य, ३ स्निग्धवीर्य, ४ रुक्षवीर्य, ५. मृदुवीर्य, ६ तीक्ष्णवीर्य, ७ शीतवीर्य, ८ उष्णावीर्य चेति द्रव्याणा अष्टौ भेदा भवन्ति द्विविधवीर्यवादिमते, १ शीतवीर्य २ उष्णवीय चेति द्वौ भेदौ भवत ।

અથ —વીર્યભેદથી અષ્ટવિધવીય વાદી ઓના મત પ્રમાણે ૧ ગુરૂવીર્ય ૨ લઘુવીય ૩ સ્નિગ્ધવીર્ય ૪ રુક્ષવીર્ય ૫ મૃદુવીર્ય ૬ તીક્ષ્ણવીર્ય ૭ શીતવીર્ય અને ૮ ઉષ્ણ વીય એ રીતે દ્રવ્યના આઠ ભેદો બને છે અને દ્વિવિધવીય વાદિઓના મત પ્રમાણે ૧ શીતવીર્ય અને ૨ ઉષ્ણવીર્ય એમ બે ભેદો બને છે

## દ્રવ્યના ભેદો




[અપૂર્ણ

# * કેટલાક સમાચાર *

૧ દેશભરમા એપ્રીલ માસથી આવતી સપૂર્ણ અફીણ બધી –કેદ્ર સરકાર તરફથી જાહેરાત કરવામા છે કે ભારતની આતર રાષ્ટ્રીય જવાબદારીઓ અનુસાર આ વર્ષની એપ્રીલની પહેલી તારીખથી અફીણ ખાવાનું સપૂર્ણપણે બધ કરાવાશે આ તારીખથી આબકારી દુકાનોએથી અફીણ મળી શકશે નહીં આમ છતા રીઢા થઈ ગયેલા અને નોધાયેલા અફીણના બધાણીઓને તબીબી પ્રમાણપત્રો રજુ કર્યેથી તેમને અફીણનો પુરવઠો આપવાનું ચાલુ રાખવામા આવશે આવા લોકોને આ રીતે પણ અફીણ ખુબજ મર્યાદિત પ્રમાણમા આપવામા આવશે અને તેમનો આ નિયત કરાયેલો જથ્થો પણ ક્રમશ ઘટાડાના ભાગરૂપે આપવામા આવશે વિવિધ રાજ્ય સરકારો દ્વારા અફીણનું બધાણ દૂર કરવા અગેના પગલા લેવાશે આના માટે ૨૧થી ૨૩મી માર્ચ સુધીમા હૈદ્રાબાદ ખાતે બધા રાજ્ય સરકારોના પ્રતિનિધિઓની એક બેઠક બોલાવાશે

૨ આયુર્વેદના વિકાસ માટે એક કેન્દ્રીય આયુર્વેદ વિદ્યાપીઠની જરૂર – જામનગરની ગુલાબકુવરબા આયુર્વેદીક સોસાયટીની સામાન્ય સભામા સભાના ચેરમેન તરીકે બોલતા શ્રી યુ એન ઢેબરે કહ્યું હતું કે જો આયુર્વેદ વિદ્યાપીઠની સ્થાપના થાય તો જ આયુર્વેદનો વિકાસ શક્ય બને

૩ બનારસની આયુર્વેદીક કોલેજના નવા પ્રીન્સીપાલ –બનારસ યુનીવરસીટીની આયુર્વેદીક કોલેજના પ્રીન્સીપાલની જગ્યા ઘણા સમયથી પુરાઈ નહતી આ જગ્યાએ હમણા જ જાણીતી બનેની ઉડુપા સમિતિના અધ્યક્ષ શ્રીયુત ડૉ કે એન ઉડુપાની પ્રીન્સીપાલ તરીકે નિમણુંક થઈ છે

૪ આયુર્વેદીક ઔષધોની વૈજ્ઞાનિક ચકાસણી –સ્કવીબ (ફાર્માસ્યુટીકલ)ના સહકારથી અમદાવાદમા આવતા એપ્રીલ માસથી આયુર્વેદીક ઔષધોના વિપુલભડારની વૈજ્ઞાનિક ચકાસણી કરી તેનો વૈજ્ઞાનિક પાયા ઉપર વિશ્વના ઉપયોગ માટે લાભ લેવા માટે સારાભાઇ કેમીકલ્સ તરફથી રીસર્ચ ઈન્સ્ટીટ્યુટની સ્થાપના થનાર છે

૫ મહાસમેલનની સ્થાયી સમિતિનુ અધિવેશન –નિ૰ ભા આયુર્વેદ મહાસમેલનની સ્થાયી સમિતિનુ અધિવેશન ૫ મી માર્ચ ને ગુરૂવારે નાગપુરમા મળનાર હતુ તેમા ૨૯, ૩૦, અને ૩૧ મી માર્ચે દિલ્હીમા અધિવેશન બોલાવવા દિલ્હીની સ્વાગત સમિતિએ વિનતિ કરી હતી આ માટે જો નક્કી થયુ હશે તો સ્થાયી સમિતિમાથી ત્રણ સભ્યોની

એક કમીટીના સહકારથી દ્વિ હીમા અધિવેશન મળશે

ઇન્ડીયન મેડીકલ કાઉ સીલે સરકારને વિનતિ કરી છે કે "આધુનિક ઔષધ પ્રણાલી" અર્થાત્ "એલોપથી" સિવાયની અન્ય બધી જાતની ચિકિત્સા પ્રણાલીઓને અમાન્ય કરવી આ બાબતમા પણ સ્થાયી સમિતિ વિચાર કરશે

---

# સાર સચય

કાર્યાલય તરફથી—

હોરમોન ચિકિત્સામા સાવચેતી રાખવી — બ્રીટીશ મેડીકલ જર્નલના જુલાઇ માસના એક લેખમાં એવી ચેતવણી આપવામા આવી છે કે સગર્ભાવસ્થામા હાર્મોનથરેપીનો અવિચારી ઉપયોગ કરવાથી સશક દ્વિલીંગીય બાળકો પેદા થાય છે (Pseudo Her mu Phrodite ohildren).

સ્ત્રીઓ નોકરી કરવાનું શા કારણથી પસદ કરે છે?—બ્રીટનનાં લીવરપુલ પર ગણાના ડોકટરોએ એક સશોધન કર્યું છે તેઓએ ૬૬ સ્ત્રીઓ, જેઓ નોકરી કરતી હતી તેઓને પુછયું કે તમો શા માટે નોકરી કરો છો? તેઓમાથી એક જણીએ કહ્યુ કે અમને કામ કરવું ગમે છે બે જણીઓએ કહ્યુ કે અમોને કામ કરવાનુ ગમતું તો નથી પણ અમોને શોખ છે તેથી કરીએ છીએ જ્યારે બાકીની ૬૩ સ્ત્રીઓએ કહ્યુ કે અમો અમારા ઘરનો ખર્ચ નીભાવી શકતા નથી અને અમારા ધણીઓ અમને પુરતા પૈસા નથી આપતા તે કારણે ખર્ચને પહોચી વળવા અમો નોકરી કરીએ છીએ ત્યાના ડોકટરોએ એ પણ નક્કી કર્યું છે કે લગભગ સાડાત્રણ કરોડ પરીણીત સ્ત્રીઓ નોકરી કરે છે આ બધાનું મૂળ કારણ આર્થિક કગાલીયત છે જો આ સ્ત્રીઓ ઘેર રહેતી હોય તો ગૃહ જીવનના બીજા પ્રશ્નો ઉભા થાય નહીં તેઓ તેમના બાળકોની સભાળ વિશેષ કાળજીથી લઈ શકે જો સરકાર સ્ત્રીઓને ઔદ્યોગિક કારખાનામા નોકરીઓ કરાવવા ઈચ્છતી હોય તો તેમણે તેમના બાળકોની સભાળ લેવાનું માથે રાખવું જોઇએ

(પ્રેકટીશનર ૧૮૦–૬૪૭–૧૯૫૮)

ઉપદશના રોગો—બ્રીટનના મીડલ સેક્ષ પરગણાના તદુરસ્તી ખાતાના ડાૅકટરે તેના ૧૯૫૬ ના વાર્ષિક રીપોર્ટમા જણાવ્યું છે કે ૧૮ વર્ષથી નાની છોકરીઓમા ગીફીલીસનો ચેપ ઘણો જ વધી રહ્યો છે એકલા ચીકાગોમા જ ગોનોરીયા એ સસર્ગજન્ય મુખ્ય રોગ ૧૫ થી ૧૯ વર્ષની ઉમરની છોકરી

ઓના હોય છે દર વર્ષે એક કરોડ નવા કેસો ગોનોરીયાના યુનાઇટેડ સ્ટેટસમાં નોધાય છે જેમાના ૨૦ ટકા દર્દીઓ ૧૫ થી ૧૯ વર્ષની ઉમરના હોય છે આ સખ્યા વધારે હોવાનું કારણ એ છે કે ત્યા વેશ્યાવૃત્તિ દ્વારા એ રોગ ફેલાઇ રહ્યો છે ત્યાની કેટલીક સ્ત્રીઓ બીજી કેટલીક નાની નાની છોકરીઓની બેનપણી બનીને તેઓને ફસાવે છે અને આમાં ખાસ કરીને મધ્યમ વર્ગના માણસો ફસાઇ જાય છે અને તેથી તેમનુ ગૃહસ્થ જીવન ચુથાઇ જાય છે (પ્રેકટીશનર ૧૮૦-૬૪૮-૧૯૫૮)

બચ્ચેંક ટ્રાસ માટે પ્રાયોગિક નવું ઔષધ -ન્યુહેવન (અમેરિકા)માં આવેલી યેલ યુનીવરસીટીની મેડીકલ સ્કુલના ડા ઇરવીન પેરન્ટજેલ જણાવે છે કે કુતરાની ઉપર પ્રયોગ કરતા સગર્ભા બનેલી કુતરીને એબોર્શન કરાવ્યા વગર કે બીજી કોઇપણ માઠી અસર થયા વગર મેલ્યુસીડીન (Maluodin) નુ ઇન્જેકશન આપવાથી ગર્ભ શયમાં જ બચ્ચુ ઓગળી જઇને ફરીથી લોહીમા એક રૂપ બની ગયું હતું આ ઔષધના શોધક હજુ પ્રયોગો કરી રહ્યા છે (એન્ટીસેપ્ટીક ફેબ્રુઆરી ૧૯૫૯)

Statement about Ownership and other particulars

# AYURVEDA VIGNAN

Which is published by

ZANDU PHARMACEUTICAL WORKS LTD,

BOMBAY-28.

Under [Rule 8 of the Registration of News Papers (Central) Rules 1956]

## Form IV

| | | |
|---|---|---|
| 1 | Place of Publication .. .. ... | Bhavnagar |
| 2 | Periodicity of its publication.. | MONTHLY |
| 3 | Printers Name .. .... | Shri Jayantilal Morarji Mehta |
| | Nationality .. | INDIAN |
| | Address .. .. | Victor Square, Bhavnagar |
| 4 | Publishers Name... .. .. | Shri Jayantilal Morarji Mehta on behalf of ZANDU PHARMACEUTICAL WORKS LTD Gokhale Road, South BOMBAY 28 |
| | Nationality .. .. | INDIAN |
| | Address | Victor Square, Bhavnagar |
| 5 | Editors Name .. .. | (1) Shri Gopal M Parikh (Karayavahak Tantri) |
| | | (2) Shri Navnitlal B Pandya (Sahayak Tantri) |
| | Nationality | INDIAN |
| | Address .. | C/o Zandu Pharmaceutical Works Ltd Gokhale Road, South Bombay 28 |

| | |
|---|---|
| 6 Names and address of Individuals who own the newspaper and partners or shareholders holding more than one per cent of the total capital. | Owners Zandu Pharmaceutical Works Limited Gokhale Road South Bombay 28 |

SHARE HOLDERS

(1) The Bank of India Ltd Mahatma Gandhi Road Fort BOMBAY-1

(2) Shri Haresh Jugatram Vaidya & Mrs Devhuti Haresh Vaidya Maheshwari Mansion Napean Sea Road, BOMBAY-6

(3) Mahesh Anantrai Pattani & Mrs Vidyadevi Mahesh Pattani, Vishwa Villa, Laburnam Road Gamdevi Road, BOMBAY-7

(4) Kamlaben Durgashanker Shastri Bar Bungalow, Vile Parle, BOMBAY-24

(5) Ratanbai Chhotalal Jerajani Tara Nivas Ghodbunder Road, Borivlee, BOMBAY-48

(6) Shri Mahendra Chunilal Bhatt 35 D Ganesh Baug 208 Vincent Road Matunga BOMBAY-19

I, Jayantilal Moraraji Mehta hereby declare that the particulars given above are true to the best of my knowledge and belief

JAYANTILAL MORARJI MEHTA
Signature of Publisher

Date 15-3-59

# આયુર્વેદ વિજ્ઞાન

વૈદ્યક સિદ્ધાંતોને તુલનાત્મક દૃષ્ટિથી તથા અનુભવની દૃષ્ટિથી ચર્ચનારૂં માસિક

પુસ્તક ૭ ] સં. ૨૦૧૫ એપ્રીલ ૧૯૫૯ [ અંક ૭

नमामि धन्वन्तरिमादिदेवं सुरासुरैर्वन्दितपादपद्मम् ।
लोके जरारुग्भयमृत्युनाशं धातारमीशं विविधौषधीनाम् ॥






तदेव युक्तं भैषज्यं यदारोग्याय कल्पते ।
स चैव भिषजां श्रेष्ठो रोगेभ्यो यः प्रमोचयेत् ॥

આદ્ય તંત્રી સ્વ. રા. રા. દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી

કાર્યવાહક તંત્રી રા. રા. શ્રી ગોપાલ મ. પરીખ.

પ્રકાશક તંત્રી નવનીતલાલ બ. પંડ્યા, એલ. સી. એમ., ડી. એ. એસ. એફ. (મોમ્બે),

ઝંડુ ફાર્મસ્યુટિકલ વર્ક્સ, લિમિટેડ, તરફથી,
૬ ગોખલે રોડ (દક્ષિણ) મુંબઈ ૨૮

# અનુક્રમણિકા



---

## વિજ્ઞપ્તિ

આયુર્વેદ વિજ્ઞાનનો આ અંક વાંચીને આપ જાણી શકશો કે આયુર્વેદના વિજ્ઞાનને સ્પર્શતા મૌલિક લેખોનો આમાં સમાવેશ કરવામાં આવ્યો છે

આયુર્વેદના જ્ઞાન અને પ્રચાર માટે વૈદ્યોને તથા વિદ્યાર્થીઓને ઉપયોગી નીવડે તેવું આ માસિક છે સામાન્ય સ્વાસ્થ્ય કેમ પાળવું અને રોગોથી કેમ બચવું તે વિષે પણ આ માસિકમાં માર્ગદર્શન કરાવવામાં આવ્યું છે આ માસિક દર અંગ્રેજી મહીનાની પંદરમી તારીખે પ્રગટ થાય છે લવાજમ ફક્ત રૂ ૪-૦-૦ (પરદેશના રૂ ૬-૦-૦) ટપાલ ખર્ચ સહિત રાખવામાં આવ્યું છે લાઈબ્રેરીઓ દ્વારા આ માસિકનો બહોળો પ્રચાર થાય તે હેતુથી લાઈબ્રેરીઓ માટે લવાજમ ફક્ત રૂ ૩-૦-૦ રાખવામાં આવ્યું છે અત્યારના આ જમાનામાં આ લવાજમ ઘણું ઓછું છે છતાં આયુર્વેદની સેવા ખાતર અમોએ લવાજમ ઓછું રાખ્યું છે આશા છે કે આપ સર્વે વૈદ્ય બંધુઓ આ માસિકના ગ્રાહક જેમ બને તેમ જલદીથી થઈ જશો. તેમજ આપના ખાસ ઈષ્ટમિત્રોમાં તેનો પ્રચાર કરી વધુને વધુ ગ્રાહકો કરી મોકલશો અથવા વી.પી.થી અંક મોકલવા માટેના પત્ર લખશો એજ વિનંતિ.


પત્રવ્યવહારનું સરનામું

તંત્રી

**આયુર્વેદ વિજ્ઞાન,**

**ઝેન્ડુ ફાર્માસ્યુટિકલ વર્કસ લિ.**

ગોખલે રોડ (દક્ષિણ) મુંબઈ ૨૮

// આયુર્વેદ વિજ્ઞાન

प्रत्यक्षतो हि यद्दृष्टं शास्त्रदृष्टं च यद्भवेत् ।
समासतस्तदुभयं भूयो ज्ञानविवर्धनम् ॥

પુસ્તક ૭ — અંક ૭

આદ્ય તંત્રી સદ્ગત દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી
માનવાહક તંત્રી શ્રી ગોપાલ મ. પરીખ
સહાયક તંત્રી શ્રી નવનીતલાલ બ. પંડ્યા
ઝંડુ ફાર્મસી તરફથી

ચૈત્ર ૨૦૧૫ — એપ્રીલ ૧૯૫૮

# શ્રેષ્ઠ આહાર કયો?

## માંસાહાર કે અન્નાહાર?

લેખક—વૈદ્ય શ્રી બળદેવપ્રસાદ પનારા આયુર્વેદ વિશારદ (અમદાવાદ)

આ દુનિયામાં બે પ્રકારના મનુષ્યો રહે છે એક માંસાહારી અને બીજા બિન-માંસાહારી અથવા અન્નાહારી

જે મનુષ્યો પશુ, પક્ષી તથા પ્રાણીઓના લોહી, માંસ, ચરબી વગેરેનો પોતાના ખોરાક તરીકે ઉપયોગ કરે છે, તેઓ "માંસાહારી" કહેવાય છે માંસાહારીના પણ બે પેટા વિભાગો થાય છે એક તે પૂર્ણ માંસાહારી અને બીજો તે અર્ધ માંસાહારી માંસ સિવાય અન્ન કે વનસ્પતિ કાંઈ પણ ન લેનાર "પૂર્ણ માંસાહારી" કહેવાય છે જ્યારે માંસ સાથે અન્ન, ફળ, શાક વગેરેનો ઉપયોગ કરનાર "અર્ધ માંસાહારી" કહેવાય છે

જે મનુષ્યો જમીનમાં થનારી વનસ્પતિઓ, ધાન્યો, શાક-ફળફળાદિ વગેરેનો તથા ગાય, બકરી જેવા પ્રાણીઓના દૂધ અને દૂધની બનાવટોનોજ પોતાના આહાર તરીકે ઉપયોગ કરે છે, તેઓ 'બિન માંસાહારી" કે "અન્નાહારી" કહેવાય છે

આજે દુનિયાનો મોટો ભાગ એટલે કે લગભગ ૯૦ થી ૯૫ ટકા લોકો માંસાહારી છે ભારત સિવાય લગભગ દરેક દેશમાં માંસાહારી લોકોનું પ્રમાણ વધુ છે ભારતમાં પણ લગભગ ૭૦ ટકા લોકો માંસાહારીજ છે

દિવસે દિવસે માંસાહારનું પ્રમાણ વધતુંજ જાય છે અને અન્નાહારનું પ્રમાણ ઘટતુંજ જાય છે આ પણ એક કાળ બળનોજ પ્રભાવ છે!

માંસાહારી થવાનાં કારણો ભિન્ન ભિન્ન છે કેનેડા તથા બહુજ ઠંડા પ્રદેશો, જ્યાં બારે માસ બરફ છવાઈ રહે છે અને જ્યાં કોઈ જાતની ખેતી સંભવી શકતી નથી ત્યાં માણસોને દેશ અને કાળને આધીન થઈને માંસાહારજ કરવો પડે છે કેટલીક જાતિઓ જેમકે

भील, कोळी हबसी वगेरेमा मास खावानो वशपरपरागत रिवाज होय छे एथी नवी प्रजा मासाहारी थाय छे अन्नाहारीओ मासाहार तरफ वळी जवाना कारणोमा तेम नामा रहेली शोख-वृत्ति अथवा विविध प्रकारना भोजननी स्वाद-वृत्ति के वधु जाडा ने मजबूत थवानी वृत्ति होय छे

आजे सवत्र मांसाहार अने अन्नाहार विषे भारे उहापोह चाले छे मोटा मोटा विद्वानोमा पण एविषे घणा मतभेदो प्रवर्ते छे

हु मारी आयुर्वेदनी दृष्टिए ए विषय विषे मारा विचारो अत्रे रजू करू छु

गुजराती भाषामा कहेवत छे के "अन्न तेवो ओडकार" अथवा 'बी तेवु फळ" हिंदीमा पण कहेवत छे के "जैसा अन्न वैसा डकार और जसा बीज वैसा फल।' आ बने कहेवतो पाछळ घणोज गूढार्थ समायेलो छे ए कहेवतो पाछळ तो वैद्क शास्त्र अने वनस्पति शास्त्रनु ऊंडु ज्ञान छुपायेलु छे ए कहेवतोनो गूढ अर्थ ज्यारे जेने पूर्ण पणे समजाशे, त्यारे ते आश्चर्य चकित थया विना नहिज रहे

माणस जे खोराक खाय छे, ते खोराक माथीज तेना शरीरने जरूरी लोही, मांस चरबी, हाडका, वीर्य जेवी धातुओ अने बुद्धि, याददशक्ति, धीरज, क्षमा, शील जेवा गुणभावो जन्मे छे

माणसनो खोराक जेवो होय छे तेवुज तेनु परिणाम आवे छे अर्थात माणसनो खोराक जो गळ्या रसवाळो होय, तो तेनु परिणाम पण त प्रमाणेज आववानु अर्थात् ते खोराक पाचनना परिणामे माणसना शरीरमा गळपणनो अश वधवानोज

जमीनमा जेवु बी वावीए तेवुज फळ मळे छे जेमके जाबुनु बी वाव्यु होय तो तेमाथी जाबु ज थाय तेमाथी कइ आबो न थाय आबामाय वळी जेवी जातना आबानो गोटलो वावीए तेवीज जातना फळ आवे, ए तो सामान्य ज्ञाननी वात छे

आहारमा जो लाडु लइशु तो लाडुनो गुण भारे, मद, जडता अने अगति होवाथी, तेना परिणाम रूपे माणसमा पण भारेपणुं, मदपणुं जडपणुं अने अगतिपणुं आववा नाज परतु एने बदले आहारमा जो चोखा लीधा होय तो चोखा हलका होवाथी ते शरीर हलकु बनावे छे अने तेथी शरीर स्फूर्तिवाळु पण बनवानु ज

आटला उपरथी अगाउ कहेवाई गयेली बने कहेवतो बराबर समजाई जशे

आयुर्वेदनो सिद्धात छे के, "माणस जे खोराक खाय छे तेमाथीज तेनु शरीर पोषाय छे, तेमाथीज बुद्धि बने छे तेमाथीज तेने बळ मळे छे अने तेमाथीज तेनु मन थाय छे" आ सिद्धात दरेक माणसे खुबज मनन करवा योग्य छे

हवे आपणे मासाहार उपर आवीए

मासाहार एटले मासनो आहार मासनो आहार करवो होय तो मास मेळववु पडे मास मेळववु होय तो ते माटे

જીવતા પશુ, પક્ષી કે પ્રાણીને મારવા જોઈએ કે મરાવવા જોઈએ માંસાહારમાં મરેલા પ્રાણીઓના માંસ ક્વચિતજ ઉપયોગમાં લેવાય છે બાકી તો મોટે ભાગે નાના, તાજા જ મેવા કે જુવાન પ્રાણીઓનીજ માંસ માટે કતલ કરવામાં આવે છે આ કતલ માટે દેશે દેશમાં મોટાં મોટાં કારખાનાઓ ચાલે છે તેમાંય યુરોપાદિ દેશોમાં તો વધુ પ્રમાણમાં

આમ જીવતા પ્રાણીઓને સ્વ ભોજનાર્થે મારવા તે ચોખ્ખી હિંસાજ છે કોઈ વ્યક્તિ જાતે હિંસા ન કરે તો પણ તે હિંસકના દોષમાંથી મુક્ત બની શકતી નથીજ કારણ કે તે જાતે ભલે કોઈ પ્રાણીને ન મારે, પણ તેને ખાવા માટે જે માંસ જોઈએ છે, તેની તે જરૂરિયાતને પૂરી પાડવા માટે બીજા માણસને પ્રાણીઓની કતલ કરવાનો ધંધો કરવો પડે છે આમ માંસાહારી સીધી રીતે નહિ તો આડકતરી (Indirect) રીતે, બીજાને હિંસા કરવાની ઉત્તેજના આપીને હિંસાનીજ ભાવનાને પોષે છે

"જ્યાં હિંસાની ભાવના હોય છે ત્યાં સાત્વિકતા રહેતી નથી જ્યાં સાત્વિકતા રહેતી નથી ત્યાં સુખ રહેતું નથી જ્યાં સુખ રહેતું નથી ત્યાં આરોગ્ય રહેતું નથી જ્યાં આરોગ્ય નથી રહેતું ત્યાં બુદ્ધિ સ્થિર રહેતી નથી જ્યાં બુદ્ધિ સ્થિર રહેતી નથી ત્યાં સત્યાસત્ય અને હિતાહિત પારખવાની શક્તિ રહેતી નથી જ્યાં તે શક્તિ રહેતી નથી ત્યાં ત્યાં કામ, ક્રોધ, અધૈર્ય, પરિગ્રહ, ચોરી, વ્યભિચાર, અસત્ય દ્વેષ, વૈર જેવા અસંખ્ય દુર્ગુણો ઘર કરી જાય છે"

આ સમગ્ર વિશ્વ પ્રકૃતિના સત્વ, રજસ અને તમસ એ ત્રણ ગુણોને કારણેજ ચાલે છે તેવીજ રીતે માનવી માત્રના શરીરની દુનિયા પણ એજ સત્વ, રજસ અને તમસના ગુણો પ્રમાણે ચાલે છે

જે માણસમાં સત્વગુણ જેટલા અંશે વધુ હશે, તેટલાજ અંશે તે વધુ ઉચ્ચ માનસિક ભૂમિકા અને આત્મિક ભૂમિકા ઉપર વિહરતો હશે

રજસ અને તમસ એ બે તો મનના દોષો છે એ દોષો જેટલા અંશે બળવાન હશે, તેટલાજ અંશે માનવી વધુ ઉતરતી કક્ષાની માનસિક તથા આત્મિક ભૂમિ ઉપર વિચરતો હશે

સત્વગુણ એ તો શરીરનો મોટામાં મોટો કીમતીમાં કીમતી અને ઉચ્ચમાં ઉચ્ચ ગુણ છે સુખ માત્ર સત્વગુણમાં સમાયેલું છે સત્વગુણ સિવાયનું સુખ એ સુખ નહિ પણ ભાસ માત્રજ છે

બીજાને પોતાનું આપવું, સત્ય જ્ઞાન સંપન્ન થવું-રહેવું, દયા, અક્રોધ ક્ષમા, ધર્મ પાલન, સર્વ પ્રત્યે પ્રેમ, અહિંસા એ સર્વ ગુણો સત્વગુણનાજ લક્ષણ રૂપે છે

જે પ્રાણી કે મનુષ્ય બળજબરીથી, ચાલાકીથી, ચોરી-છૂપીથી, ડરથી, લાલચ આપીને કે ઠગાઇ કરીને બીજાની વસ્તુ લઈ લેવાની વૃત્તિવાળો ન હોય પરંતુ તેથી વિરૂદ્ધ બીજાને કંઈક આપવાની વૃત્તિવાળો હોય તેને સત્વગુણ પ્રધાન જાણવો

મરઘા, બતક, બગલા, ચકલી, સમડી જેવા પક્ષીઓ, અને વાઘ, સિંહ, રીંછ,

ચિત્તો જેવાં પ્રાણીઓ પોતાના કરતા નિબળ અને નાના પ્રાણીઓને મારીને અર્થાત્ તેમના પ્રાણ હરીને પોતાનુ ઉદર પોષણ કરવાની ભાવનાવાળા હોય છે એ ભાવના હિંસાનીજ પ્રતિક રૂપ છે વળી તેઓ બીજાની વસ્તુ લેવાનીજ વૃત્તિવાળા હોય છે, પણ આપવાની વૃત્તિવાળા નથી હોતા.

એથી એ સાબિત થાય છે કે પ્રાણી માત્ર હિંસાની ભાવનાવાળા અને લેવાનીજ વૃત્તિવાળા હોય છે

અત્રે સહજ એવો પ્રશ્ન ઉદ્ભવે કે બકરાં, ઘેટા જેવા નિર્દોષ પશુઓ કયા કોઈની હિંસા કરે છે? તેમનામા હિંસાની ભાવના છે, તે કેમ કહી શકાશે? વળી તેઓ મનુષ્યોને દૂધ વગેરે આપે છે, તેથી માત્ર લેવાની વૃત્તિવાળાજ તેઓ હોય છે તે કઈ રીતે કહી શકાશે? પ્રશ્ન બરાબ જ છે તેનો પ્રત્યુત્તર એ છે કે કોઈ પણ પ્રાણી લો તેનામા હિંસાની ભાવના રહેવાનીજ એક ગાય અથવા સાપનો દાખલો લો તેને તમે મારો તો તે તમારો સામનો કરશે પોતાને મારવા માટે તમને શિક્ષા કરવા માટે પૂરતા યત્નો કરશે જો તે નિબળ હશે તો તે સમયે તે પ્રાણી નાસી જશે, પરતુ પાછળથી તે તમને ઓચિતુજ મારવાનુ કે કરડવાનુજ એ ત્યારેજ બની શકે કે જ્યારે તેણે દ્વેષભાવ મનમા સઘર્યો હોય દ્વેષ માત્ર અહિંસાની ભાવનામાથી જાગે છે જો કોઈ પ્રાણી દ્વેષ ન કરે તો મનમા ને મનમા ક્રોધ તો જરૂર કરેજ એ ક્રોધ પણ અહિંસાની ભાવનામાંથી જ જ ન્મે છે વળી ગાય, બકરી જેવા દૂધ આપનારા પ્રાણીઓને આપણે દોહીએ છીએ, ત્યારે તે દૂધ આપે છે એ કઈ માગ્યા વિના આપણને આપતા નથી બીજા શબ્દોમા આપણે તેની પાસેથી લઇ લઈએ છીએ, એમ કહીએ તો ખોટુ નથી આપણે કોઈ પાસેથી તેની વસ્તુ લઇ લઈએ, એથી સામા માણસને આપવાની ઈચ્છા જ હતી, તેમ ન કહી શકાય તદ્ઉપરાત ગાય, બકરા જેવા પ્રાણીઓ ગમે તે સ્થળે ફરે છે અને ભક્ષ્ય-અભક્ષ્યના વિચાર વિના ગમે તે વસ્તુ ખાય છે, એ તેની અનિશ્ચિત બુદ્ધિનુ જ લક્ષણ છે અનિશ્ચિત બુદ્ધિ રાજસનુ લક્ષણ છે આ બધા ઉપરથી એ સિદ્ધ થયુ કે ગાય, બકરી જેવા પ્રાણીઓ પણ અહિંસાની ભાવનાથી કે લેવાની વૃત્તિથી પર નથી જ વળી અનિશ્ચિત બુદ્ધ એ પણ અ-સાત્વિકતાનું જ પ્રતિક છે

એથી જે પ્રાણીઓ બીજાને મારીને ખાવાની હિંસાત્મક વૃત્તિવાળા હોય છે અર્થાત્ જેઓ મહદ્ શે અ-સાત્વિક ભાવવાળા હોય છે, તેઓનુ પ્રત્યેક અગ અને અગે અગનું અણુંએ અણુ હિંસક તથા અ-સાત્વિક ગુણથી સપન્ન હોય છે તેવા પ્રાણીના લોહી માસ, ચરબી દરેકમા હિંસા અને અ-સાત્વિકતા જ ભરેલા હોય છે

એવા હિંસક અને અ સાત્વિકના સપન્ન પ્રાણીઓના માસાદિ ખાનારા માણસો ઉપર પણ તેનો પૂર્ણ પણે પ્રભાવ પડે જ છે

દુનિયા માને કે ન માને પણ માસાહાર કરનારા લોકો સાત્વિકતાની ઉચ્ચતમ કક્ષાએ કદી પહોચી શકતા નથી અને તેમની બુદ્ધિ પણ વિશુદ્ધ રહી શકતી નથી, એ એક સત્ય છે

જે વસ્તુ જેવા ગુણવાળી હોય તેવો જ તે પ્રભાવ બતાવે છે બી જેવા ગુણવાળુ હોય તેવુ જ તેમાથી ફળ મળે છે આથી ગદ્દબુદ્ધિવાળા, મૂઢ, હિંસક ભાવનાવાળા, પરિગ્રહ (બીજાની વસ્તુ ગમે તે પ્રકારે લઇ લેવાની વૃત્તિ)ની ભાવનાવાળા કે અશન લોલુપ (ગમે તે સમયે ગમે તેવી વસ્તુ ખાઇ લેવાની વૃત્તિવાળા) પ્રાણીઓના માંસાદિ ખાનાર મનુષ્યોમા પણ તે તે પ્રાણીઓના તે તે ગુણો અને વૃત્તિઓ પેદા થાય જ છે

હવે આપણે તેના થોડાક ઉદાહરણો જોઇએ એક અતિ વિષયી બકરો છે જે દિવસમા અનેક બકરીઓનો સયોગ કરે છે તે બકરાના માસ અને લોહીના અણુએ અણુમા વિષયવાસના જાગૃત હોય છે તેથી તે બકરાનું માસ, લોહી કે તેના કોઈ પણ અગનુ ભક્ષણ કરનાર માણસ પણ વિષયી બનવાનો જ છે અને તે વ્યભિચાર કરવાનો જ છે એ માણસ કદાપિ એક સ્રીને વફાદાર નહીં રહી શકે

એક વાઘ છે વાઘ ક્રૂર છે, ઘાતકી છે, હિંસક છે, ગુસ્સાબાજ છે અને અર્થહીન પણ અન્યના પ્રાણ હરવાના સ્વભાવવાળો છે તે વાઘનુ માંસ ખાનાર માણસ ઉપર તેની અંદર વણાઈ ગયેલા ગુણો અને સ્વભાવ ઉતરશે એથી એ માણસ પણ ક્રૂર, ઘાતકી, ગુસ્સાબાજ અને અર્થહિન, અન્યના પ્રાણ હરવાના સ્વભાવવાળો થવાનો જ

પ્રાણીના જેવા ગુણ અને સ્વભાવ, તેવા તેના માંસ-લોહીના સ્વભાવ અને તેવા જ તે માંસાદિ ખાનારના સ્વભાવ બને છે એ વિષેનુ એક ઘણુ જ ઉત્તમ ઉદાહરણ મળ્યું છે –

અમારા ગુરુશ્રી રસિકભાઈ પરીખ સાબર કાંઠાની વનસ્પતિઓ જોવાના પ્રવાસમા ગયેલા ત્યા તેમના એક ઉચ્ચ દરજ્જાના સરકારી અમલદારભાઈ તેમની સાથે પ્રવાસમા જોડાયા ભોજનનો સમય થયો એટલે પેલા સરકારી અમલદારભાઈ પોતે માંસાહારના શોખીન હોવાથી બે ત્રણ કુકડા મગાવ્યા અને તેનુ ખાણુ રાધવાનો પોતાના માણસોને હુકમ આપી દીધો અમારા ગુરુશ્રી તો બિન-માંસાહારી હતા એથી એમને જ્યારે આ વાતની ખબર પડી ત્યારે તેમણે કહ્યું, "ભાઇ! આપણે તો તમારા એ ખાણાને અડકીશું નહીં મારા માટે તો ખીચડી ને શાક તૈયાર કરાવો" એથી અમારા ગુરુશ્રી માટે ખીચડી શાક તૈયાર થયા બધા સાથે જમવા બેઠા અને પેલા સરકારી અમલદારે રહસ્યે ચર્ચા ઉપાડી, "શું, રસિકભાઈ! તમે તો સાવ નાત બહાર જ રહ્યા તમે માંસાહાર કેમ કરતા નથી? અમને જુઓ, અમે માસ ખાઇએ છીએ તેથી કેવા હૃષ્ટપુષ્ટ અને તદુરસ્ત છીએ જ્યારે તમે દાળ-ભાત ખાનારમા તે શું દમ હોય?" ત્યારે શ્રી રસિકભાઇએ કહ્યુ, "ભાઇ! તમારી બધી વાત સાચી તમો માંસાહાર કરો છો તેથી બળવાન છો દેખાવડા છો અને હૃષ્ટપુષ્ટ છો એ વાત સાચી પરતુ તમે તદુરસ્ત છો એમ નહીં કહી શકાય કારણ કે માણસ તદુરસ્ત ત્યારે જ કહી શકાય છે કે જ્યારે તેના શરીર ઉપરાત મન પણ તદુરસ્ત હોય મન તદુરસ્ત ત્યારે જ હોઇ શકે છે જ્યારે રજસ અને

તમસ એ બે મનના દોષો સાત્વિક ગુણના પ્રભાવ નીચે દબાઈ ગયેલા હોય

માસ જાતે અ-સાત્વિક છે તેથી તેનુ ભક્ષણ કરનાર માણસમા રજોગુણ અને તમોગુણ વધવાના જ રજોગુણ અને તમોગુણ એ બે તો મનના રોગોને જન્માવનાર દોષો છે જ્યા એ દોષોની સ્થિતિ હોય ત્યા તદુરસ્તી હોઈ શકે નહીં તેથી તમે શરીરે ભલે તદુરસ્ત દેખાતા હો પણ મનથી તો તમે રોગી જ છો વળી બીજો મુદ્દો એ છે કે આજે તમે આ મરઘાનુ માસ ખાધુ મરઘો નાના-જીવજતુઓને મારવાની ભાવનાવાળો અર્થાત્ હિંસક ભાવનાવાળો અને બીજાની વસ્તુ (વગર કહ્યે) લઈ લેવાની વૃત્તિવાળો અને બીજાને કઈ પણ ન આપવાની વૃત્તિવાળો બને છે આ એક સત્ય છે તમે આજે એવા કુકડાનું માસ ખાધુ તેથી તમારામા તેના તે તે ગુણો ઉત્પન્ન થવાનાજ, તમારામા હિંસાની ભાવના જાગવાનીજ, તમારામા બીજાની વસ્તુ 'યેન કેન પ્રકારેણ' લઈ લેવાની વૃત્તિ જાગવાનીજ અને તમે બીજાને તમારી વસ્તુ આપી દેવાની વૃત્તિવાળા કદાપિ નહિ બની શકો" શ્રી રસિકભાઈની આ વાત સાભળી એ સદ્ગૃહસ્થ બોલ્યા, "રસિકભાઈ! હુ તમારી આ વાત સાથે સહમત થતો નથી તમે મને એ વસ્તુ સાબિત કરી આપો તો ખરા" ત્યારે રસિકભાઈએ કહ્યુ, "સારૂ સમય આવે, તે હુ સાબિત કરી આપીશ" એ પછી તેઓ પ્રવાસમા આગળ વધ્યા એક સ્થળે તેઓ વનસ્પતિઓ જોતા હતા, ત્યા એક ભીલનુ ઝુપડુ હતુ તે ભીલ પાસે એક બહુજ સુદર, દેખાવડો અને તદુરસ્ત મરઘો હતો એવા સુદર મરઘાને જોઈને પેલા મહાશય અમલદારસાહેબ તુરતજ તે મરઘાના માલીક ભીલ પાસે જઈ પહોચ્યા અને કહ્યુ "અલા, આ મરઘો કેટલામા આપવો છે?'

ભીલે તો સરકારી અમલદારને જોઈને ગભરાતા અવાજે કરગરતા કહ્યુ "પણ સાહેબ એ મરઘો તો અમારૂં જીવન છે, તે છે તો અમારી મરઘી ઈડા આપે છે તે ન હોય તો અમે ભૂખે મરીએ માટે મારે એ મરઘો વેચવો નથી'

"પણ હું તને પૈસા આપુ છુ મારે કઈ તારો મરઘો મફત નથી જોઈતો' પેલા સરકારી અમલદારે જરા ઉત્તેજીત થઈ કહ્યુ

"પણ, સાહેબ! ક્યા કરે અમને રળવાનું બીજુ કઈ સાધન નથી' ભીલે ફરી કરગરતા કહ્યુ

"એ કઈ નહિ ચાલે, લે આ રૂપિયો કહીને એ સરકારી અમલદારસાહેબે ખીસ્સામાથી રૂપીઆ કાઢીને ભીલને આપવા માડયો

એજ ક્ષણે અમારા ગુરુ શ્રી રસિકભાઈ બોલી ઉઠ્યા 'શું સાહેબ! આ મરઘાની કીંમત એક રૂપીઓ થાય? બીજુ એ બીચારાને મરઘો વેચવો નથી, આપવો નથી, છતા તમારે તે લઈ લેવો છે, એ શું બતાવે છે? જૂઓ સાહેબ! આજે તમે મરઘાનું માસ ખાધુ છે તે તેના ગુણસ્વભાવનુ આ પ્રત્યક્ષ ઉદાહરણ છે મે તમને શું કહેલુ? કે મરઘો બીજાની વસ્તુ 'યેન કેન પ્રકારેણ' લઈ લેવાના સ્વભાવનો છે તેનો તે ગુણ

તમારામાં ઉતરશે અને આ બીચારાનો મરઘો લઈ લેવાની કોશિશ કરો છે

ત્રીજો મુદ્દો એ કે મરઘો હિંસક છે તેનું માંસ તમે ખાધું તેથી તમારામાં પણ એ હિંસાની ભાવના ઉતરી અને આ બીચારાના આત્માને દુઃખ આપીને, તેના જીવનના સુખની અવગણના કરીને તમે એજ હિંસાની ભાવના અત્રે પ્રદર્શિત કરી છે"

આ વાત સાંભળતાં જ એ ગૃહસ્થ ઘણા જ ઊંડા વિચારમાં ઉતરી ગયા અને થોડી વારમાં જ તેમણે હાથમાં લીધેલો કુકડો નીચે મૂકી દીધો તે જ દિવસે તેમણે પ્રતિજ્ઞા કરી કે આજથી કોઈ દિવસ માંસાહાર કરવો નહિ

આમ વિવિધ ઉદાહરણોથી આપણે એ સિદ્ધ કર્યું કે માંસાહાર અ-સાત્વિક છે માંસાહાર મનના દોષો રજસ અને તમસ એ બન્નેને વધારનાર છે અને મા-બાપ તથા સંસ્કારથી પ્રાપ્ત થયેલા સત્ત્વગુણનો નાશ કરનાર છે

એથી ઉત્તમતા ચાહનાર પુરુષો માટે માંસાહાર હિતકર નથી શ્રેષ્ઠત્વની કામના કરનાર માટે માંસાહાર અપથ્ય-અહિતકર છે શ્રેષ્ઠ સાધના કરનાર માટે માંસાહાર ઈષ્ટ નથી શુભત્વને ચાહનાર માટે માંસાહાર શ્રેયકર નથી શરીર સાથે મનની પણ તંદુરસ્તી ચાહનાર માટે માંસાહાર અયોગ્ય છે સાત્વિક બનવાની અભિલાષા ધરાવનાર માટે માંસાહાર અહિતકર છે

આમ માંસાહારનું વિવેચન થયું અને એ સિદ્ધ કર્યું કે માંસાહાર શ્રેષ્ઠ નહિ પણ અધમ છે હવે આપણે અન્નાહાર ઉપર આવીએ

અન્નનો એક દાણો જમીનમાં વાવીએ તો તે એકમાંથી અનેક દાણા ઉત્પન્ન કરી આપણને આપે છે કેરીની એક ગોટલી જમીનમાં વાવીએ તો તે એકમાંથીજ અસંખ્ય કેરીઓ ઉત્પન્ન કરી આપણને આપે છે એટલે "વનસ્પતિ લેવાના સ્વભાવવાળી નહિ, પણ આપવાના સ્વભાવવાળી છે"

આયુર્વેદ કહે છે કે વનસ્પતિમાં પણ જીવ રહે છે આ વાત આજનું વિજ્ઞાન પણ સ્વીકારે છે પરંતુ વનસ્પતિ એ મનુષ્યોની જેમ પૂર્ણ ચેતનાવાળી નથી તેવો પૂર્ણ ચેતના અને પથ્થર જેવી અચેતનાવાળી ભૂમિકાઓની વચ્ચેની અર્ધચેતનાની ભૂમિકામાં રહે છે પ્રાણીઓની જેમ તે પણ આહાર લે છે, વધે છે, ઘરડી થાય છે અને મૃત્યુ પણ પામે છે

આ વનસ્પતિઓ પોતાનું જીવન ટકાવી રાખવા માટે અન્ય પ્રાણીઓની જેમ બીજા જીવોની હિંસા કરતી નથી કોઈ પણ વનસ્પતિને કાપી નાખો, મરડી નાખો કે તોડી નાખો તો પણ તે કદી તમારો સામનો કરશે નહિ એજ વસ્તુ તેની અહિંસક ભાવના દર્શાવે છે એથી વનસ્પતિ અહિંસક સ્વભાવની છે તે સિદ્ધ થાય છે,

વળી વનસ્પતિ માત્ર અપરિગ્રહના સ્વભાવવાળી છે અ-પરિગ્રહ એટલે બીજાની વસ્તુ કહ્યા વગર કે બળજબરીથી લઈ લેવાના સ્વભાવથી રહિત અને કોઈ આપે તો જ લે એવા સ્વભાવ યુક્ત દા ત :-એક આંબોજ

લઈએ, આબો વાવીએ અને તેને ખાતર તથા પાણી આપીએ તોજ તે સ્વીકારે છે પણ પોતાનુ જીવન ટકાવી રાખવા માટે તે ગમે ત્યાથી કોઈ પણ વસ્તુ લઇ લેતો નથી જ ગલોમા ઉગતી વનસ્પતિઓ પણ આકાશ પાણી આપે તો તે સ્વીકારે છે જમીન સત્વ આપે તો સ્વીકારે છે, અને પોતાનુ જીવન આગળ વધારે છે જો કોઈ ન જ આપે તો તે પોતાનો નાશ થઈ જવા દે છે એથી વનસ્પતિ માત્ર અપરિગ્રહ અથવા આકાશીય વૃત્તિવાળી હોય છે (આકાશીય વૃત્તિ તેને કહે છે કે કોઈ આપે તો લેવું, ન આપે તો કોઇ પાસે માગવુ નહીં સુ ામાએ જે વૃત્તિ ધારણ કરી હતી )

વનસ્પતિ જ્યા સુધી જીવે છે ત્યા સુધી તે પ્રાણી માત્રના ઉપયોગમા ખપી જાય છે પોતાના ફળ, ફૂલ, પાન, ગુદર, દુધ, છાલ, મૂળ જેવા અગો અ યને આપીને તે પર-સેવા જ બતાવે છે વળી તે જ્યારે મૃત્યુ પામે છે ત્યારે પણ લોકોને બળતણ આપીને કે તેમની અ ય જરૂરિયાતોને પૂરી પાડી તે પણ લોક સેવાજ બતાવે છે આમ જીવતા અને મૃત્યુ બાદ પણ તે પર-સેવા અર્થે પોતાની જાતનું બલિદાન આપી જાય છે આમ અ યનુ કલ્યાણ કરવાની ઉદાત્ત ભાવના વનસ્પતિ માત્રમા હોય છે

બીજાને આપવાનો સ્વભાવ, અહિંસક ભાવના, અપરિગ્રહ અથવા આકાશીય વૃત્તિ અને અ યનુ કલ્યાણ કરવાની ભાવના—આ સવ સાત્વિક ગુણના લક્ષણો છે

વનસ્પતિ માત્રમા એ સવ ગુણો હોવાથી તે સાત્વિક ગુણવાળી છે એ સાત્વિક ગુણ યુક્ત વનસ્પતિનુ સેવન કરનારમા પણ સાત્વિક ગુણ વધે છે

સર્વ સુખો સાત્વિક ગુણમા જ વસે છે શ્રેષ્ઠ તદુરસ્તીનુ મૂળ પણ સાત્વિક ગુણમા જ રહેલુ છે

એથી જે આહાર લેવાથી સત્વગુણની વૃદ્ધિ થાય અને રજોગુણ તથા તમોગુણ ન થાય તે શ્રેષ્ઠ આહાર કહેવાય

માસાહારથી રજોગુણ અને તમોગુણની વૃદ્ધિ થાય છે જ્યારે અન્નાહારથી સત્વ ગુણની વૃદ્ધિ થાય છે માટે અન્નાહાર જ શ્રેષ્ઠ છે

---

## લીમડો

લેખક વૈદ્ય શરતકુમાર વ્યાસ, આયુર્વેદ વિશારદ સુરત

લીમડો સમસ્ત ભારતમા સુલભ અને સુપરિચિત છે સામા યરીતે કોઈ પણ ભૂમિમા ઉત્પન્ન અને પુષ્ટ થવાના એના સ્વચ્છ દ સ્વભાવને કારણેજ ઉદ્ભિજ્જ શાસ્ત્રમા એને 'आजादद्रख्त' (આઝાદ દરખ્ત) નામ અપાયુ છે પરતુ अतिपरिचयादवज्ञा આ ન્યાયાનુસાર ઔષધરૂપમા અતિઉપયોગી આ વૃક્ષનો જોઇએ તેવો ઉપયોગ વૈદ્ય સમાજ કરતો નથી તેથી અમને ગુરુપરમ્પરા તથા વ શ પર પરાથી જે ઉપયોગ જાણવા મળ્યો છે તે સ્વાનુભવથી પ્રમાણિત કરીને આ લેખમા

બતાવવામા આવ્યો છે આશા છે કે અન્ય વૈદ્યજન પણ પોતાના અનુભવ જાહેર કરશે

લીમડાના નામથી ત્રણ–ચાર વનૌષધિઓ શાસ્ત્ર તથા લોકોમા પ્રસિદ્ધ છે ૧–લીમડાના નામથી પ્રસિદ્ધ કડવો લીમડો, ૨–મહાનિબ, આ બકાયજ નામથી વધારે પ્રસિદ્ધ છે ૩–મહાનિબનો બીજો પ્રકાર, જે દક્ષિણ ભાગ તમા નિંબારાના નામથી પ્રસિદ્ધ છે, તથા જેનું એજ નામથી નિઘણ્ટરત્નાકરકારે વર્ણન કર્યું છે તથા ૪–કૈડર્ય–જેનો ચટણી બનાવવા માટે કઢીને સ્વાદિષ્ટ બનાવવા વિગેરેમા ઉપયોગ થાય છે શોભા તથા ઉપર બતાવેલા ઉપયોગ માટે ઘરોની આસપાસ ઉગાડવામા આવે છે કઢીમા ઉપયોગી હોવાથી એને કઢી લીમડો કે મીઠો લીમડો પણ કહે છે આ લેખમા ફક્ત પ્રસિદ્ધ કડવા લીમડા વિશેજ લખ્યુ છે

લીમડાનો મુખ્ય રસ કડવો છે તેથી કડવા રસવાળા દ્રવ્યોના સામાન્ય ગુણ–કર્મ વગેરે લીમડામા પણ હોય છે

તિક્ત રસપ્રધાન દ્રવ્ય પોતે અરુચિકર હોવા છતા અરુચિનો નાશ કરે છે દીપક, પાચક, દોષોનુ શોધન કરનાર, વિષ, કૃમિ, કંડૂ, સોજો, કુષ્ઠ તૃષા, દાહ અને મૂર્છાનો નાશ કરનાર, જ્વરઘ્ન, સ્તન્યની વિકૃતિઓને દૂર કરનાર, ત્વચા અને માસને દૃઢ કરનાર, લેખન (મેદ વિગેરે દોષોને દૂર કરી શરીરને કૃશ કરનાર) પુરીષ, મૂત્ર, મેદ, સ્વેદ, ક્લેદ લસીકા, પૂય, મજ્જા, પિત્ત, કફ અને વસાને સુકવવાવાળો, છેદન, રુક્ષ, શીત, અને લઘુ, હોય છે

તિક્ત દ્રવ્યોની ક્રિયા ખાસ કરીને પિત્ત અને રક્ત પર થાય છે તે એના પ્રધાન સ્થાન યકૃત–પ્લીહાની શુદ્ધિ કરી રક્તાગ્નિને પ્રદીપ્ત કરે છે તથા રંજક પિત્તની ક્રિયાને સુધારે છે રંજક પિત્તની ક્રિયા સુધરવાથી યકૃત–પ્લીહાની રસ–રક્ત ગત દોષોને શુદ્ધ કરી તેને પ્રાકૃત રંગ આપવાની (રંજન કરવાની) ક્રિયા સુધારે છે રસ–રક્ત ગત દોષોની શુદ્ધિથી તિક્ત રસ કુષ્ઠ, જ્વર, રક્તપિત્ત દાહ વિગેરે પિત્ત અને રક્તની દુષ્ટિથી થવાવાળા રોગોમા ઉપયોગી હોય છે યકૃત–પ્લીહાની શુદ્ધિથી જ્વર, આમ વિગેરેથી ઉત્પન્ન વિષોની શોધન ક્રિયા બળવાન બને છે આહારમા સ્વય અરુચિકર હોવાથી તિક્ત રસ પ્રધાન દ્રવ્યોનો અયોગ અથવા હીનયોગ થાય છે અને આજ રોગોનુ કારણ બને છે તિક્ત રસનું સપ્રમાણ સેવન કરવાથી આરોગ્યને સ્થિર રાખી શકાય છે તથા ઉત્પન્ન થયેલા રોગોને સહેલાઈથી દૂર કરી શકાય છે

## લીમડાના ગુણ

પ્રાચીન નિઘણ્ટુકારોએ લીમડા પચાગ તથા પૃથક–પૃથક અગોના ગુણ–કર્મ નીચે પ્રમાણે બતાવ્યા છે

निम्ब शीतो लघुर्ग्राही कटुपाकोऽग्नि वातनुत्।
अहृद्य श्रमतृट्कास ज्वरारुचि कृमि प्रणुत्॥
व्रणपित्तकफच्छर्दि कुष्ठ हृल्लास मेहनुत्।
निम्ब पत्र स्मृत नेत्र्य कृमिपित्तविष प्रणुत्॥
वातल कटु पाकञ्च सर्वा रोचक कुष्ठनुत्।
नैम्ब फल रसे तिक्त पाकेपु कटु भेदनम्॥
स्निग्ध लघुष्ण कुष्ठघ्न गुल्मार्श कृमि मेहनुत्॥
(ભાવ પ્રકાશ)

લીમડો શીત વીર્ય, લઘુ, ગ્રાહી, કટુ પાકી, હૃદયને અપ્રિય અને અગ્નિ, વાયુ, શ્રમ, તૃષા, જ્વર, અરુચિ, કૃમિ, વ્રણ, પિત્ત કફ, વમન, કુષ્ટ, (ત્વકરોગ) હૃલ્લાસ અને પ્રમેહનો નાશ કરે છે લીમડાના પાન આંખને હિતકારી, વાયુ કરનાર, કટુપાકી અને સર્વ પ્રકારની અરુચિ, કુષ્ઠ, કૃમિ પિત્ત તથા વિષનો નાશ કરે છે લીમડાના ફળ (લીંબોળી) તિક્ત, કટુપાકી, ભેદક સ્નિગ્ધ, લઘુ ઉષ્ણ અને કુષ્ઠ, ગુલ્મ, અર્શ કૃમિ તથા પ્રમેહનો નાશ કરે છે

निम्बवृक्षस्य पञ्चाङ्ग रक्तदोषहर मतम् ।
पित्त कण्डू व्रण कुष्ठ दाह चैव विनाशयेत् ॥
(નિઘંટુ રત્નાકર)

લીમડાના પંચાંગથી રક્ત દોષ દૂર થાય છે તથા પિત્ત, કંડૂ, વ્રણ, કુષ્ઠ અને દાહનો નાશ થાય છે

पारिभद्रो लघु शीतस्तिक्तो ग्राही कटुस्मृतः ।
अग्निमान्द्यकरश्चैव व्रणशोधन कारक ॥
शोथपक्वकरो बाले हितो हृद्यो मतो बुधै ।
कृमि वान्ति व्रणकफशोथ पित्त विषापह ॥
वात कुष्ठ च हृद्दाह श्रम कास ज्वर तृषाम् ।
अरुचि रक्तदोष च मेह चैव विनाशयेत् ॥
(નિઘંટુ રત્નાકર)

લીમડો લઘુ શીતવીર્ય, તિક્ત, ગ્રાહી, કટુપાકી, અગ્નિમાંદ્યકર, વ્રણનું શોધન કરનાર, શોથને પકાવનાર, બાળક માટે હિતકારી, હૃદ્ય અને કૃમિ, વમન, વ્રણ, કફ, શોથ, પિત્ત, વિષ, વાત, કુષ્ઠ, હૃદયદાહ, શ્રમ, કાસ, જ્વર, તૃષા, અરુચિ, રક્તદોષ અને પ્રમેહનો નાશ કરનાર છે

कोमल पल्लवश्चास्य ग्राहको वातकारक ।
रक्तपित्त नेत्ररोग कुष्ठ चैव विनाशयेत् ॥
जीर्ण पर्ण विशेषेण व्रणनाशकर मतम् ।
निम्बस्य सूक्ष्मशाखा तु कासार्श श्वास गुल्महा ॥
कृमिमेहहरा प्रोक्ता फल चाम लघु स्मृतम् ।
स्निग्ध च भेदक चोष्ण मेह कुष्ठ विनाशकम् ॥
तत्पक्व मधुर स्निग्ध तिक्त गुरु च पिच्छिलम् ।
कफरोग नेत्ररोग रक्तपित्त क्षत क्षयम् ॥
नाशयेदिति च प्रोक्त बीजमज्जा तु कुष्ठहा ।
कृमिनाशकरी प्रोक्ता निघण्टेषु चिकित्सकै ॥
(નિઘંટુ રત્નાકર)

લીમડાના કુમળા પાન ગ્રાહી, વાયુ કરનાર અને રક્તપિત્ત, નેત્ર રોગ અને કુષ્ઠનો નાશ કરે છે લીમડાના પાકા પાન (જુના પાન) ખાસ કરીને વ્રણ નાશક છે લીમડાની નાની નાની શાખા કાસ, અર્શ શ્વાસ, ગુલ્મ, કૃમિ અને પ્રમેહનો નાશ કરે છે લીમડાના કુમળા (કાચા) ફળ લઘુ, સ્નિગ્ધ ભેદક, ઉષ્ણ અને પ્રમેહ તથા કુષ્ઠનો નાશ કરે છે લીમડાના પાકા ફળ મધુર સ્નિગ્ધ તિક્ત, ગુરુ અને પિચ્છિલ હોય છે તથા કફ રોગ, નેત્ર રોગ, રક્તપિત્ત અને ક્ષતક્ષયનો નાશ કરે છે લીમડાના બીજના મીંજ કુષ્ઠ તથા કૃમિ નાશક છે

निम्बस्तिक्त रस शीतो लघु श्लेष्मास्र पित्तनुत् ।
कुष्ठकण्डू व्रणान्हन्ति लेपाहारादि शीतत ॥
अपक्व पाचयेच्छोफ व्रण पक्व विशोधयेत् ॥
(ધન્વન્તરી નિઘંટુ)

લીમડો તિક્ત રસવાળો, શીતવીર્ય, લઘુ અને કફ તથા પિત્તને શાંત કરનાર છે કુષ્ઠ, વ્રણ અને કફનો નાશ કરે છે લેપ, આહાર વગેરેમા શીતલ હોય છે અપક્વ શોથનુ પાચન કરે છે અને વ્રણનુ શોધન કરે છે

प्रमर्द्रक प्रभवति शीत तिक्तक ।
कफव्रणक्रिमिवमि शोफ शान्तये ॥
बलासमिद्रहृ विष पित्त दोषजित् ।
विशेषतो हृदय विदाह शान्तिकृत् ॥
(ર્ાજનિઘણ્ટુ)

લીમડો શીતવીર્ય, તિક્ત અને કફ, વ્રણ, કૃમિ, વમન, તથા સોજાને શાન્ત કરે છે કફનું ભેદન કરનાર, ઉગ્ર વિષ, અને પિત્ત દોષને જીતનાર છે ખાસ કરીને હૃ ય દાહને શાંત કરનાર છે

મહર્ષિ ચરક, સુશ્રુત અને વાગ્ભટ્ટે લીમડાની ગણના શાક વર્ગમા કરી છે

.. निम्ब शाक पार्पटक च यत्।
कफपित्तहर तिक्त शीत कटु विपच्यते ॥
(ચરક સૂ. ૨૭

લીમડાનુ શાક કફ પિત્તને હરનાર છે તિક્ત, શીતવીર્ય તથા કટુ વિપાકી છે

.. अरिष्टफल जतु प्रमेहनुत्।
(સુશ્રુત સૂ. ૪૬)

લીમડાના ફળ જ તુ તથા પ્રમેહનો નાશ કરનાર છે જ તુ એટલે અહિ વીશ પ્રકારના કૃમિનો નિર્દેશ કરવામા આવ્યો છે

निम्ब फल तैलानी तीक्ष्णानि लघून्युष्णवीर्याणि कटूनि कटु विपाकानि सरा ण्यनिल कफ कृमि कुष्ठ प्रमेह शिरोरोग हराणि चेति ॥ (સૂ સૂ ૪૫)

લીમડાના ફળનું તેલ તીક્ષ્ણ, લઘુ, ઉષ્ણ, કટુ, કટુ વિપાકી, સારક (મલ પ્રવૃત્તિ કરાવનાર) અને વાત, કફ, કૃમિ, કુષ્ઠ, પ્રમેહ તથા શિરો રોગનો નાશ કરે છે.

.. .. .. .. निम्ब पर्पटः ।
.. .. तिक्ता पित्तकफापहा ॥
(સુ સૂ. ૪૬)

લીમડો તિક્ત તથા પિત્ત અને કફ નાશક છે

.. निम्बस्य ।
कफपित्तहर पुष्प कुष्ठघ्न ॥
(સુ સૂ ૪૬)

લીમડાના ફૂલ કફ પિત્તને હરનાર અને કુષ્ઠનો નાશ કરનાર છે

पटोल सप्तलारिष्ट शार्ङ्गेष्टावल्गुजामृता ।
.. .. .. ॥
तिक्त पाके कटुग्राहि वातल कफपित्तजित् ॥
(અષ્ટાંગ હૃદય સૂ. ૬)

લીમડો તિક્ત, શીતવીર્ય, કટુપાકી, ગ્રાહી વાતકર, તથા કફ અને પિત્તને શાંત કરનાર છે

## લીમડાનો સ્વાનુભૂત ઉપયોગ

શાસ્ત્રમા જો કે લીમડાના દરેકે દરેક અગના ગુણ કર્મ લખ્યા છે, છતા અમે ચિકિત્સા કાર્યમા જે રોગો પર એનો ઉપયોગ કરીએ છીએ તેનોજ ઉલ્લેખ કરવામા આવે છે નવા ચિકિત્સક નિર્ભય થઈને આ ઉપયોગોને કામમા લાવી શકે છે

## દુષ્ટ વ્રણમા લીમડાના પાન

લીમડાના લીલા પાન લાવી ધોઈ સાફ કરી લેવા પછી તેને ખૂબ બારીક પીસી ક ક

(ચટણી) બનાવી એની લેપડી ઠડીજ મળુ પર મુકી પાટે બાધી દેવો આ પ્રમાણે સવારે બાધેલો લીમડો દૂર કરી સાજે નવો તાજો કલ્ક બાધવો આમ કરવાથી ગમે તેવો જુનો ખરાબ મળુ પણ રૂઝાઇ જાય છે નાડી મળુ અને ખરજવા પર પણ આજ લીમડાનો કલ્ક બાધવો અને સાથે ખાવા માટે કોઈ ગુગળનો યોગ જેમકે પથ્યા ગુગળ, કિશોર ગુગળ અથવા ત્રિફળા ગુગળ પણ જરૂર આપવો જોઈએ

## મસૂરિકા વિગેરેમા લીમડાનો ઉપયોગ

આ તરફ જોવામા આવે છે કે જ્યારે કોઈ ઘરમા કોઈ વ્યક્તિ મસૂરિકાથી પીડાય છે ત્યારે તેના ઘરની બહાર ઓટલા પર લીમડાની એક ડાળખી લાવીને બાધી દે છે સભવત ભારતના બીજા ભાગોમા પણ આ પ્રથા ચાલુ હશે રોગીને બીલકુલ અધારા ઓરડામા જ્યા એના પર કોઈનો પડછાયો ન પડે એવા સ્થાનમા રાખવામા આવે છે તેની કોઈ પણ જાતની સફાઈ રાખવામા આવતી નથી રોગીના કપડા, ચાદર અને તેનુ શરીર બીલકુલ સાફ કરવામા આવતુ નથી રોગીના પિતા પોતાના કપડા બદલતા નથી, સ્નાન કરતા નથી હજામત નથી કરાવતા તથા રોગીની માતા પણ એજ પ્રમાણે વર્તન રાખે છે કહેવાનો ભાવાર્થ એ કે રોગીની આસપાસ એવી ગદકી પેદા કરવામા આવે છે કે રોગી ન મરતો હોય તો પણ મરી જાય છે એ સિવાય કોઈ પણ જાતની ચિકિત્સા કરવામા નથી આવતી આ બધી પ્રથાઓનું મૂળ જરૂર બુદ્ધિગમ્ય હોવું જોઈએ લીમડાની એક ડાળખી રોગીથી દસ-પદર ફુટ દૂર રાખવાથી એના રોગ પર એવી શું અસર થઈ શકે? એનો બાહ્યાભ્યતર ઉપયોગ જરૂર રોગની શાતિ કરી શકે ન જાણે કયા કારણથી આ યથાર્થ ઉપયોગ છુટી ગયો અને લીમડાની એક ડાળખી દરવાજાપર બાધવાની પ્રથા ચાલુ થઈ ગઈ? આ તો સાપ ગયા અને લીસોટા રહ્યા જેવું થયું

રોગીને અધારા ઓરડામા રાખવામા જરૂર કોઈ કારણ હોવુ જોઈએ અને તે કારણ, રોગી કોઈ બીજાના સપર્કમા ન આવે તથા એ રીતે રોગનો પ્રસાર થવાની બીક ન રહે, એ હોવુ જોઇએ

મસૂરિકાને માતાનો કોપ માનીને આ જાતની અસ્વચ્છતાને માતા માનવામા આવે છે તો પણ દેવદેવિયોને પણ અસ્વચ્છતા તો પસદ ન જ હોય પણ રોગને માતાનો કોપ માનવા છતા પણ એ તો સ્વિકારવું જ પડશે કે સ્વચ્છતા તો રાખવી જ જોઈએ એ વાત તો સ્પષ્ટ છે જ કે રોગીને ખુલ્લા ઓરડામા રાખવો જોઈએ અને તેના કપડા વિગેરે ખુબ ઉકાળી સાફ કરવા જોઈએ બની શકે તો રોગીના કપડા દિવસમા બે વખત બદલવા જોઈએ ન બને તો એકવાર તો જરૂર બદલવા જ જોઇએ રોગીને માટે લીમડાની ડાળખીઓ ભેગી બાધી પખા જેવું બનાવી તેનાથી હવા નાખવી જોઇએ રોગીની પથારી પર લીમડાના લીલા પાન સાફ કરીને પાથરી દેવા જોઇએ લીમડાના લીલાં પાન લાવી તેને સાફ કરી પાણીમા ખુબ ઉકાળી તે પાણીથી રોગીને રોજ એક

ચાર સ્નાન કરાવવું જોઈએ અને શરીર ખૂબ સારી રીતે સાફ કરવું જોઈએ આ ઉપરાંત સૌથી વધુ આવશ્યક વાત એ છે કે રોગીને રોજ સવાર–સાંજ લીમડાના લીલા પાનનો સ્વરસ અડધો–અડધો તોલો પાવો જોઈએ આ સ્વરસ પાવાથી મલપ્રવૃત્તિ સાફ થાય છે, જ્વર કાબૂમા રહે છે અને રોગની તીવ્રતા ઘણી ઓછી થઈ જાય છે નવમે દિવસે રોગીને ભીની ચાદરમા લપેટી ઉપર ધાબળો ઓઢાડી દેવો આ ક્રિયા દિવસમા ત્રણથી ચાર વાર કરવી જોઈએ અને દરેક વખતે પાચથી સાત મિનિટ સુધી ચાલુ રાખવી જોઈએ આમ કરવાથી મસૂરિકાના દાણા એક મ ફૂટી જાય છે અને તેમાનું બધુ પરુ બહાર નીકળી જાય છે તેથી રોગીને ખૂબ કરાર વળી જાય છે અને ખૂબ સારી રીતે ઉંઘે છે અમારા રોગીમાથી કોઈના પણ છોકરાને મસૂરિકા નીકળે તો ઉપર બતાવેલી બધી ક્રિયા કરાવી છે ગયે વર્ષે મારા છોકરાને આજ રોગ થયો હતો ત્યારે ઉપરની બધી જ ક્રિયા કરવામા આવી હતી જેનાથી એના શરીર પર એક પણ ડાઘ જોવામા આવતો નથી આ ચિકિત્સા એવી છે જેમા કોઈ નુકસાન થવાનો જરાય સભવ હોતો નથી બલ્કે હમેશા લાભ થાય છે

## નાના કુષ્ઠ વિગેરેમા

લીમડાની લીંબોળીના બીજ કાઢી તેમાથી તેલ કઢાવી લેવું આ તેલ મહાકુષ્ઠગ્રસ્ત રોગીને શરીર પર લગાડવાથી ઘણો લાભ થાય છે. આજ તેલ ૦૦૦૦ કેપ્સ્યુલમા ભરી રોગી પાસે ગળાવવાથી વધુ ફાયદો થાય છે રોગીના અદર તેમજ બહારના દોષો થાવ થઈ નિર્મૂળ થઈ જાય છે

## કર્ણપૂયમાં લીમડાનો ઉપયોગ

૧૦ તોલા લીમડાના લીલા પાન લઈ ૪૦ તોલા તલના તેલમા થોડા થોડા કરીને બધા તળી લેવા આ તેલને સ્વચ્છ વસ્ત્રથી ગાળી લેવું આ તેલ, કાનમાથી પરૂ નીકળતું હોય ત્યારે કાનને બરાબર સાફ કરી દિવસમા બે ત્રણ વખત કાનમા નાખવાથી થોડાજ દિવસોમા પરૂ આવતુ બધ થઈ જાય છે અને કાનની વેદના પણ દૂર થઈ જાય છે આ જ તેલમા રૂનું પુમડુ બોળી વ્રણમા મુકી પાટો બાધી દેવાથી વ્રણનું શીઘ્ર રોપણ થાય છે

## બાહ્યાર્શમા લીમડો

લીમડાની લીંબોળીના બીજ કાઢી એક સાફ ખરલમા નાખી ખૂબ ઘૂટવું જ્યારે બીજ બીલકુલ બારીક થઈ જાય ત્યારે તેમા એરડીયુ (દીવેલ) નાખી ફરીથી ખૂબ ઘૂટવું આ રીતે જે મલમ તૈયાર થાય તે મલમ અર્શ પીડિત રોગીના અર્શ બહાર નીકળી ખૂબ વેદના કરતા હોય ત્યારે તે અર્શાકુરો પર લગાડી ધીમે ધીમે તે અકુરોને અદર ધકેલી દેવા ત્યાર બાદ રોગીને કોઈ કઠણ જમીન પર પગાહીવાળીને દશથી પદર મિનિટ બેસાડવો આમ કરવાથી રોગી ઉભો થાય ત્યારે અર્શ પાછા બહાર આવી જતા નથી આ રીતે દિવસમા બે ત્રણ વાર આ મલમનો ઉપયોગ કરવો આનાથી અર્શ સકોચાઈ નાના થઈ જશે અને વેદના પણ ઓછી થઈ જશે

## જ્વરમા નિમ્બાદિ ચૂર્ણ

निम्ब पत्र घरा शोष पराती लवण त्रयम् ।
क्षारो दिग्वह्निरामेषु त्रिनेत्रक्रमसोऽग्रतान् ॥

सप्तमेकीकृत चूर्ण प्रत्युषे भक्षयेन्नरः ।
पक्षादिकं द्वयाहिकञ्च तथ त्रिदिवसं ज्वरम् ।
चातुर्थिकं महाघोरं सततं सन्ततं दिवा ।
मातुरस्य च त्रिदोषोत्थं ज्वरं हन्ति न संशयः ॥

(ભાવપ્રકાશ)

લીમડાના પાન ૧૦ ભાગ, અજમો ૫ ભાગ, હરડે ૧ ભાગ, બહેડા ૧ ભાગ, આમળા ૧ ભાગ, સુંઠ ૧ ભાગ, મરી ૧ ભાગ, સિંધવ ૧ ભાગ, સચળ ૧ ભાગ, કાળો સચગ ૧ ભાગ, જવખાર ૨ ભાગ, આ બધાને એકત્ર કરી કપડે ચાળી ચૂર્ણ તૈયાર કરી લેવું માત્રા અડધા વાલથી ચાર વાલ સુધી ઠંડા પાણી સાથે બધાજ પ્રકારના જ્વરમાં પછી તે રોજ આવતો હોય, દિવસમાં બે વાર આવતો હોય એકાંતરિયો હોય, બે દિવસને આંતરે આવતો હોય અથવા ત્રણ દિવસને આંતરે આવતો હોય, ગમે તેવો જ્વર હોય આ નિંબાદિ ચૂર્ણ એકલુંજ આપવામાં આવે છે કદાચ કોઇ કારણસર જ્વર ન ઉતરે તો સાથે રાધેલી ફટકડીનું ચૂર્ણ મેળવી આપવાથી જ્વર જરૂર ઉતરી જાય છે સાથે વિબંધ હોય તો નિંબાદિ ચૂર્ણ, સૌરાષ્ટ્રી ચૂર્ણ અને માક્ષિકી ચૂર્ણ (સોનામખીનું ચૂર્ણ) મેળવી આપવાથી જ્વર પણ કાબુમાં આવી જશે અને રોજ એક યા બે મલ પ્રવૃત્તિ પણ સાફ થઇ જશે

આ નિંબાદિ ચૂર્ણ ઘણુંજ સસ્તુ તથા બનાવવામાં સરળ હોવા છતાં ઘણુંજ ઉપયોગી છે ચિકિત્સાનો ધંધો કરતા દરેક નિર્ભયપણે એનો ઉપયોગ કરી શકે છે ધર્માદા ચિકિત્સાલયોમાં ખાસ કરીને મેલેરીયા વિગેરેમાં તથા મોટી સંખ્યામાં રોગીઓની આવન જાવન હોય ત્યાં આ ચૂર્ણ ખાસ અપનાવવા જેવું છે

## પારવ શુલમાં નિંબત્વક્

લીમડાનું છોડું, કરંજવાનું છોડું અને સાબર શીંગડું—આ ત્રણેનો ઘસારો સરખે ભાગે લઇ મેળવી જે પારવંમાં શૂળ હોય ત્યાં એનો લેપ કરી દેવાથી પારવ શૂળમાં ઘણો ફાયદો થાય છે આ લેપ સસ્તો અને એ ટીંક્ચરઆયોડીન કરતા વધુ ફાયદો કરનાર છે

ડૉ. વીરેન્દ્રનાથ ઘોષ પોતાના વિશ્વમા ૫ મેટીરિયા મેડીકામાં લીમડાના વિષયમાં પોતાનો અનુભવ લખતા કહે છે

Neem Bath —It is prepared by adding the decoction of leaves of Melia Azedirachta to the ordinary bath It may b general or local and is largely employed in India in various skin disea es.

Externally — The leaves in the *form of decoction or poultice* are largely employe l to stimulate foul and indolent ulcers to a *healthier* action Weeping eczema quickly heals if a cold poultice of the banis ed leaves is applied and allowed to remain till drops off

The oil is a valuable local stimu lant antiseptic and bactericide Alone or in combination with Chaul moogra oil it is considered to be an effective application in Leprosy

Internally —Before the int oduction of quinine into this country the bark either in powder (1 dr) or in concentrated decoction was largely employed in Malaria Its decoction is used in many cases of Malaria where quinin fails to effect a cure or as a tonic during convalescence The root bark possesses Anthelmintic prope ties

### બાહ્ય ઉપયોગ

લીમડાનુ સ્નાન — લીમડાના પાનનો ક્વાથ તૈયાર કરી સ્નાન કરવાના પાણીમા મેળવી દેવો આ પાણીથી આખા શરીરને સ્નાન કરાવવું, અથવા જે અગને સ્નાન કરાવવું હોય તેનુ પ્રક્ષાલન કરવુ ભારતભરમા વિભિન્ન ત્વગ્રોગમા એનો ઉપયોગ કરવામા આવે છે

લીમડાના પાનનો ક્વાથ અથવા કલ્ક (ઉપનાહ) દુષ્ટ (દુર્ગંધ યુક્ત) તથા જે તરત રૂઝાતા નથી તેવા વ્રણોમા શોધન અને રોપણ કરવા માટે એનો ઉપયોગ કરવામાં આવે છે ખરજવા (એક્ઝીમા) પર લીમડાના પાનના કલ્કનો ઉપનાહ કરવામા આવે છે ઉપનાહ સૂકાઈને ખરી ન જાય ત્યા સુધી રહેવા દેવાથી ખરજવું જલદીથી મટી જાય છે

લીમડાની લીંબોળીની અંદરના બીજનુ તેલ ઉદ્દીપક, સડો દૂર કરનાર અને જતુઘ્ન છે આ તેલ એકલુ અથવા ચૌલમોગરાના તેલ સાથે મેળવી મહાકુષ્ઠમા લગાવવાથી સારો ફાયદો થતો જોવામા આવે છે

### આભ્યતર ઉપયોગ

ભારતમાં ક્વીનાઈનના આવ્યા પહેલાં લીમડાની છાલનુ ચૂર્ણ ૧ ડ્રામ માત્રામા અથવા સાન્દ્ર ક્વાથ મેલેરિયામા મોટા પ્રમાણમા આપવામા આવતો હતો મેલેરિયાના ઘણાખરા રોગીઓમા જ્યા ક્વીનાઈન કામ નથી કરતું ત્યા લીમડાની છાલનો ક્વાથ આપવામાં આવે છે રોગાંત દૌર્બલ્યમા બલ્ય ઔષધના રૂપમા પણ એ આપવામાં આવે છે લીમડાના મૂળની છાલમા કૃમિને નષ્ટ કરવાનો ગુણ છે

---

## ❊ દ્રવ્યગુણ વિજ્ઞાન ❊

શ્રી ઈશ્વર ત ડી દેસાઈ, L.A M., ભૂતપૂર્વ પ્રાધ્યાપક આયુર્વેદ મહાવિદ્યાલય–પાટણ
પ્રાધ્યાપક આયુર્વેદ મહાવિદ્યાલય–નડીઆદ.

(ગતાંકથી ચાલુ)

**કર્મોપયોગિતા ભેદથી દ્રવ્યના ભેદો —** આયુર્વેદમા શાસ્ત્રકારોએ દ્રવ્યોના તેમના કર્માનુસાર અર્થાત્ જીવિત માનવ શરીર ઉપર થનારી તેમની ક્રિયાનુસાર વર્ગીકરણ કર્યું છે વમન, વિરેચન, આસ્થાપન, અનુવાસન અને શિરોવિરેચન–આ પચ કર્મમા ઉપયોગી દ્રવ્યોના પાચ વર્ગો પાડવામા આવ્યા છે તે ઉપરાત લઘન, બૃહણ, સ્તભન સ્નેહન, સ્વેદન, સ્તભન–કર્મોની વ્યાખ્યા આપવામા આવી છે તદુપરાત ઉર્ધ્વભાગહર અધોભા

ગહર, ઉભયતો ભાગહર, વાતસશમન, પિત્ત સશમન અને કફ સશમનના પાચ વર્ગો આપ્યા છે શસ્ત્ર કર્મોપયોગી આઠ વર્ગ પણ આપવામા આવ્યા છે ચરક, સુશ્રુત વિ ગ્રથોમા પ્રત્યેક વર્ગના ઉદાહરણરૂપે અનેક દ્રવ્યો આપ્યા છે અહીં દરેક વર્ગનાં બહુ સખ્યક નહિ પણ ઉપયોગી ઉદાહરણો આપ વામા આવ્યા છે દરેક ગણ કે વર્ગની સમ જુતી ખાતર મૂળ ગ્રન્થોમાથી મૂળ વ્યાખ્યાઓ ઉપલબ્ધ થઈ છે તે અહીં ઉતારી છે, અને જ્યાં નથી ત્યા યથાવકાશ શ્લોકબદ્ધ કરી મુકવામા આવી છે, જેનું દર્શક ચિહ્ન (द) પ્રમાણે જાણવુ

## ૧ જીવનીય

પર્યાય —

जीवनीयम्, जीवनम्।

વ્યાખ્યા —

आयुष्यत्वहित यत्तज्जीवनीय प्रकीर्तितम।
प्राणसधारकं तत्तु सज्ञाजनक मेव च।
भूम्यम्बु गुण बाहुल्याज्जीवनीयमिति स्मृतम।
॥ द ॥

અર્થ—જે દ્રવ્ય આયુષ્ય અર્થાત્ જીવ નને માટે હિતકારી હોય, પ્રાણ સધારક હોય અને સજ્ઞાજનક હોય તેને જીવનીય કહે છે

ભૂતાધિક્ય—જીવનીય દ્રવ્યોમાં પૃથિવી અને જલ–ભૂતોનુ પ્રાધાન્ય હોય છે

ઉદાહરણ —

जीवन्ती काकोल्यौ मेदे द्वे मुद्गमाषपर्ण्यौ च।
ऋषभक जीवक मधुक चेति गणो जीवनी याख्य' ॥

૧ જીવન્તી ડોડી, ૨ કાકોલી, ૩ ક્ષીરકાકોલી, ૪ મેદા, ૫ મહામેદા, ૬ મુદ્ગપર્ણી, ૭ માષપર્ણી, ૮ ઋષભક, ૯ જીવક, ૧૦ જેઠીમધ

વક્ત ૫—ચરકે દૂધને જીવનીય દ્રવ્યોમા શ્રેષ્ઠ ગણ્યુ છે, અને વિદારીકને પણ જીવન કહ્યું છે સુશ્રુતે કાકોલ્યાદિ ગણને જીવન તરીકે ગણ્યો છે એજ રીતે એમ જીવક વિગેરે દ્રવ્યો સ્નિગ્ધ–શીત–મધુરાદિ ગુણયુક્ત હોવાથી જીવન માટે હિતકારી છે, તેવીજ રીતે દ્રાક્ષ, વિદારીકદ, દૂધ વિ દ્રવ્યો પણ જીવનીય છે

શરીરમા પ્રતિક્ષણ ધાત્વગ્નિઓની પરિ પાક ક્રિયાને લીધે ધાતુઓનો ક્ષય થતો રહે છે તેની પૂર્તિ માટે જીવનીય દ્રવ્યોનો પ્રતિ દિન ઉપયોગ કરવો આવશ્યક છે જો કે ચોખા, ઘઉં, દૂધ વિગેરે દ્રવ્યો પ્રાણધારણ કરવામા ઉપયોગી હોવાથી જીવનીય છે, છતા તે આહાર દ્રવ્યો હોવાથી તેનો સગ્રહ આ ગણોમા કરવામાં આવ્યો નથી તેવીજ રીતે બૃહણ વિગેરે ગણોમા બૃહણ કર્મ પ્રધાન માસ વિગેરેનો ઉપયોગ કરવામા આવ્યો નથી મધુર રસના ગુણમા આયુષ્યો જીવ નીય' (च सू अ २६) એ પ્રમાણે કહ્યું છે, જેનો અર્થ મૂર્છિતને સજ્ઞા આપનાર થાય છે આયુ–જીવનની વ્યાખ્યા —

शरीरेन्द्रिय सत्त्वात्म सयोगो धारि जीवितम्।
नित्यगश्चानुबन्धश्च पर्यायैरायुरुच्यते ॥

जीवनीयम् – प्राणाना सधारकम्।
जीवन प्राणधारण।

૨ બૃંહણીય

પર્યાય —

बृंहणीयम्, बृंहणम्।

વ્યાખ્યા —

बृहत्त्वं यच्छरीरस्य जनयेत् तच्च बृंहणम्।
गुरु शीत मृदुस्निग्ध बहल स्थूलपिच्छिलम्।
प्रायो मन्द स्थिर श्लक्ष्ण द्रव्यं बृंहणमुच्यते।

અર્થ —જે દ્રવ્ય શરીરને પુષ્ટ બનાવે તેને બૃંહણ કહે છે બૃંહણદ્રવ્ય ગુરુ, શીત, મૃદુ, સ્નિગ્ધ, ઘટ્ટ, સ્થૂલ, પિચ્છિલ, ઘણું કરીને મંદ, સ્થિર અને શ્લક્ષ્ણગુણયુક્ત હોય છે

ભૂતાધિક્ય —બૃંહણ દ્રવ્ય પૃથિવી અને જળભૂતપ્રધાન હોય છે

ઉદાહરણ —

૧ क्षीरिणी-ખીરણી, ૨ राजक्षवक-રાજક્ષવક, ૩ अश्वगन्धा-આસગંધ, ૪ काकोली-કાકોલી, ૫ क्षीरकाकोली - ક્ષીરકાકોલી, ૬ वाट्यायनी-પીતપુષ્પ બના, ૭ भद्रौदनी-નાગબલા, ૮ भारद्वाजी-મહાબલા, ૯ पयस्या-વિદારી ૧૦ ऋष्यगन्धा-ક્ષીરવિદારી (શ્વેત શકે ક ૬)

વક્તવ્ય —ચરકે બૃંહણયોગ્ય નીચે પ્રમાણે ગણાવ્યા છે —

क्षीणा क्षता कृशा वृद्धा दुर्बला नित्यमध्वगा।
स्त्रीमद्यनित्या ग्रीष्मे च बृंहणीया नरा स्मृता॥

ધાતુક્ષીણતાવાળા, ક્ષત-ઘાવાળા, કૃશ, વૃદ્ધ, દુર્બળ, નિત્ય ચાલનારા, સ્ત્રી અને મદ્યનું નિત્યસેવન કરનારા અને ગ્રીષ્મમાં બૃંહણયોગ્ય છે

मांस बृंहणीयानाम्—બૃંહણીય દ્રવ્યોમાં માંસ શ્રેષ્ઠ છે તે ઉપરાંત સાલમમિશ્રી, વિદારીકન્દ, દ્રાક્ષ, ખજૂર, અંજીર, તાડફળ, નારીયળ, બદામ, અખરોડ, પીસ્તા, ચારોળી વિગેરે દ્રવ્યોને પણ ચરકે બૃંહણ ગણાવ્યા છે સુશ્રુતે કાકોલ્યાદિ ગણને બૃંહણ ગણ્યો છે ह्द बृंहणाय हित बृंहणीयम् (ग)॥

(અપૂર્ણ)

---

તંત્રીસ્થાનેથી—

# ભારત સરકારની આયાતનીતિ અને આયુર્વેદ

આયુર્વેદીક ઔષધોમાં વપરાતી એવી અનેક ચીજો છે, જેની પરદેશથી આયાત કરવી પડે છે પારદ, ગંધક, કેસર, દ્રાક્ષ, લવંગ, તજ, જેઠીમધ, એળીયો, રસકપુર વગેરે દ્રવ્યો આયુર્વેદના અનેક યોગોમાં વપરાય છે તેના માટે પરદેશોના બજાર ઉપર મુખ્ય આધાર રાખવો પડે છે આ ઔષધો પરદેશથી આવે છે તેનો અર્થ એ નથી કે તે આયુર્વેદીક ઔષધ નથી પણ આ ચીજો ભારત કરતા અન્ય પ્રદેશમાં વધુ સારા પ્રમાણમાં અને સારી જાતની મળી શકે છે એકલા પારદમાંથી રસસિંદૂર, ચન્દ્રોદય, રસકપુર, હીંગુલ વગેરે અનેક બનાવટો બને છે જે બીજા યોગોમાં વપરાય છે અને પારો મોંઘો થવાથી આ બધા ઔષધો ઉપર પણ તેની અસર પડે છે

આયુર્વેદનાં ઔષધો ઉત્તમ કોટીના બનાવવા માટે આવા ઔષધો ઉપર-આયાત નિયંત્રણ જો ન હોય તો અત્યારે જે ઔષધો, જે ભાવે મળે છે તેનાથી પણ વધુ સસ્તા ભાવે મળી શકે ઔષધી નિર્માતાઓને ના ઈલાજે ઔષધોના ભાવ વધારવા પડે છે એટલે આડકતરી રીતે તેનો બોજો પ્રજાને જ ઉઠાવવો પડે છે

આયાત નિયંત્રણ નાખવાની બાબતમા સરકાર કહે છે કે બહારના દેશોમાથી માલ મંગાવવા માટે આપણી પાસે વિદેશી હુંડી યામણ નથી અને તેથી આ નિયંત્રણો મુકવામાં આવ્યા છે દેશનો મોટો ભાગ ગામડાઓમા વસેલો છે ગામડાના માણસોને આયુર્વેદ ઉપર શ્રદ્ધા છે આયુર્વેદનો પ્રચાર દેશમા ખુણે ખુણે થઈ રહ્યો છે વૈદકના અન્ય વિજ્ઞાનના ઔષધો કરતા આયુર્વેદના ઔષધો સસ્તા, સારા અને સચોટ છે એટલે આપણી પ્રજાના આરોગ્ય માટે આયુર્વેદીક ઔષધો વધુ સસ્તા બને, તેની કિંમત ન વધે, એ જોવાની આપણી સરકારની ફરજ છે

આપણી પ્રાતીય તેમજ મધ્યસ્થ સરકાર આયુર્વેદના વિકાસ માટે સજાગ છે અને બનતા બધા પ્રયત્નો કરી રહી છે અમોને જાણ છે ત્યા સુધી અનેક નાની નાની સંસ્થાઓએ આયાત નિયંત્રણને કારણે, અમુક ઔષધો બનાવવા ઓછા કર્યા છે અગર તો બંધ પણ કર્યા હશે ઘણા નિર્માતાઓએ તો ભાવો પણ વધાર્યા છે પ્રજાના જીવનમાં જેટલી અનાજની જરૂર છે તેટલીજ ઔષધોની પણ જરૂર છે એ દૃષ્ટિ ધ્યાનમા રાખી આયુર્વદીક ઔષધોમા વપરાતા દ્રવ્યો જે પરદેશથી આવે છે, તેના ઉપરના નિયંત્રણો હળવા કરવા જોઈએ કે જેથી રોજીંદા જીવનમાં વપરાતા આયુર્વેદીક ઔષધો પ્રજાને સસ્તા ભાવે મળી શકે

એલોપથીમા ડૉકટરો સંપૂર્ણપણે ફાર્માસીઓ ઉપરજ આધારીત છે ત્યારે આયુર્વેદમા તેમ નથી ઘણા ખરા વૈદ્યો પોતાની જરૂરિયાત માટેના કાચા દ્રવ્યો (આયાત થતા) બજારમાથી બહુ મોઘી કિંમતે ખરીદે છે માટે આવા વૈદ્યોને પોતાની જરૂરિયાત માટે કાચા દ્રવ્યો આયાત કરવા માટેની પદ્ધતિ વધુ સરળ બનાવવી જોઈએ આ બાબતમા વૈદ્યમંડળોએ પણ સરકાર સાથે વાટાઘાટ કરવી જોઈએ અને યોગ્ય સરળ માગ કાઢવો જોઈએ એમ અમારૂ માનવુ છે

અમોને યાદ છે ત્યા સુધી મધ્યસ્થ સરકારને આયાત નિકાસમા સલાહ આપવા માટે એક સલાહકાર સમિતિની સ્થાપના પણ કરવામાં આવી છે આ સંલાહકાર સમિતિમા જો આયુર્વેદીય ઔષધી નિર્માણકારોના પ્રતિનિધિને પણ સ્થાન આપવામા આવે તો તેઓ પોતાના વિચારો વધુ સારી રીતે સમિતિ સમક્ષ રજુ કરી શકે આયુર્વેદીય ઔષધીના નિર્માણ માટે હાલના સમયમા પુરતું રક્ષણ આપવું જરૂરી છે, એમ અમો માનીએ છીએ

---

# અખિલ ભારતીય પારદ અનુસંધાન સંમેલન (કાલેડા—કૃષ્ણગોપાળ) અજમેર

(અમારા પ્રતિનિધિ તરફથી)

માર્ચ માસની તા. ૨૭ થી ૨૯ની સુધી કાલેડા-કૃષ્ણગોપાળ (અજમેર)મા અખિલ ભારતીય પારદ અનુસધાન સમેલન મળ્યુ હતું આ સમેલન કૃષ્ણગોપાળ આયુર્વેદ ભવન તરફથી બોલાવવામા આવ્યું હતું કૃષ્ણગોપાળ આયુર્વેદ ભવનમા મુખ્ય પ્રેરક બળ શ્રી સ્વામિ કૃષ્ણાનંદજી મહારાજ છે જેઓના જ્ઞાનનો લાભ આયુર્વેદના ક્ષેત્રમા જાણીતો છે વૈદ્યકના ક્ષેત્રમાં આયુર્વેદીય પુસ્તકપ્રકાશનમા કૃષ્ણગોપાળ આયુર્વેદભવન નો ફાળો નાનોસુનો નથી આ સસ્થા તરફથી ઔષધ બનાવવા માટેની એક મોટી રસાયનશાળા પણ ચાલે છે ઔષધો કેમ સારા અને શાસ્ત્રોક્ત બને તે માટે તેઓ રાતદિન પ્રયત્ન કરી રહ્યા છે આ સસ્થામા એક ઔષધાલય ઉપરાત ૨૭ પથારીની એક ઇન્ડોર હોસ્પીટલ પણ છે આયુર્વેદના ઔષધોમા રસરસાયણોમા વપરાતા પાર ના યોગ ઉપર પણ તેઓ સશોધન પણ ચલાવી રહ્યા છે આ પારદ અનુસધાન કાર્ય શ શ રાજવૈદ્ય શાતિલાલ પ્રા જોશી છેલ્લા સવા વર્ષથી કરી રહ્યા છે અને આ સમય દરમ્યાન તેમણે કરેલા રસના અનેક પ્રયોગો જેવા કે પારદના અષ્ટસસ્કારો, ધાતુઓના ઉપધાતુઓના સત્વપાતન, સત્વોની ભસ્મો, અભ્રકસત્વ, તુત્થ સત્વ, ભુનાગ સત્વ, શુદ્ધ નાગ, વઙ્નાગ, તાલ સત્વ, શીલા સત્વ, મ લ સત્વ, મલ્લતૈલ, અભ્રકદ્રુતિ, સૌભાગ્ય ક્ષાર, અગ્નિસ્થાયી નવસાર, અગ્નિસ્થાયી સુરોખાર વગેરે અનેક દ્રવ્યો જે પારદના અષ્ટસસ્કાર પછીના સસ્કારો માટે ઉપયોગ મા આવે છે તે બતાવ્યા હતાં સમેલનમાં ત્રણે દિવસોમા તેમનુ પ્રવચન રહેતુ એ ઉપરાત જામનગર અનુસ્નાતક અભ્યાસક્રમના રસશાસ્ત્રના પ્રોફેસર શ શ્રી વાસુદેવ મૂ દ્વિવેદીનુ પ્રવચન પણ થયું હતું આ વક્તાએ જામનગરની રસાયનશાળામા કરેલા પારદ ઉપરના અષ્ટસસ્કાર પછી વેધન સસ્કાર સુધીના સસ્કારોની સવિસ્તર માહિતી આપી હતી અષ્ટસસ્કાર શુદ્ધિપારદને ગ્રાસ આપવા માટે અભ્રકસત્વ ભસ્મ અને માક્ષિકસત્વ ભસ્મ સાથે સુવર્ણ ગ્રાસ (જારણા) પ્રત્યક્ષ કરી બતાવ્યો હતા

પારદ અનુસધાનનુ કાર્ય સારી રીતે અહીં ચાલી રહ્યું છે તે જાણીને આ સમેલનમા પધારેલા શ્રી નારાયણ સ્વામિ, જેઓ કનખલમા પારદ અનુસધાન કાર્ય કરી રહ્યા છે અને રસ ઉપર વિશિષ્ટ જ્ઞાન ધરાવે છે તેમણે શ શ શ્રી શાતિલાલ પ્રા. જોશીને રસાયનાચાર્યની માન૦ ઉપાધિ અર્પણ કરી હતી

આ ત્રણે દિવસમા બીજા પણ અન્ય વિદ્વાનોના પ્રવચનો થયાં હતા ત્રણે દિવસના

ભાઈ માનતા નથી આયુર્વેદને જો આજના વૈજ્ઞાનિક યુગમા ફક્ત ભારતમા જ નાજ્ય માન્યતા નહીં પણ સમસ્ત જગતની સઘળી વૈજ્ઞાનિક ચિકિત્સાપદ્ધતિની હરોળમા મુકવું હોય તો અથાગ આયુર્વેદના ખડીત અંગોની પુનઃ સ્થાપના માટે જ્યા જે કાઈ સારૂ હોય તે ત્યાથી ગ્રહણ કરીને પ્રગતિશીલ બનાવવુ જ પડશે અને તે માટે આયુર્વેદ પ્રયોગાત્મક બનીને પોતાની પ્રતિષ્ઠા પ્રસ્થાપિત કરી આગળ વધશે તો જ આયુર્વેદ આંતરરાષ્ટ્રિય ચિકિત્સાપદ્ધતિની હરોળમા ઉભુ રહી શકશે એમ તેઓ માને છે અમો પણ તેમની આ વિચાર શ્રેણીમાં સહમત છીએ

આયુર્વેદ એ એકલુ દવાનુ શાસ્ત્ર નથી કેવળ ચિકિત્સાશાસ્ત્ર નથી એમા આવશ્યક એવું જીવનશાસ્ત્ર છે એમા કેમેસ્ટ્રી છે, બોટની છે, સાઈકોલોજી છે, યુજેનીક્સ (પ્રજનન શાસ્ત્ર) છે, સોશીયોલોજી-સમાજ શાસ્ત્ર છે અને મનોવિશ્લેષણ શાસ્ત્ર પણ છે જીવનને પોષક સર્વ શાસ્ત્રોનો એમા સમન્વય છે એ બધુ એમણે અનેક દષ્ટાંતોથી સમજાવ્યુ છે

આપણા બધા શાસ્ત્રો બીજા શાસ્ત્રો માફક લખવા ખાતર લખાયેલા નથી પરંતુ એ મહર્ષિઓએ ચિરકાલીન તપશ્ચર્યાથી જે સત્યનું દર્શન અંતચક્ષુઓ વડે કર્યુ, પ્રજ્ઞાથી પારખ્યું તે બધુ આત્માની કલા સ્વરૂપ હોઈ આપોઆપ જ લિપિબદ્ધ થયું છે તેઓ વિશેષમા કહે છે કે "આયુર્વેદ એ કેવળ ચિકિત્સાશાસ્ત્ર જ નથી પરંતુ જીવનના સર્વાંગી વિકાસ માટે આવશ્યક એવુ જીવનશાસ્ત્ર (Science of life) છે અને એમા જગતને નવી દષ્ટિ આપવાની શક્તિ છે એટલાજ ખાતર હુ એને ચાહુ છુ " એમના આ ચાર પુસ્તકો પૈકી એમની "આયુર્વેદીય વ્યાખ્યાનમાળા", "અને આયુર્વેદ અને વૈજ્ઞાનિક દષ્ટિ" એ બે અમને વિશેષ ગમ્યા છે, વૈદ્યોની નાડી એ વિષયનો એમનો લેખ અને દેશી દવાઓની સમિતિઓનો લેખ ખુબ મનન કરવા યોગ્ય છે

આ સંગ્રહલેખો, ટુંકી નજર ધરાવતા ચિકિત્સકોને વિશાળ દષ્ટિ આપીને આયુર્વેદને સમજવામા ખુબજ અનોખી કેડી ચીંધશે આજના આ પ્રત્યક્ષવાદમા માનનારા જનસમાજને આયુર્વેદ તરફ વાળવો હશે તો આજની વૈજ્ઞાનિક દષ્ટિએ જ એમને આયુર્વેદ સમજાવવો પડશે

આયુર્વેદ ગ્રંથમાળાના આ ચારે પુસ્તકો પ્રકટ કરવા માટે ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલયને ધન્યવાદ ઘટે છે અને આયુર્વેદના સિદ્ધહસ્ત લેખક અને જ્ઞાનયોગીમા રા શ્રી બાપાલાલ ભાઈ ગુજરાતમા ઘણું જ ઉંચુ સ્થાન ધરાવે છે આ જ્ઞાનયજ્ઞને સદૈવ પ્રજ્વલીત રાખવા એમના દીર્ઘજીવન માટે અમો પ્રાર્થીએ છીએ

---

# સ્વીકાર અને સમાલોચના

આયુર્વેદ જગત (૨૦૦મો અંક) —

આયુર્વેદ જગતનો ૨૦૦મો અંક ફેબ્રુઆરી માસમા પ્રકટ થયો છે આયુર્વેદના પત્રકારિત્વના ક્ષેત્રમા રા રા પ્રતાપકુમારભાઈ અનોખુ સ્થાન ધરાવે છે સિત્તેર વર્ષ સુધી એકધારો આયુર્વેદ માર્ગનો એમનો પત્રકાર તરીકેનો પ્રયત્ન પ્રશસનીય છે આ વર્ષો દરમ્યાન આયુર્વેદના રાજકારણનુ જ્ઞાન વૈદ્યોને આ પત્ર દ્વારા ઘણુ પ્રાપ્ત થયુ છે એમના કેટલાક વિચારો સાથે આપણે કદાચ સમત ન હોઈએ છતા વિષયને સ્પષ્ટ કરવાની એમની લેખન શૈલીને ધન્યવાદ છે આ માસિક દ્વા૨ા આયુર્વેદ સાથે સંકળાયેલા રાજકારણને સમજાવવાની અને તે દ્વારા વૈદ્યોને સાચો માર્ગ બતાવવાની જે રીત એમણે ગ્રહણ કરી છે તે પ્રશસનીય છે શ્રી પ્રતાપકુમાર ભાઈ નિડરપણું, સ્પષ્ટ વક્તાપણુ, અને ધ્યેયને વળગી રહેવાના સિદ્ધાતમા મક્કમપણે માને છે તત્રીલેખમા તેમણે રજુ કરેલી નિખાલસતા તેમના અનેક દોષોને શુદ્ધ કરનારી અને ઉચ્ચતમ છે આ પત્રને અને તેના સચાલક રા રા શ્રી પ્રતાપકુમારને વધુ યશ અને કીર્તિ પ્રાપ્ત થાય એમ અમો ઇચ્છીએ છીએ

આયુર્વેદીય ચિકિત્સા સૂત્ર —

લેખક રા રા વૈદ્ય પ્રભુભાઈ મકનજી ભક્ત, આયુર્વેદાચાર્ય

પ્રકાશક—રા શ્રી ભુલાભાઈ મકનજી ભક્ત, મુ ઢીગસ, તા કામરેજ, ડી સૂરત

કિમત રૂા ૬—૦૦, ક્રાઉન ૧૬ પેજી, કુલ પેજ ૩૧૬

આ પુસ્તકની સમાલોચના હવે પછી આપવામા આવશે

---

# ✻ કેટલાક સમાચાર ✻

## (૧)

વૈદકીય તપાસ માટે વધુ એક સમિતિ—ભારત સરકાર તરફથી વૈદકના વિષય અગે એક સમિતિની ટૂકમા રચના થનાર છે એમ જાણવા મળે છે તા ૨૬મી માર્ચે ભારતના આરોગ્ય મત્રીશ્રી કરમારકરે પાર્લામેન્ટમાં જાહેર કર્યું હતુ કે ભારત આરોગ્યના ક્ષેત્રમા શુ પ્રગતિ થઈ છે, તે જાણવા માટે તેનો અદાજ કાઢવા, ભાવિ માર્ગનો કાર્યક્રમ ઘડી કાઢવા ઉચ્ચ કક્ષાની સમિતિ ટૂક સમયમા નીમાશે આ સમિતિના પ્રમુખપદે મદ્રાસ વિશ્વવિદ્યાલયના ઉપકુલપતિશ્રી એ એલ મુદલિયાર બેસશે અને દવાની વિવિધ શાખાઓમા

નામના પ્રાપ્ત કરેલ વ્યક્તિઓ સમિતિના સભ્ય હશે આ સમિતિ ટુકમા જાહેર થશે

(૨)

## આરોગ્યમત્રી મિશ્રસ્નાતકોની સહાયમા

તા ૨૦-૭-૧૯૫૯ની સવારે મુબઈની ધારાસભામાં વૈદકીયખાતાની લગભગ રૂ ૮ા કરોડની માગણીની ચર્ચા જ્યારે કરવામા આવી, ત્યારે તેના ઉત્તર રૂપે, આરોગ્યમત્રી શ્રી કન્નમવારે એમ કહ્યું હોવાનુ જાહેર થયુ છે કે જે ૨ ાતકો મિશ્રઅભ્યાસના પ્રમાણ પત્રો ધરાવે છે અને જે વિદ્યાર્થિઓ એ પ્રકારનુ શિક્ષણ આજે લઈ રહ્યા છે તેઓને ડાકટરી દવાઓનો ઉપયોગ કરવા દેવાની વિનતિ કેન્દ્ર સરકારને કરવા દેવામા આવી છે મુબઈ રાજ્યમા સ ર ચિકિત્સકોને તથા વિદ્યાર્થીઓને બન્ને પ્રકારના ઔષધોનો ઉપયોગ કરવા દેવાની બાહેધરી આપવામા આવી છે એટલે, ભાવીમા ભલે જુદી વ્યવસ્થા થાય પરતુ અત્યારે, જેઓ એ ધધામા છે તેઓને બ ને પ્રકારના ઔષધોનો ઉપયોગ કરવા માટેની રજા મળવી જોઇએ

શ્રી આરોગ્યમત્રીએ એમ પણ જાહેર કર્યુ હતુ કે વૈદકીય કાયદાઓનુ એકીકરણ કરતો ખરડો ધારાસભાની હવે પછીની બેઠકમા રજુ કરવામા આવશે અને તે વખતે આયુર્વેદ અને એલોપથીનો મિશ્ર અભ્યાસક્રમ ચાલુ રાખવો કે કેમ તેની વિચારણા કરવામા આવશે (સકલિત)

(૩)

## સૌરાષ્ટ્ર વૈદ્યસભા

### મોરબી ખાતે મળનારૂ અધિવેશન

હવે પછીના મે માસની તા ૨ અને ૩ ને રોજ સૌરાષ્ટ્ર વૈદ્ય સભાનું અધિવેશન મોરબી ખાતે ભરવાનો નિશ્ચય લેવામા આવ્યો હોઈ સ્થાનિક કાર્યકર્તાઓ તે પરત્વેની તૈયારીમા મગ્ન બ યા છે સૌ વૈદ્ય સભાની કાયવાહી સમિતિની બેઠક તા ૨૯-૨-૫- ને રોજ મોરબી ખાતે મળતા સદર બેઠકમા મોરબી વૈદ્ય સભાના સર્વે સભ્યોએ પણ હાજરી આપી હતી અને ચોથુ સૌરાષ્ટ્ર વૈદ્ય સમ્મેલન ઉપરોકત તિથિઓએ મેળવવાનો નિશ્ચય કરવામા આવ્યો હતો બેઠકના પ્રમુખસ્થાને વૈ દેવેન્દ્ર દેસાઈ (ભાવનગર) હતા

સમ્મેલનને નિમત્રણ આપનારી સ્વાગત સમિતિના પ્રમુખપદે સુપ્રસિદ્ધ ઉદ્યોગપતિ શ્રી પરશુરામ ગણપુલેની યોજના થઈ છે અને કાયવાહક પ્રમુખ તરીકે સૌરાષ્ટ્રના ભૂતપૂર્વ આયુર્વેદ નિયામક વૈદ્ય વાસુદેવ મૂળશકર દ્વિવેદીની વરણી થઈ છે સ્વાગત સમિતિના મત્રીપદોએ વૈ હેમશકર વ્યાસ અને વૈ વસતરાય ભટ્ટ યોજાયા છે

આ અધિવેશનના પ્રમુખસ્થાને જામનગર ખાતેની ગુલાબકુવરબા આયુર્વેદીય સસ્થાના મત્રી વૈ બાલકૃષ્ણ હરિરામ દવેની વરણી થઈ છે



# ઝંડુ કેસરી જીવન

આ કેસરી જીવન તાજા લીલાં આમળામાંથી બનાવેલા ચ્યવનપ્રાશાવલેહ (જીવનમાં) રસસિંદૂર અભ્રકભસ્મ કેસર કસ્તુરી તથા બીજા અનેક દિપનપાચન પૌષ્ટિક વસાણાઓથી ભરપૂર છે

આ કેસરી જીવનથી શરીરમાં બળ આવે છે આબાલ વૃદ્ધ સ્ત્રી પુરૂષની દરેક પ્રકારની નિર્બળતામાં ઉપયોગી છે

રતન ૦|| ની બાટલી ૧ ની કિંમત રૂ. ૨-૮-૦
રતન ૧ ,, ,, ,, ,, રૂ. ૮-૮-૦






झंडु केसरी जीवन

शारीरिक और मानसिक शक्ति बढानेवाला स्वादिष्ट, पौष्टिक चाटण.

વધુ માટે પુછો
ઝંડુ ફાર્માસ્યુટિકલ વર્કસ લિમિટેડ,
ગોખલે રોડ (દક્ષિણ) પો. બો. નં. ૭૧૫,
મુંબઈ-૨૮

ઝંડુ ફાર્માસ્યુટિકલ વર્કસ લિ. વતી તંત્રી શ્રી ગોપાલ મ. પરીખ ગોખલે રોડ (દક્ષિણ) મુંબઈ ૨૮
મુદ્રક અને પ્રકાશક : જયંતીલાલ મોરારજી મહેતા, આનંદ સમાચાર પ્રેસ, ... પાસે, ભાવનગર



# આયુર્વેદ વિજ્ઞાન

વૈદક સિદ્ધાંતોને તુલનાત્મક દૃષ્ટિથી તથા અનુભવની દૃષ્ટિથી ચર્ચનારૂં માસિક

પુસ્તક ૭ ] વૈશાખ ૨૦૧૫ મે ૧૯૫૯ [ અંક ૮

नमामि धन्वन्तरिमादिदेवं सुरासुरैर्वन्दितपादपद्मम् ।
लोके जरारुग्भयमृत्युनाशं धातारमीशं विविधौषधीनाम् ॥






तदेव युक्तं भैषज्यं यदारोग्याय कल्पते ।
स चैव भिषजां श्रेष्ठो रोगेभ्यो यः प्रमोचयेत् ॥

આદ્ય તંત્રી સ્વ. રા. ના. દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી

કાર્યવાહક તંત્રી રા. રા. શ્રી. ગોપાલ મ. પરીખ.

સહાયક તંત્રી નવનીતલાલ બ. પંડ્યા, એલ. એ. એમ., ડી. એ. એસ. એફ. (બોમ્બે).

ઝંડુ ફાર્માસ્યુટિકલ વર્કસ, લિમિટેડ, તરફથી,
ગોખલે રોડ (દક્ષિણ) મુંબઈ ૨૮

# અનુક્રમણિકા



---

## વિજ્ઞપ્તિ

આયુર્વેદ વિજ્ઞાનનો આ અંક વાંચીને આપ જાણી શકશો કે આયુર્વેદના વિજ્ઞાનને સ્પષ્ટ કરતા માર્મિક લેખોનો આમાં સમાવેશ કરવામાં આવ્યો છે

આયુર્વેદના જ્ઞાન અને પ્રચાર માટે વૈદ્યોને વૈદ્યકના વિદ્યાર્થીઓને ઉપયોગી નીવડે તેવું આ માસિક છે સામાન્ય સ્વાસ્થ્ય કેમ પાળવું અને રોગોથી કેમ બચવું તે વિષે પણ આ માસિકમાં માર્ગદર્શન કરાવવામાં આવ્યુ છે આ માસિક દર અંગ્રેજી મહીનાની પંદરમી તારીખે પ્રગટ થાય છે લવાજમ ફક્ત રૂ ૪– – (પરદેશના રૂ ૬– –) ટપાલ ખર્ચ સહિત રાખવામાં આવ્યુ છે લાઇબ્રેરીઓ દ્વારા આ માસિકનો બહોળો પ્રચાર થાય તે હેતુથી લાઇબ્રેરીઓ માટે લવાજમ ફક્ત રૂ ૩– – રાખવામાં આવ્યુ છે અત્યારના આ જમાનામાં આ લવાજમ ઘણું ઓછુ છે છતાં આયુર્વેદની સેવા ખાતર અમોએ લવાજમ ઓછુ રાખ્યુ છે આશા છે કે આપ સર્વે વૈદ્ય બંધુઓ આ માસિકના ગ્રાહક જેમ બને તેમ જલદીથી થઈ જશો તેમજ આપના બીજા ઇષ્ટ મિત્રોમાં તેનો પ્રચાર કરી વધુને વધુ ગ્રાહકો કરી મોકલશો અગર વી.પી.થી. મંગાવી મોકલવા માટેના નામ લખી મોકલશો એવી વિનંતિ.


પત્રવ્યવહારનું સરનામું

તંત્રી

**આયુર્વેદ વિજ્ઞાન,**

**૩–૪૪ ફાર્માસ્યુટિકલ વર્ક્સ લિ.**

ગોખલે રોડ (દક્ષિણ) મુંબઈ ૨૮

# આયુર્વેદ વિજ્ઞાન

प्रत्यक्षतो हि यद्दृष्टं शास्त्रदृष्टं च यद्भवेत् ।
समासतस्तदुभयं भूयो ज्ञानविवर्धनम् ॥

| | | | |
|---|---|---|---|
| પુસ્તક ૭ | આદ્ય તંત્રી | સદ્‌ગત દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી | વૈસાખ ૨૦૧૫ |
| | કાર્યવાહક તંત્રી | શ્રી. ગોપાલ મ. પરીખ | |
| અંક ૮ | સહાયક તંત્રી | શ્રી નવનીતલાલ બ પંડ્યા | મે ૧૯૫૮ |
| | | ઝંડુ ફાર્મસી તરફથી | |

## સોમનાથી તામ્રભસ્મ

લેખક—વૈદ્યરાજ વાસુદેવ મૂ દ્વિવેદી પ્રાધ્યાપક, રસશાસ્ત્ર-ભૈષજ્ય કલ્પના આયુર્વેદીય-
અનુસ્નાતક અભ્યાસક્રમ-જામનગર

[ પ્રસ્તુત લેખના મૂળ લેખક રા રા વૈદ્યરાજ વાસુદેવ મૂળશંકર દ્વિવેદી છે તેઓશ્રી સૌરાષ્ટ્રના ભૂતપૂર્વ આયુર્વેદ ડાયરેક્ટર હતા હાલમાં તેઓ પોસ્ટ ગ્રેજ્યુએટ ટ્રેઈનીંગ સેન્ટર ઇન આયુર્વેદમાં રસશાસ્ત્ર અને ભૈષજ્ય કલ્પના વિભાગમા સીનીયર પ્રોફેસર છે આ ઉપરાંત હોસ્પીટલ સુપ્રીટેંડંટ તરીકે તથા સંસ્થાના ફાર્મસી વિભાગના અધ્યક્ષ તરીકે સ્થાન ભોગવે છે

આયુર્વેદીય અનુસ્નાતક અભ્યાસક્રમમા ભૈષજ્ય કલ્પનો અને રસશાસ્ત્રનો વિષય ઘણો જ ગંભીર નાથી શીખવાય છે પારના અષ્ટસંસ્કારો સત્વપાતન ક્રિયા જારણ અને મૂર્ચ્છન ક્રિયા વગેરે પ્રાયોગિક જ્ઞાન વિદ્યાર્થીઓને અપાય છે રસશાસ્ત્રના વિષયમાં આપ ક્રિયાકુશળ વિદ્વાન છો તેમજ એક સારા વક્તા હોવાને લીધે અધ્યાપનનું કાર્ય પણ સંભાળી વિદ્યાર્થીઓનો પ્રેમ સંપાદન કરો છો

સોમનાથી તામ્રભસ્મ ઉપરનો આપનો આ લેખ સંશોધનાત્મક ભૂમિકા ઉપર રચાયેલો છે આપને ત્યાં થતા બીજા પ્રયોગો ઉપર પણ આપ વિદ્યાર્થીઓ પાસે સંશોધનાત્મક અને પ્રયોગાત્મક આધાર સહિત અન્ય નિબંધો લખવા પ્રેરણા આપો છો

આપનો આ લેખ અમોને ઉચ્ચ કક્ષાનો લાગવાથી ધન્વન્તરીના વિશેષાંકમાંથી સાભાર અનુવાદ સહિત ઉધ્ધૃત કર્યો છે

અનુવાદક—નવનીતલાલ પંડ્યા ]

### (૧) નામાભિધાન અને ઉદ્દેશ —

પ્રગતિશીલ માનવ માર્ગમા અંતરાય સ્વરૂપ રોગોને દૂર કરનાર, ચિકિત્સક વર્ગને સુપરિચિત આ ભસ્મ સૌથી પ્રથમ ક્યારે અને કોની મારફત પ્રસિદ્ધિમા આવી તે અંગે વિચાર કરતા જણાય છે કે રસશાસ્ત્રના ગવેષણકાળમાં એટલે કે ઈ સ ૧૨મા શતકમા સોમનાથ નામના એક સુયોગ્ય ચિકિત્સક થઇ ગયા તેમણે પોતાના નામથી એક સંગ્રહ ગ્રંથ બનાવ્યો તેમાં એણે પોતે સંશોધન કરેલા એવા કેટલાક યોગો પણ લખ્યા. જો કે આ ગ્રંથ હાલમા જોવામા આવતો

નથી છતા રસકામધેનુ વગેરે સ ગ્રહ ગ્રથોના રચના કાળમા અવશ્ય મળતો હશે રસકામ ધેનુમા 'સોમનાથ સ ગ્રહે' એમ પદ કેટલેક સ્થળે લખાયેલુ છે એટલે આપણુને ૧૭મા સૈકા સુધી (રસકામધેનુનો કાળ) તે ગ્રથની ઉપલબ્ધિનું પ્રમાણુ મળે છે આચાર્ય સોમ નાથે તામ્રભસ્મના ચાલુ પ્રકારોમા તામ્ર સાથે પારદ–ગ ધક–હરતાલ અને મનશીલનો યોગ કરી એક વિશિષ્ટ યોગ બનાવવાનું વિધાન કરેલુ છે આ પાઠનો અક્ષરશ રસે દ્ર ચૂડામણી વગેરે ગ્રથોમા ઉધ્ધૃત થયેલો છે આ સોમનાથી તામ્રભસ્મ જુનામા જુની બારમી કે તેરમી શતાબ્દિના મધ્યકાળમા બનેલા રસે દ્ર ચૂડામણી નામક ગ્રથમા મળે છે રસેન્દ્ર ચૂડામણીનો કર્તા સોમદેવ આ સોમનાથથી જુદો હતો એ તો નિશ્ચિત છે નહીં તો "तत्सोमनाथाभिधम्" એમ આ સોમનાથી તામ્રભસ્મના અ તિમ પાદમા 'तत्सोमदेवाभिधम्' એ પદ છ દોભ ગ કરી લખી શકાત આથી બારમી શતાબ્દીની લગભગ રસે દ્ર ચૂડામણીના સમાન કાળમા આ સોમનાથે આ પ્રકાર તૈયાર કર્યો અને તેનું નામ પોતાના નામ અનુસાર રાખ્યું વૈયાકરણો તેની નિરૂક્તિમા કહે છે કે– 'सामनाथेन निवृत्तामस्म तेन निवृत्तम् । (पा ४ २–६८)" આ પ્રકારે નામાભિધાનનુ મહત્વ વિચારતા જ્યારે આપણે આ યોગના ઉદ્દેશનો વિચાર કરીએ છીએ તો આપણુને જણાશે કે 'તામ્રભસ્મ' નામથી પ્રધાન દ્રવ્ય તામ્રની સાથે —" अल्पमात्रोपयोगित्वादरुचेर प्रसगत' क्षिप्रमारोग्यदायित्वादौषदम्वोऽधिका रस "। તેને નાની માત્રામા શરીરને ઉપ યોગી બનાવવા માટે, અરૂચીકરત્વ દોષ દૂર કરવામાટે અને શીઘ્ર–જલ્દી આરોગ્ય મેળવવા માટે શુદ્ધ પારદના પારદીય દોષોને દૂર કરી સાથે સાથે ગુણ વધારનાર ગુણ્વારિ (તામ્રની શીઘ્ર ભસ્મ કરવાવાળો) ગ ધક સૂક્ષ્મ સ્રોતો ગામી હોવાથી તથા સ પૂર્ણ શરીરમા એકદમ પ્રભાવ કરવાવાળો હોવાથી તથા વિષ (મદઘ્ન) યોગીક હરતાલ અને શ્વાસકાસઘ્ન મનશિલનો સયોગ કરી એક વિશિષ્ટ પ્રભાવશાળી યોગ બનાવવાનું વિધાન છે

સોમનાથી તામ્ર અંગેનુ કોષ્ઠક —

| | ગ્ર થાધાર | સમય શતાબ્દી | સમગુણ ગધક | દ્વિગુણ ગ ધક | અગ્નિમાત્રા | ય ત્ર | વિશેષ |
|---|---|---|---|---|---|---|---|
| (૧) | રસે દ્ર ચૂડામણિ | ૧૨મી સદી | + | — | ૧ યામ | ગજ ય ત્ર | |
| (૨) | રસપ્રકાશસુધાકર | ૧૩મી સદી | + | — | | " | |
| (૩) | રસરત્નસમુચ્ચય | ૧૩મી સદી | + | — | | | |
| (૪) | રસપદ્ધતિ | ૧૬મી સદી | — | + | | ભાંડય ત્ર | |
| (૫) | આયુર્વેદપ્રકાશ | ૧૭મી સદી | + | — | | ગજય ત્ર | |
| (૬) | રસકામધેનુ | ૧૭મી સદી | + | — | | | |
| (૭) | રસચૂડામણિ | ૧૭મી સદી | — | + | અડધો દિવસ | વાલુકાય ત્ર | |
| (૮) | યોગરત્નાકર | ૧૭મી સદી | + | — | યુગ (૪) યામ | | |
| (૯) | રસપદ્ધતિટીકા | ૧૭મી સદી | + | — | ૧ યામ | ગજય ત્ર | પશ્ચાત |
| (૧૦) | રસતરંગીણી | ૨ મી સદી | ½ ગધક | — | ૧૨ પ્રહર ગજપુટ | વાલુકાય ત્ર શરાવપુટે | તીવ્રમ |
| (૧૧) | રસયોગસાગર | | — | + | અડધો દિવસ | વાલુકાય ત્ર | તાલ ૨ |
| (૧૨) | ભારતભૈષજ્યરત્નાકર | | + | — | ૧ યામ | ગજય ત્ર | |

(२) પાઠનિર્ણય —સોમનાથી તામ્ર ભસ્મના મુખ્યત્વે બે પાઠ ઉપલબ્ધ છે અને તેજ પાઠોનો લગભગ બાર તેર ગ્રંથોમા ઉલ્લેખ છે એમા પણ પહેલા પાઠમા થોડો ફેરફાર કરેલો, અગ્નિમાત્રામા, પાકના ક્રમમા, અને યત્રનો પાઠભેદ લેવામા આવે છે વિદ્વાન વૈદ્યો સમક્ષ આ બને પાઠ હુ મૂકુ છુ (અન્ય પાઠાન્તરો સાથે)

પાઠ १ —

शुल्व तुल्येन सूतेन बलिना तत्समेन च ।
तदर्धाशेन[1]तालेन शिलया च तदर्धया ॥
विधाय कज्जलीं श्लक्ष्णा भिन्न कज्जल सन्निभाम् ।
यत्राध्याय विनिर्दिष्टे[2] गर्भयत्रे दृढान्तरे ॥
२ क-कज्जली ताम्रपत्राणि पर्यायेण विनिक्षिपेत् ।
२ ख-प्रपचे याम पर्यन्त स्वागशीत [3] प्रचूर्णयेत्[4, 5]।
तत्तद्रोगहरानुपानसहित ताम्र द्विवल्लोन्मितम् ।
सलीढ परिणाम शूलमुदर शूल च पाण्डुज्वर ॥
गुल्मप्लीह यकृत्क्षयाग्निसदन मेह च मूत्रामयम् ।
दुष्टा च ग्रहणीं हरेद्ध्रुवमिद [1]तत्सोमनाथाभिधम् ॥
(रसेन्द्र चूडामणि अ १४)

પાઠભેદઃ—

१ तदर्ध એટલે કે પાર થી અડધુ તાલ અને તાલથી અડધુ મનશીલ (આયુર્વેદપ્રકાશ)

२-वालुकायन्त्रगपचेत એમ પાઠભેદ છે

२ क-कज्जल्या ताम्रपत्राणि पर्यायेण विलेपयेत् ।
२ ख-प्रपचे युगयाम तु स्वागशीत समुद्धरेत् ॥
(આ પાઠાંતર છે-યોગરત્નાકર)

३-समुद्धरेत् (રસકામધેનુ)

४-विचूर्णयेत् (રસરત્નસમુચ્ચય)

५-" यतस्या पच खल्वे पिष्ट विधायकाच कूप्या वालुकायन्त्रे द्वादश प्रहर तीव्र वह्नि दत्वा रसभस्माकृति ताम्र जायते " इति अधिक पाठ क्वचिदुपलभ्यते (રસપદ્ધતિ ઉપર બિંદુની ટીકા)

१-श्रीसोमनाथाभिधम् (ભારતભૈષજ્યરત્નાકર)

કેવળ રસચૂડામણીમા જ નીચે મુજબ એક શ્લોક વધારાનો લેવામા આવે છે-

पतत्ताम्रमम नान्य मधूर दोषवर्जितम् । नान्य त्रिदोष दोषघ्न वृष्य रसरसोचित नृणाम् ॥
(र चू १४ ६९)

આ પ્રકારે આ પ્રથમ પાઠના મૂળ દ્રવ્યોના પ્રમાણમા જરાક પણ પરિવર્તન ન કરતા પાછલા છ ગ્રંથોના પાઠોથી જેમા અગ્નિમાત્રા, અને પાકાર્થ યત્રનુ પરિવર્તન કે પરિવર્ધન લેવામા આવે છે

(૩) મૂળ દ્રવ્યોના પ્રમાણનો નિશ્ચય —

ઉપર લખેલ પાઠ અનુસાર જેટલા તામ્રની ભસ્મ કરવાની હોય તેની બરાબર પારદ અને ગધક લઇ ગધકથી અરધી માત્રામા હરતાલ અને હરતાલથી અરધી માત્રામા મનશીલ લેવાનું કહ્યુ છે એટલે તામ્ર, પારદ અને ગધક એ ત્રણે સમાન માત્રામા લેવુ જોઇએ

મૂળ દ્રવ્યોનું પ્રમાણ નક્કી કરતા કેટલાક વૈદ્યો 'शुल्व तुल्येन सूतेन' એ પદ અનુસાર તામ્ર અને પારદ १-१ ભાગ અને "बलिना तत्समेन च" એ પદથી ગધક બે ભાગ (તામ્ર અને પારદના પ્રમાણમા), तदर्धांशेन तालेन એટલે १ ભાગ (ગધકથી અડધી), અને शीलया च तदर्धया અડધો ભાગ (હડતાલથી અડધો ભાગ) મનશીલ નાખવી એમ અર્થ કરે છે જે રસયોગ સાગરના બીજા પાઠ અનુસાર સગતો છે बलिना तत्समेन च ના અર્થમા तयो=ताम्र पारदयो समेन बलिना=तत्समेन बलिना એમ અર્થ કરે છે જો આમ થાય તો અન્વયના આ સિદ્ધાતનુ અવલબન આગળ બીજા અર્થો માટે કરવું પડશે અને તેથી

ઉત્તરોત્તર પ્રગતિશીલ અને વિમસમાન વિજ્ઞાનના આધાર પર અમોએ રસતરંગીણીના ગજપુટનુ તથા યોગરત્નાકરના ૪ યામનુ વિધાન જોઈને અને "न विष विष मित्याहु ताम्र तु विषमुच्यते" ઈત્યાદિ પ્રમાણોથી તામ્રના આઠ વિષોના સંઘાત યુક્ત સોમલના યોગને બરાબર પકાવીને તૈયાર કરવો જોઈએ એ રીતે તામ્રના લુકશા રકારક ગુણોનો વિચાર કરી વાલુકા યંત્રમા ૩૬ કલાક પાક કરવાનું વિધાન નક્કી કર્યું આ ક્રમ મુજબ પાચ છ વાર જુદી જુદી રીતે ઔષધ તૈયાર કરવામા આવ્યુ જેનાથી અવશ્ય કંઈક લાભ પણ થયો એનું વર્ણન આ લેખમા આગળ કરેલુ છે ૩૬ કલાકના અગ્નિ માપ માટે અમોને રસ પદ્ધતિના ટીકાકાર બિંદુનુ સમર્થન મળ્યું છે 'पतस्यापव खत्रे पिष्ट विधाय काचकूप्या घालुका यन्त्रे द्वादश प्रहर तीव्र घर्ह्नी दत्वा रसभस्मद्दति ताम्र ज्ञायते"

(રસપદ્ધતિ બિંદુટીકા પૃષ્ઠ ૨૫)

## (૫) પ્રત્યક્ષ વિચારણીય મુદ્દા —

અમોએ સૌ પ્રથમતાબાના તાર મંગાવ્યા જે ઇલેકટ્રીકમા ઉપયોગી છે તેના ઇલેકટ્રીક પ્રેસમા મોકલી પાતળા પતરાં કરાવ્યા જે કંટકવેધી બન્યા હતા આ તામ્રપત્રના નાના ટુકડા હાથથી તોડી તેમાથી ૧૦ તોલા તામ્ર શોધવા માટે સોમનાથી તામ્રભસ્મ કરવા માટે લીધુ આ તામ્રને 'तेले तक्रे" ઈત્યાદિ ક્રમથી તેલ તક્ર, ગોમૂત્ર, કાજી, કળથીનો ક્વાથ વગેરેમા પ્રત્યેકમા સાત સાત વાર તપાવીને બુઝાવ્યુ ત્યારપછી વિશેષ શુદ્ધિ દોલાયંત્રમા કાજીમા અષ્ટમાશ સીંધવ નાખીને કરવામા આવી

આ પ્રમાણે શુદ્ધિ કર્યા પછી તામ્ર ૮ તોલા અને ૯૦ રતી થયુ આ તામ્ર સાથે પારદ ૧૦ તોલા શુદ્ધ ગંધક તો ૧૦, શુદ્ધ હડતાલ તો ૫ શુદ્ધ મનશીલ તો રાા લઈ યોગ તૈયાર કર્યો

સૌ પ્રથમ તામ્રના ચૂર્ણને પારદ સાથે ઘુંટી પછી ગંધક નાખી ઘુંટયું અને કજ્જલી બનાવી જ્યારે પારદ, ગંધક અને તામ્ર બરાબર મળી ગયા ત્યારે પણ તામ્રની ઝીણી ઝીણી ચમક દેખાતી હતી ત્યારપછી હડતાલ અને મનશીલનુ ચૂર્ણ મેળવવામા આવ્યું આ પ્રમાણે મિશ્રણ તૈયાર કરવામા ૧૦ દિવસ લાગ્યા

પછી પકાવવા માટે શાસ્ત્રમા કહેલા પ્રમાણ મુજબ સાતવાર કપડમીટ્ટી કરેલી શીશીમા, બીજી વાર બીજા પ્રકારને સાધારણ શીશીમા, ત્રીજા પ્રકારને શરાવસંપુટમા અને ચોથા અને પાચમા પ્રકારને કાચની શીશીમાજ રાખી વાલુકા યંત્રમા પ્રથમ ૨૪ કલાક પછી ૨૮ કલાક, બીજાને ૩૬ કલાક, ત્રીજાને ૧૨ કલાક અને ચોથા તથા પાચમાને ૩૬-૩૬ કલાકનો ક્રમાગ્નિ આપવામા આવ્યો હતો

પહેલા પ્રકારમા સાતવાર કપડમીટ્ટી કરેલી શીશીમા ઔષધી ભરીને વાલુકાયંત્રમાં મુકી તાપ આપવામા આવ્યો સવારે ૬ાા વાગે અગ્નિ આપવો શરૂ કર્યો તે વખતે તાપમાન ૨૫ સે હતું પછી ધીરે ધીરે તાપ વધતા વધતાં રાત્રે ૮ાા વાગે શીશીમાથી લાલ ધુમાડી નીકળવા લાગી આ વખતે તાપમાન ૨૩૫°સે હતું રાત્રે ૧૦ાા વાગે ૨૯૦°સે તાપમાન વખતે શીશીનુ તળીયું લાલચોળ

હતું શીશીના મુખ ઉપર તામ્રપત્ર મુકી જોયુ તો તેની ઉપર પારા કણ દેખાવા લાગ્યા રાત્રે ૨ાા વાગે ૩૯૦°સે તાપમાન વખતે ગંધકનો ધુમાડો નીકળતો ન હતો. શીશીનુ તળીયુ લાલ હતું ત્યારે શીશી ઉપર ડાટો લગાડવામા આવ્યો બીજે દિવસે સાજના પા વાગ્યા પછી ૩૫૦ સે તાપમાન પછી અગ્નિ આપવો બધ કર્યો અને એ રીતે રાત્રે ૯ાા વાગે સ્વાગશીત થયો ત્યારે તાપમાન ૫૦°સે હતું આ પ્રમાણે કુલ ૩૬ કલાક અગ્નિ આપ્યો

અહીં વાલુકાયત્ર માટીના ઘડામા તૈયાર કરવામા આવ્યુ હતું અને લાકડાનો અગ્નિ આપવામા આવ્યો હતો ગધકનુ જારણ થયુ ત્યા સુધી વારવાર શીશીનુ મોઢુ તપ્તશલાકાથી સાફ કરવામા આવતું હતું શીશીનું મોઢુ ગધકનું સપૂર્ણ જારણ થયા બાદ બધ કર્યું હતું શીશીને ડાટો મારવા માટે અગાઉથી તેના મુખના માપનો ઈટનો ટુકડો તૈયાર કરી બુચ બનાવવામા આવ્યુ હતું તપ્તશલાકાથી જોતા તેની ઉપર શીશીના તળીયેથી જે માલ ચોટીને આવતો તેને ખરલમા નાખી ઘુટી જોતાં જ્યારે તે બરાબર લાલ બનેલો જણાયો ત્યારે મુખમુદ્રા કરી હતી મુખમુદ્રા ડાટા ઉપર મુલતાની માટીનીજ કરવામા આવી હતી શીશીના ગળાની આજુબાજુથી તપેલી રેતી દૂર કરવામા આવી હતી જેથી કઠપ્રાપ્ત માલ કઠમા ઓછી ગરમી લાગવાથી ત્યાજ ચોટી જાય છેવટના વખતે મધ્યમાગ્નિ અપાતો હતો એને એક કલાક સુધી એમજ રાખી પછી તીવ્ર અગ્નિ આપવામા આવ્યો હતો

બીજે દિવસે સ્વાગશીત થયું, એટલે કપડમીટી સાફ કરી જોયું તો કૂપીના કઠમા અને તળભાગમા ઔષધ હતું શીશીને કેરોસીન ભીંજવેલો દોરો વીંટી તે સળગાવી તેની ઉપર પાણીની પટ્ટી મુકી કે જેથી શીશીના માપસરના બે ટુકડા થઈ ગયા

કુપીકઠસ્થદ્રવ્ય=- તોલા ૭૨ રતી હતું
કુપીતલસ્થદ્રવ્ય=૧૦ તોલા ૪૮ રતી હતું
મૂળ દ્રવ્ય=૩૬ તો ૪૨ રતી હતું
દ્રવ્ય બનાવતા ઉડી ગયું=૯ તો ૧૮ રતી
અગ્નિ કુલ ૩૪ કલાક અપાયો હતો

અહીં અમને એમ લાગ્યુ કે શીશીના તળીયે જે માલ રહ્યો છે તે કઈક વધારે રહ્યો છે આ અગ્નિ ઓછો મળવાથી હશે એટલે ૧૨થી ૧૮ કલાક સુધી વિશેષ અગ્નિ આપવામા આવ્યો હોત તો કદાચ અવશ્ય કઠમા વધારે દ્રવ્ય મળ્યુ હોત આ વિચારને ફરીથી અમલમા મુકયો અને તલસ્થદ્રવ્યને ઘુટી શીશીમા ભરી શીશીના મુખ ઉપર મુદ્રા લગાડી (ગધકનુ જારણ અગાઉ થઈ ગયુ હતું તેથી) ૨૮ કલાક સુધી તીવ્ર અગ્નિ આપવામા આવ્યો ૭ કલાક પછી શીશીના ગળા આગળ તાપમાન ૩૦૦ સે હતું અને શીશોના તળીયે ૫૦૦ ડીગ્રી સુધી હશે (સાધનના અભાવથી તે માપી શકાયું ન હતું)

વિશેષ વિવરણ—અહીં પારદ અને સોમલના ઉત્થાપનાકથી પણ વધુ અગ્નિ આપવાનું આવશ્યક હતું આથી અમોએ કુપીપકવ માટેની ભઠ્ઠી વિશેષ રીતથી તૈયાર કરી હતી (આમા ૫૦-૨૨ કોલસા સળગે છે વાલુકાયત્ર લોખડનું બનાવાયુ હતું આ વાલુકાયત્રનો ⅔ ભાગ ભઠ્ઠીમા રહેતો હતો એટલે અગ્નિનો

તાપ વાલુકા યત્રને બરાબર લાગતો હતો) અને તેમા પાક કરવામા આ યો હતો

બીજી વખત કુપીપકવ ચઢાવ્યું ત્યારે તેમાથી ઉર્ધ્વંસલગ્ન સિંદુર=૯ તોલા ૪૦ રતી હતું તલસ્થતામ્રયૌગિક ૧૬ તોલા ૪૮ રતી હતું શીશીના મુખ ઉપર છુટો પારદ ૪૫ રતી હતો (આ પારદ અગ્નિની વધુ માત્રા અપાયાથી છુટો પડી ગયો હશે) આ પ્રમાણે બીજી વખતના પાકથી કોઇ લાભ ન થયો પણ વધારાના પારદને લીધે નુકશાન જ રહ્યું

આથી અમો એવા નિર્ણય ઉપર પહોચ્યા કે તામ્ર પોતાના મિત્ર વર્ગને પકડીને પોતાની સાથેજ રાખે છે અને પારદને અગ્નિસ્થાઇ બનાવવામા મદદ કરે છે નહીં તો તામ્રના પ્રમાણમા વધારો થઈ શકેજ નહીં ઉપરવાળો માલ આપણને ૧૦થી ૧૪ તોલા સુધી મળે છે જેમા દસ તોલા પારદના નિશ્ચિત પ્રમાણના નિયમથી (Acording to law of Proportion) આ તોલ પુરતા પ્રમાણમા આપણને મળે છે પરિણામે અમોએ તલસ્થ ભસ્મનું વિશ્લેષણ કરાવ્યુ તો તેમા તામ્રની સાથે પારદ, ગધક, અને મલ્લના અશો પણ જણાયા હતા આથી નીચેની કાવ્યયુક્તિ પ્રમાણે "तन्मित्रमापदि सुखे च समक्रिय यत्" યથાથ જણાયુ આથી આપણા ભુલાઈ ગયેલા રસશાસ્ત્ર ઉપર શ્રદ્ધા વધુ બેઠી જેના પરિણામે માત કી ગુટી વગેરેનુ પ્રત્યક્ષ કર્યુ એનો વિચાર ભવિષ્યમા કરીશું જેમા અમોએ પારદને અગ્નિસ્થાઇ બનાવ્યો છે

ઉપરના વિધાનમા વિશેષ સ્પષ્ટિકરણ મેળવવા અમોએ બીજીવાર ૧૦ તોલા તામ્રના પ્રમાણમા યોગ તૈયાર કરી ૩૬ કલાક વાલુકા યત્રમા શીશીમા પાક કર્યો એનું પણ પરિણામ પૂર્વવત્ હતું આ પ્રયોગથી અમોને દઢ ખાતરી થઇ હતી અને ભવિષ્યનો માર્ગ સ્પષ્ટ થયો હતો તે છતા અમોએ રસપ્રકાશ સુધાકરના પાઠ મુજબ ૧૦ તોલા તામ્રના પ્રમાણમા અન્ય દ્રવ્યો મેળવી માટીના વાસણમા વાલુકાયત્ર તૈયારી શરાવસપૂટમા ઔષધ મુકી યોગરત્નાકરની વિધિ મુજબ બાર કલાક અગ્નિ આપ્યો શરાવસપૂટ વાલુકાયત્રની મધ્યમા મુકી ઉપર નીચે વાલુકા ભરી હતી શરાવની ઉપરની રેતીનુ ઉષ્ણતામાન ૩૦૦°સે થી ૫૦૦°સે સુધી હશે બાર કલાક બરાબર અગ્નિ આપ્યા પછી સ્વાંગ શીત થયે કાઢયુ તો સપુટમા તામ્રભસ્મ બનેલી હતી તામ્રપત્ર ભસ્મ જેવા બની ગયા હતા હાથના મૃદુ સ્પર્શથી પણ તે ભસ્મ જેવા બની જતા

ગૃહીતદ્રવ્ય-૩૭½ તોલા હતું જ્યારે ભસ્મ તૈયાર થઇ ત્યારે ૨૨½ તોલા થયું હતું આ યોગને ત્રણ વખત બનાવતા બે વસ્તુ જાણવામા આવી એક વાત એ કે પહેલી રીત મુજબ બનાવતા બે વખત શીશી ચઢાવવી પડી ત્યારે માલ બરાબર તૈયાર થયો જ્યારે બીજી રીત મુજબ એકજ વખતમા ઔષધ તૈયાર થયું આ પ્રમાણે બે વાર એકજ ક્રમથી અને એકવાર બીજી રીતથી તૈયાર કરતા અમોએ એ નિર્ણય કર્યો કે વાલુકા યત્રમા કાચની શીશી દ્વારા પાક કરવો એ વધુ યોગ્ય છે આ વસ્તુ તુલનાત્મક કોષ્ટકથી વધુ સારી રીતે સમજાશે

## (૬) તુલનાત્મક વિચાર —

વાલુકાયંત્રમાં પાકવિધાન

**કાચની શીશીને મુકીને**

(ક) માત્રા–તોલા માપ અનુસાર

(૧) પ્રાપ્તદ્રવ્ય પ્રથમવાર ૯½ તોલા કંઠસ્થ
૧૭½ તોલા તલસ્થ
બીજીવાર ૯ તોલા ૪૦ રતી કંઠસ્થ
૧૬½ તોલા તલસ્થ

મુખસ્થ પારદ ૪૫ રતી
મૂળ ગ્રહીતદ્રવ્ય ૩૬ તોલા ૪૨ રતી
નષ્ટ દ્રવ્ય ૯ તોલા ૧૮ રતી (પ્રથમવાર)
+ ૧ તોલા ૭૨ રતી (બીજીવાર)
બધુ થઇને કુલ દ્રવ્ય ૨૫ તોલા ૮૮ રતી મળ્યુ

(૩) ગ્રહીતદ્રવ્ય ૩૭ તોલા ૪૮ રતી
પ્રાપ્તદ્રવ્ય કંઠસ્થ ૧૦ તો ૧૪ રતી
તલસ્થ ૨૦ તો
નષ્ટ દ્રવ્ય ૭ તોલા ૩૪ રતી

(૪) ગ્રહીતદ્રવ્ય ૩૩ તોલા ૭૨ રતી
પ્રાપ્તદ્રવ્ય કંઠસ્થ ૧૪ તોલા ૨૪ રતી
તલસ્થ ૧૫ તોલા ૪૮ રતી
નષ્ટ દ્રવ્ય ૪ તોલા

(૫) ગ્રહીતદ્રવ્ય ૩૩ તોલા ૭૨ રતી
પ્રાપ્તદ્રવ્ય કંઠસ્થ ૧૩ તોલા
તલસ્થ ૧૬ તોલા
નષ્ટ દ્રવ્ય ૪ તોલા ૭૨ રતી

(ખ) પંચજ્ઞાનેંદ્રિય જ્ઞાનાનુસાર
(ભૌતિક પરીક્ષા)

વર્ણ —કંઠસ્થ–ચળકતો કાળો ઘસવાથી
સિંદુર જેવો
તલસ્થ–કાળાશ પડતો તામ્રવર્ણનો

**શરાવ સંપુટ કરીને**

( ) પ્રાપ્તદ્રવ્ય સીંદુર જેવી પર્પટી ૧½ તોલા
મહત્વપુષ્પ ૨ રતી
તામ્રનો ગોળો ૨ તો ૯૪ રતી
બધુ થઇને કુલ દ્રવ્ય મળ્યુ ૨૨½ તોલા
મૂળ ગ્રહીતદ્રવ્ય ૩૭½ તોલા
નષ્ટ દ્રવ્ય ૧૫ તોલા
પ્રાપ્તદ્રવ્ય ૨૨ તોલા ૪૮ રતી

કૃષ્ણ

| | |
|---|---|
| સ્પર્શ -કઠરસ-કઠીન શ્લક્ષ્ણ શીત ચૂર્ણ કરવાથી ચૂર્ણ રેખાપૂર્ણ તલસ્થ મૃદુ બાકીનું ઉપર પ્રમાણે | રેખાપૂર્ણ મૃદુ શીત, કિંચિત ગંધક યુક્ત |
| ગંધ નિર્ગંધ | વિચિત્ર ગંધ |
| રસત -મધુર જેવો નિસ્વાદ | મધુર જેવો, નિસ્વાદ |
| (ગ) કર્મ પ્રમાણે — | |
| (૧) વાંતિ ભ્રાંતિ વગેરે દોષ વગરનો | (૧) વાંતિ ભ્રાંતિ વગેરે દોષ વગરનો |
| (૨) રોગીઓ ઉપર પ્રયોગ કરવાથી તે વધારે ગુણવાળો કેમકે આમાં કઠરસ અને તલસ્થ બંને માલ મેળવીને તેનો ઉપયોગ કરવામાં આવે છે એટલે તામ્ર સાથે મળેલાં અન્ય દ્રવ્યોના ગુણો પણ એમાં આવે છે સોમનાથનો આ યોગ આ કારણથીજ હશે અગ્નિ માત્ર અને યંત્રના પ્રકારથી તે જાણી શકાય છે | (૨) કુપીપક્વ કરતાં ઓછા ગુણવાળો કારણ કે આમાં શરાવની મધ્યમાંથી અને સંધી બંધનમાંથી પારદ અધિક ઉડતાલ અને માક્ષિકનો અંશ વધુ તાપ થવાથી ઉડી જાય છે જેથી ઇષ્ટ સિદ્ધિ થતી નથી |
| (ઘ) રસાયન શાળામાં પ્રત્યક્ષીકરણ (સ્થૂલ દશા) (Lab Analysis) તામ્ર પારદ ગંધક અને સોમલ હોય છે | કુપીપક્વ કર્તા ઓછા પ્રમાણમાં જણાયાં હતાં |

ઉપરના પરિણામ ઉપરથી એમ માની શકાય કે સોમનાથી તામ્રભસ્મ એ તામ્રભસ્મનો એક પ્રકારનો વિશિષ્ટ યોગ છે આ સિદ્ધાંતને દૃષ્ટિમા રાખીને આ યોગ બનાવવો જોઇએ આ યોગ બનાવતા જે પદાર્થ તલસ્થ મળ્યો તે વધુ પ્રમાણમા હતો એટલે તેનું અમોએ સ્થૂલ વિશ્લેષણ કરાવ્યુ તેમા પણ અમને સોમલ, પારદ અને ગંધકના અંશ જણાયા કઠરસમા તો પારદ ગંધક અને મલ્લનો યોગ નિશ્ચિત છે તેથી અમો તેને હાઇડ્રોજન આર્સેનો સલ્ફાઇડ કહી શકીએ

કઠરસ પારદીય સગંધ યોગીક અને મલ્લ યુક્ત પારદીય સગંધ યોગિકમા ઘણુંજ અંતર હોય છે જે પારદ ગંધક અને મલ્લના યોગથી કઠરસ તરીકે તૈયાર થાય છે તે એક કમ્પાઉન્ડ હોય છે કાચની શીશીની જે બાજુ તે માલથી ચોંટેલી હોય છે તે બાજુ ચમકદાર હોય છે તેના પ્રત્યેક અણુ અણુમાં વિશેષ સહતિભાવ હોય છે જેને પરિણામે આ માલ કાઠિન્ય યુક્ત Hard હોય છે જ્યારે કેવળ પારદ ગંધકના યોગથી બનાવેલ રસસિંદુર મૃદુ ક્ષણભંગુર હોય છે તેમા એટલી ચમક પણ હોતી નથી તેમજ તેના અણુના જોડાણમા પણ ફેરફાર હોય છે આ મારૂં નમ્ર અવલોકન છે

(૭) ફલશ્રુતિ ગુણદોષ —

(૧) तत्तद्रोगहरानुपानसहित ताम्र द्वि वल्लो मितम्। सलीढ परिणाम शूलमुदर शूल च पाण्डुज्वरम ॥ गुल्म प्लीह यकृत्क्षयाग्नि सदन मेह च मूत्रामयम् । दुष्ट च ग्रहणी हरेद् ध्रुवमिद श्रीसोमनाथाभिधम् ॥

(र स र स का धे र ध, यो र, आ प्र, र र स, भा भे र.)

(२) लेहयेनमधुसयुक्तमनुपानैर्यथोचितै । वल्ल द्वितयमान तु पूर्वाण्हे भिषगुत्तमम् ॥ परिणाम भव शूल तथा चाष्टविध चतम् । उदर पाण्डु शोफ च गुल्म प्लीह यकृत् क्षयान् ॥ अग्निसाद श्वयकृतान मेहा दीन ग्रहणी गदान् । जयेद् बहुविधान् रोगान नुपान विशेषत ॥ (र प्र सु)

( ) तत्कास श्वसनाग्निमांद्य गुल्मान कान्ति पाण्डवामय प्लिहोदर प्रतिरोध कोष्ठ मरुतो रक्त जयेद्योजितम् ॥ वल्ल द्वद्व मिति कणा मधु युत क्षारार्द्रवारापिना । युक्त सत्कफामयभ्रमविरादू यत्सोमनाथाभिधम्॥ ( र यो सा )

(૧) અગ્નિમાંદ્ય, ઉદર, હૃદ્રોગ, ગુલ્મ, જ્વર, પાંડુ, મૂત્રામય, યકૃતદોષ, વિબધ શોફ, ક્ષય અર્શ, ઉરક્ષત, કાસ, ગ્રહણીદોષ પરિણામશૂલ, પ્લીહાદોષ, મેહ, વાતરોગ, શૂળ, શ્વાસ અને રક્તરોગ વગેરે ૨૨ રોગ ઉપર તેના ઉપયોગ થયેલો માલમ પડે છે

(૮) શાસ્ત્રીય માત્રા —

પ્રત્યેક ગ્રંથમા તેની માત્રા "वल्ल द्वितय" એટલે કે બે વલ્લ બતલાવી છે વલ્લ એટલે વાલ કહેવાય ૧ વલ્લ=૩ રતી, લીલાવતી (જ્યોતિષ ગ્રંથ), ૧ વલ્લ=૨ રતી, પરિભાષા પ્રદીપ (વૈદ્યક ગ્રંથ), અને ૧ વલ્લ=૧½ રતી, રાજનિઘંટુ (વૈદ્યક ગ્રંથ) એમ પ્રમાણ છે

આ ઉપરથી એ છામા ઓછુ ૩ રતી અને વધુમા વધુ ૬ તી સુધીની માત્રા આપી શકાય

(૯) પ્રત્યક્ષ ચિકિત્સાફલ — નીચે લખેલા તમકશ્વાસના દરદી ઉપર સોમનાથી તામ્રભસ્મનો પ્રયોગ કરાવવામા આવ્યો આ બધા રોગી શ્વાસરોગના પ્રકાર રૂપ તમક શ્વાસના હતા એમાથી ૯ દરદીઓ ઉપર નિદાન ચિકિત્સાની દૃષ્ટિએ પ્રયોગ માટે ઉપ ચાર કર્યો અને રેકોર્ડ રાખ્યો હિક્કાશ્વાસની નિદાન વ્યવસ્થામા અવસ્થા ભેદથી બે પ્રકાર મા યા છે (૧) દોષની દૃષ્ટિથી (૨) રોગીના બળની દૃષ્ટિએ એનુ સૂત્ર ચરક સહિતામા આપણને મળે છે જેમકે हिक्का श्वासमयी ह्येको बलवान् दुर्गमोऽपर । कफाधिकस्त थैवेका रूक्षो वहु निलोऽपर ॥ (च चि अ १७, અહીં દુષ્ય-ક્ષીણ તથા આમ-પચ્યમાન-પક્વ વગેરેને છોડીને ફક્ત દરદીના બળ તથા દોષનેજ મહત્વ આપ્યુ છે શ્વાસ રોગમા આ એક વિશેષતા છે એનો ઉપયોગ આપણે શોધન વમન ચિકિત્સામા લગાડીએ છીએ આગળ જતા પુનઃ સુએ બળવાન અને કફ પ્રધાન દરદીને વમન વિરેચનવાળી શોધન ચિકિત્સાનો નિર્દેશ કરેલો છે અને વાત પ્રધાન તથા દુર્બળ રોગીને વમન વિરેચનથી શોધન કરવાનો નિષેધ પણ કરેલો છે જેમકે कफाधिके बलस्थे च वमन स विरेचनम् । कुर्यात्पथ्याशिने धूमलेहादिशमन तत ॥ वातिकान् दुर्बलान् बालान् वृद्धाश्चानिलसू दने । तपये देव शमने स्नेह यूष रसादिभि ॥ (च चि अ १७) શ્વાસ રોગ એ પ્રાણવહ

સ્રોતોની દુષ્ટિથી થાય છે અને તેના માટે શોધન ચિકિત્સા યુક્તિ યુક્ત હોય છે અને તેથી શોધનની પ્રધાનતા માટે કહ્યુ છે કે
सर्वेषा वृहणैर्ह्यल्प शक्यश्च प्रायशो भवेत् ।
नात्यार्थ शमनो पायो भृशोऽशस्यश्च कर्षणे ॥
(ચ ચિ અ ૧૭) યદ્યપિ શોધન ચિકિત્સા શ્રેષ્ઠ ઉપાય છે તો પણ તે અમુક જગ્યાએ જ ઉપયોગી થઇ પડે છે જ્યા જ્યા અવસર મળે ત્યા ત્યા પ્રાણાભિસર વૈદ્યો દ્વારા શોધન ચિકિત્સાનો ઉપયોગ કરવો જોઇએ પણ જ્યા શોધન ક્રિયા ન થઇ શકે એમ હોય ત્યા રોગીના બળનો વિચાર કરીને દેહને કષ્ટ દેનારી વમનવિરેચન વગેરે શોધનક્રિયા છોડીને શમનની સાથે સાથે સ્રોતોશોધન ઔષધી ઓનો પણ ઉપયોગ કરવો જોઇએ અહીં "स्रोत शोधन" એટલે કે આમપાચન અને સામ દોષનુ વિલયન અને કોષ્ઠમા આનયન એમ સમજવુ

જ્યારે શોધન ચિકિત્સા છોડી દેવામા આવે છે ત્યારે ચિકિત્સાનો બધો ભાર શમન ચિકિત્સા ઉપર રહે છે એટલે શમન ચિકિત્સામા ઉત્તમ કાર્ય કરે એવા અને દોષોનુ પ્રશમન કરે એવા ઔષધો જો ન મળે તો રોગનિવારણમા ઘણી મુશ્કેલી આવી પડે છે અહીં પ્રભાવી, દોષશમન કરવાવાળી અને તમકશ્વાસમા વાયુ અને કફના સ્થાન રૂપ ઉરસ્થાન ઉપર કાર્ય કરવાવાળી સોમનાથી તામ્રભસ્મ બધીજ રીતે કામ આપે છે એ દૃષ્ટિએ તમકશ્વાસના રોગીઓ ઉપર આ ઔષધનો ઉપયોગ કર્યો જેથી ઘણોજ લાભ થયો હતો દમનાં દરદીઓમાં છ સ્ત્રીઓ ત્રણ પુરૂષો હતા ઉમરની દૃષ્ટિએ ચાર જણા પચાસથી ૬૦ વર્ષની ઉમરના અને પાચ દરદી ૨૦ થી ૪૫ વર્ષની ઉમરના હતા આ દરદીઓમાં કેટલાકને રોગની અવસ્થા ૬ માસથી ૪-૪ વર્ષ જુની પણ હતી બધાજ રોગી કૃશ શરીરે હતા હમેશા આપવામા આવતી બીજી ચિકિત્સાઓથી જ્યારે બરાબર ફાયદો ન થયો ત્યારે આ ભસ્મનો ઉપયોગ કરવામા આ યો હતો

આ પ્રયોગ ઉપરનું મારૂ અવલોકન નીચે મુજબ છે

(૧) સવ સામા ય ચિકિત્સામા સોમનાથી તામ્રભસ્મથી કફ સારી રીતે છુટે છે અને ખાસીમા જલ્દી લાભ થાય છે પ્રયોગ શરૂ કર્યો પછી એક બે દિવસમા કફ છુટતો બધ થાય છે, ખાસીમા આરામ થાય છે, અને ગળામા પીડા ઓછી થાય છે

(૨) શ્વાસવેગ-શ્વાસાવરોધ જલ્દી ઓછો થાય છે શ્વાસ વેગનો કાળ પણ ઓછો થાય છે

(૩) કફનું શોષણ થઈ જવાથી પ્રાણવહ સ્રોતોમા વાયુનો સ ચાર બરાબર થાય છે અને તેથી છાતીનો કુજન અવાજ, અને ખુર્ખુર-ખખડાટવાળો અવાજ ઓછો થાય છે

(૪) શ્વાસના રોગીઓમા સામા ય રીતે અગ્નિમાદ્ય જલ્દી ઠીક થાય છે અને તેથી ભુખ લાગ છે અને ખાધુ પચે છે

(૫) આ ઔષધના પ્રયોગથી દમના દરદીઓને છાતીમા જે ભારેપણુ-ગૌરવ લાગે છે, તે પણ ઓછુ થાય છે

(૧૦) આવશ્યક ધ્યાનમા રાખવા જેવી બાબતો —

ઉપર લખેલા ગુણ હોવા છતા આ ઔષધની પ્રખરતા પણ ધ્યાનમા રાખવી જોઇએ (૧) જો દમના દરદીને સાથે પિત્તનો અનુબધ હોય અને સાથે વિશેષ કરીને જ્વરનુ લક્ષણ પણ હોય તો આ ઔષધનો ઉપયોગ કરવાથી તેના લક્ષણો વધે છે પ્રાર ભમા જ્વર હોય તો જ્વરનો વેગ વધે છે માટે પ્રતમક અને સતમક શ્વાસમા જો જ્વરનુ પ્રમાણ વિશેષ હોય તો આનો ઉપ યોગ સાવધાનીથી કરવો આથી જ્વર ઉત્પન્ન થવા ઉપર તથા જ્વર જ્યારે વધે ત્યારે ગોદતિ મિશ્રણ, પ્રવાલપિષ્ટી, ધૃત ભ્રષ્ટ હરિદ્રા, સિતોપલાદિચૂર્ણ, યષ્ટિમધુ વગેરે પિત્તશામક અને શ્વાસના અવિરોધી કલ્પોનો ઉપયોગ કરવો

(૨) પિત્તના અનુબધવાળા રાગીયોમા કદાચ જો પ્રસેક, હૃલ્લાસ, ઉપસ્થિવમનત્વ, વગેરે લક્ષણો હોય તો આ ઔષધના પ્રયોગ સાથે એકાદ વિરેચન આપવાથી લાભ થાય છે અને યુક્તિથી અગર જો લાભ ન હોય તો પ્રયોગ એક બે દિવસ થોભાવી ફરીથી પાછો ચાલુ કરવો

(૩) શ્વાસ, દમના કેટલાક રોગીયોમા યકૃતવૃદ્ધિ પણ જોવામા આવે છે તથા શોથ પણ જણાય છે આવી અવસ્થામા જો એનો પ્રયોગ કરવો હોય તો સાવધાનીથી કરવો આવા દરદીમા પ્રયોગ કરવાથી કદાચ રક્ત ષ્ઠિવન પણ થાય છે, એટલે જો પ્રયોગ કરવો જ હોય તો વાસાવલેહ જેવા અનુપાન સાથે કરવો અથવા સિતોપલાદિ ચૂર્ણ જેવી ઔષધી સાથે આપવી

(૪) પિત્તપ્રકૃતિવાળા રોગી અને રક્તા શથી પીડીત દરદીઓમા પણ ઉપર કહેલી બધી સૂચનાઓ ધ્યાનમા રાખવી

તમકશ્વાસ સિવાય આ ઔષધનો પ્રયોગ આમવાત, વિબધરોગ, વાતવ્યાધિ, શ્લિપદ, જીર્ણકાસ, ક્ષુદ્રશ્વાસ વગેરે રોગો ઉપર કરી જોયો છે આમવાત અને વિબધમા તો એનાથી ઘણોજ ફાયદો થયો છે આ સિવાય જ્વર, શ્વાસ, ઉદરશૂળ, શ્વેતપ્રદર, આધ્માન ગૌરવ ઉદ્ગાર બાહુલ્ય વગેરે લક્ષણોવાળા રોગીઓને જ્યારે આરોગ્યવર્ધિની કે સુતશેખર રસથી પણ ફાયદો ન થયો ત્યારે આ ઔષ ધના ઉપયોગથી ઘણો જ ફાયદો થયો હતો અને દરદીને રોગ મટયો હતો

(૧૧) માત્રા વિમર્શ —

આજકાલ માનવશરીરની સગ્રાહકશક્તિ જોતા અડધી રતીથી બે રતી સુધીની માત્રામા અમોએ પ્રયોગ કરાવ્યો છે પ્રકૃતિ વિશેષથી વધુ માત્રા આપવાથી કોઇકને ઉત્કલેદ, વાતિ, ભ્રાતિ પણ થતુ હતુ આવે વખતે માત્રા ઓછી કરવાના આવતી એટલે ઉપદ્રવો શાત થઈ જતા હતા ખાસ કરીને કોઇ ઉપદ્રવ જો ન હોય તો સોમનાથી તામ્ર ½ રતીથી ૨ રતી સુધી આપી શકાય છે અમે અમારા અનુભવથી કહીએ છીએ કે અડધી રતીથી બે રતી સુધીની માત્રાનો દોષ અગ્નિ, બળ વય વ્યાધિ દેશ વગેરેનો વિચાર કરીને ઉપયોગ કરવો

(૧૨) અનુપાન —

હરેક ગ્રથમા પીપર અને મધ સાથે કે એકલા મધ સાથે આ ઔષધ વાપરવાનુ લખ્યુ છે બીજુ જે જે રોગમા આ ઔષધનો પ્રયોગ કરવાનુ લખ્યુ હોય તે રોગનાશક કવાથ, સ્વરસ વગેરેનો પ્રયોગ પણ કરવો કફઘ્ન, ઉષ્ણવીર્ય, લેખન અને યોગવાહી મધ કફસ્થાનમા કફ તથા વાયુથી ઉત્પન્ન થનાર તમક શ્વાસ જેવા રોગમા અનુપાન તરીકે આપવાથી ઉત્તમ લાભદાયક છે એમા શકા કે કાઈ સદેહ નથી અનુભવના આધાર ઉપર પણ આ સિદ્ધ થઈ ચુકયુ છે તો પણ હરેક રોગીમા અને બધા રોગોમા બધી અવસ્થાઓમા આ અનુપાન યોગ્ય થતુ નથી પિત્ત પ્રકૃતિના રોગીમા પિત્તના લક્ષણો અધિક હોય અને રક્તનિષ્ઠિવન હોય તો અનુપાનમા મધનો પ્રયોગ લાભકારી નથી એવી જ રીતે વાતપ્રધાન તથા અત્યત દુર્બળ અને કૃશરોગીમા પણ મધનુ અનુપાન ઠીક નથી અવસ્થા દોષ, દૂષ્યાદિના ભેદાનુસાર ખાસ કરીને વાસાવલેહ, દૂધ, શર્કરા, તથા દાડીમાવલેહનો પ્રયોગ અમને લાભકારી જણાયો છે

(૧૩) પથ્ય —આ કલ્પમા આવતા ઔષધીના ઘટકોનો વિચાર કરતા તથા તેના દીપન, પાચન કાર્યનો પ્રત્યક્ષ અનુભવ જોતા અમને લાગે છે કે આ કલ્પના સેવન વખતે ફક્ત દૂધનો આહાર જ શ્રેષ્ઠ છે જો રોગીને દૂધ અનુકુળ ન હોય તો અથવા કફપ્રધાન દોષ યુક્ત રોગ હોય તો આહારમા મગની દાળ, ઘઉં, પત્રશાક ( તાદળજાની ભાજી ) ખાવા આપવુ અને લવણ રસ વર્જ્ય કરાવવો

અપથ્ય —મીઠુ, મરચુ, તેલ, ખાટુ વગેરે જે પિત્તવર્ધક હોય તે ન ખાવુ

(૧૪) સેવનકાળ —જો કે રસ પ્રકાશ સુધાકરે આનો સેવનકાળ પૂર્વોક્ત લખ્યો છે તો પણ સવાર સાજ તેનો પ્રયોગ આવશ્યકતા અનુસાર કરી શકાય છે ઋતુઓને ધ્યાનમાં રાખી એનો સેવનકાળ હેમત, શીશીર અને વર્ષાકાળ અનુકુળ છે આ ત્રણ ઋતુઓમા આનો પુરી માત્રામા ઉપયોગ કરી શકાય છે ખોરાકની સાથેના સબધનો વિચાર કરતા ભુખ્યા પેટે ન લેતા જમ્યા પછી આ ઔષધનો ઉપયોગ કરવાનુ વધુ અનુકુળ છે

ઋતુ, અહોરાત્ર અને ભોજન કાળમા પિત્તજનિત કાળ હમેશા વર્જીત ગણવો

(૧૫) ઉમરના પ્રમાણમા —

ઉમરના પ્રમાણને ધ્યાનમા લેતા કઈ ખાસ ફેરફાર જણાયો નથી બાળ, તરુણ અને વૃદ્ધાવસ્થામા માત્રાના પ્રમાણનું ધ્યાન રાખવા સિવાય બીજો કઈ વાધો નથી લિગભેદ-જાતિ ઉપર પણ તેનો કઈ વિશેષ પ્રભાવ નથી

(૧૬) પ્રકૃતિ અનુસાર —

વાત વાતકફ, અને કફની પ્રકૃતિમા આનો પ્રયોગ ઉત્તમ ફલદાયી છે સ્થૂલ અને કૃશ બને દેહ ઉપર ઉપયોગ કરી શકાય છે

આ ઔષધના કલ્પના ઘટકોને ધ્યાનમા રાખી તેનો ઉપયોગ અર્બુદ, ગંડમાળા, શ્લીપદ રોગ, ફિરંગ રોગ વગેરેમા કરી શકાય છે

स्यादेषमेऽस्वतया मतिमान्द्यतो वा ।
दोषः क्वचित्त्वचिदयापिनकापि शङ्का ॥

नसर्गिका खलु गुणी करण प्रवीणा ।
शक्ति सदा विजयते भुवि सज्जनानाम् ॥

વૈદ્ય વાસુદેવ મૂ દ્વિવેદી
અધ્યાપક રસશાસ્ત્ર ભાવનગર

નોંધ–પ્રાચાર્ય મહોદય શ્રી આ વિ ગોખલે કને આ લેખને પ્રગટ કરવાને અનુમતિ આપવા બદલ આભાર માનું છું

## — આયુર્વેદમા ગર્ભપરીક્ષા —

લેખક – સુરેન્દ્ર ના પાઠક L.A.M. D.A.S.F (Bom) આયુર્વેદાશ્રમ–પાટણ (ઉ ગુ)

[નોંધ–આયુર્વેદના નિદાનમાં ફક્ત વૈદકના ગ્રંથોમાં જ નહીં પણ નિદાન અંગે અન્ય સાહિત્યમાં પણ ચોક્કસ વિચારો પ્રચારમાં હતા તે આ લેખ ઉપરથી જણાય છે ઉત્તરરામચરિત્રના લેખક ભવભૂતિ પોતાના આ શ્લોકમાં વૈદકની નિદાન પદ્ધતિ કેટલી ચોક્કસ વર્ણવે છે તે જણાઈ આવે છે "करतल परामर्श कलया द्विधा गर्भग्रंथी" એ શ્લોકાર્ધ આધુનિકની *Abdominal Grip Examination*ને પણ સુચાવી ? એમ કે વૈદક સિવાયના અન્ય સાહિત્યમાંથી પણ આવાં વચનો એકત્ર કરી આયુર્વેદનું સાહિત્ય ખેડવું એ પણ એક પ્રકારનું સંશોધન જ છે વિદ્વાન લેખકને તેમનું આ સંશોધન કાર્ય ચાલુ રાખવા અમો આગ્રહ રાખીએ છીએ
તંત્રી–આ વિ ]

"આયુર્વેદ વૈજ્ઞાનિક નથી," એવી, એનો ક ખ ગ પણ જાણ્યા સિવાય, કે જાણવાનો પ્રયાસ સરખો પણ કર્યા સિવાય બુમરાણ મચાવનાર ડાક્ટરો, કે "અમે તો નાડી પરીક્ષા કરીને જ સઘળું જાણી જઈ શકીએ" એવી અત્યુક્તિભરી ડંફાસો હાંકનાર વૈદ્યો, સરખા જ અજ્ઞાની છે વસ્તુતઃ આયુર્વેદમાં પણ અત્યારની વૈજ્ઞાનિક મનાતી પદ્ધતિને બહુધા મળતી જ એવી રોગી પરીક્ષા પદ્ધતિ છે એ સંક્ષેપમા દર્શાવવાનો આ લેખનો નમ્ર ઉદ્દેશ છે

કહ્યુ છે કે—

दर्शनस्पर्शनप्रश्नैः सपरीक्षेत रोगीणाम् ।
(વાગ્ભટ સૂત્ર ૧)

એટલે કે (૧) દર્શન, (૨) સ્પર્શન અને (૩) પ્રશ્ન આ ત્રણે વડે રોગીની પરીક્ષા કરવી હવે ત્રણેનુ વિગતવાર વર્ણન કરીએ

(૧) દર્શન —દર્શન પરીક્ષા એટલે આધુનિક વિજ્ઞાનમા જેને Inspection કહેવામા આવે છે તે—પ્રત્યક્ષ પરીક્ષા જે કઈ ઇંદ્રિયો વડે અને મન વડે જાણી શકાય તે પ્રત્યક્ષ ચરક કહે છે કે "પ્રત્યક્ષ પ્રમાણથી રોગતત્વ જાણવાની ઇચ્છા રાખનારા વૈદ્યે રોગીના શરીરના બધા જ ઇન્દ્રિયાર્થોની પોતાની બધી ઇંદ્રિયો વડે પરીક્ષા કરવી" (વિમાન ૪/૭) એમા માત્ર આંખથી જ પરીક્ષા કરવાની નથી, અને તે પ્રશ્ન વડે કરવાની રહે છે બાકી, આતરકાનો ગુંક

શુગાટ, આગળીના ટચાકા ફૂટે છે તે-તથા બીજા જે કોઈ સ્વરો દરદીના શરીરમા થતા હોય" તેની પરીક્ષા કાન વડે સાભળીને કરવી 'બીજા કોઈ સ્વરો" એટલે ઉધરસ-હેડકી વિ મા થતા વિશિષ્ટ સ્વરો એવો અથ લેવાનુ શ્રી ચક્રપાણિદત્ત સમજાવે છે અને એટલે, જો તે વ્યાખ્યાને વિશાળ કરીએ તો આધુનિક શ્રવણયત્ર (Stethoscope) વડે કરાતી Auscultation પરીક્ષાનો સમાવેશ તેમા થઇ જશે રોગાનુસાર શરીરનો વર્ણ, પ્રમાણ, છાયા, સસ્થાન તથા પેસાબ, ઉલ્ટી, ઝાડો વિ ની તપાસ ચક્ષુથી એટલે કે તે જોઇને કરવી આજ પ્રમાણે, દરદીના શરીરમાથી આવતી ગધની પરીક્ષા સુંઘવાથી એટલે કે નાક વડે કરવી

(૨) સ્પશન —સ્પર્શન પરીક્ષા હાથ વડે કરવામા આવે છે તેનાથી જ્વર, શીતતા ઉષ્ણતા જે જે ભાગોમા સ્પદ થાય છે ત્યા તે થાય છે કે નહિ તે, આમ ડીનો ખર કે શ્લક્ષ્ણ સ્પશ, ગુલ્મ, વિદ્રધિ વિ જાણી શકાય છે વિદ્રધિની પરીક્ષા માટે વપરાતો આજના વિજ્ઞાનનો જાણીતો Fluctuation Test પણ સુશ્રુતે આબેહૂબ વર્ણવ્યો છે નાડી પરીક્ષા આમ, માત્ર રોગી પરીક્ષાનુ એક અગ માત્ર છે અને "જ્ઞાનના અવયવ માત્રના જાણવાથી પુરૂ જ્ઞાન થતુ નથી' એ તો આપ્તોપદેશ છે વળી, અરિષ્ટખ્યાપક લિંગ કે જે જાણવાની દરેક ચિકિત્સકને ખાસ જરૂર હોય છે તે માટે તો ઇંદ્રિયસ્થાનનો આખો ત્રીજો અધ્યાય 'સ્પશન' માટે ચરકે રોકયો છે, અને ત્યા કહ્યું છે કે 'प्रकृतिस्थेन पाणिना शरीरमस्य केवलं स्पृशेत्" અર્થાત્ આખા શરીરના તમામ અવયવોની પરીક્ષા સ્પર્શથી કરવાનું જણાવ્યુ છે એમાયે વળી "तस्य चेन्मन्ये परिमृश्यमाने न स्पन्देयाताम्"—ત્યા Jugular Pulsation તથા 'तस्या चेन्नखा पीतमाम्र शोणिता पक्वजाम्बवर्णा स्युः"—ત્યાં, Cyanosis નો ઉલ્લેખ મળે છે એ જાણીને "કશુ વૈજ્ઞાનિક નથી" એમ માનનાર આશ્ચર્ય મુગ્ધ થાય તેમ છે, એટલુ પ્રસગોપાત - ઉપરાત સ્પર્શ પરીક્ષાથી ગર્ભ છે કે નહિ તેનુ પણ જ્ઞાન થાય છે એ પણ "નાડી ઝાલતા કહી દેનારા" નહિ જાણતા હોય કે એવું પૂર્વે જરૂરનુ નહોતું અરે, એનો ઉલ્લેખ તો સાહિત્યમા પણ મળે છે, અને ભવભૂતિ, જેવા આયુર્વેદના તો પૃથગ્જનને પણ એ જ્ઞાન હતુ જુઓ ઉત્તર રામચરિતના અક છઠ્ઠાનો અઠ્ઠાવીસમો શ્લોક—લવકુશને જોતા જ, સીતાજીને ઉદરમા બે બાળક હોવાનુ પોતાને સ્પર્શવડે અનુમાન થયાનુ રામને યાદ આવે છે અને ત્યાં રામ કહે છે

"पुरा रूढे स्नेहे परिचयविकासादुपचिते
रहो विस्रब्धाया अपि सहजलज्जाजडदृशः
मयैवादौ ज्ञातः करतलपरामर्शकलया
द्विधा गर्भग्रन्थिः, स्तदनुदिवसैकैरपि तया॥"

આનો, આપણા અગ્રણી કવિ ઉમાશકર જોશીએ કરેલો સુંદર સમશ્લોકી અનુવાદ આ પ્રમાણે —

પુરા પ્રીતિ જામ્યે પરિચયવિકાસે રી વિજને
ગણી વિશ્રંભે જ્યાં જડ સહજ લજ્જા દગી દગ
હથેળીથી જાણ્યો કળથકી હતો સ્પર્શધીજ મે
દ્વિધા ગર્ભગ્રંથિ પ્રથમ, પછી એણે કઇ દિને

અહીં करतलस्परामर्शकला એટલે હથેળી વડે થતી પરીક્ષા, જેને અત્યારે Palpation કહે છે તે એટલે સ્પર્શન પરીક્ષા વડે ગર્ભ નિશ્ચિતિ પણ થઇ શકે છે

(૩) પ્રશ્ન દર્દીને પૂછીને જે હકીકત જાણીએ તે પ્રશ્નપરીક્ષા એના વડે શૂળ, અરૂચિ, જઠરાગ્નિ બળાબળ, મૃદુક્રૂર કોષ્ઠતા, દેશ, કાળ, જાતિ, સાત્મ્ય, દર્દનું કારણ, ઝાડા પેસાબની પ્રવૃત્તિ, કુટુંબની હકીકત વિગેરે બાબતો જાણી શકાય છે અત્યારની વૈજ્ઞાનિક પરીક્ષામા એને Interrogation કહે છે

આ દર્શન, સ્પર્શન અને પ્રશ્ન પરીક્ષામાજ યોગરત્નાકરોક્ત અષ્ટવિધ પરીક્ષા એટલે કે નાડી, મૂત્ર, મળ, જીભ, શબ્દ, સ્પર્શ, નેત્ર અને આકૃતિ—એ આઠની પરીક્ષાનો, તથા સુશ્રુતોક્ત ષડ્વિધ—અર્થાત્ પાચ ઇંદ્રિયો વડે તથા પ્રશ્ન વડે કરવાની રોગીપરીક્ષાનો સમાવેશ થઇ જાય છે

આ રીતે, શાસ્ત્રવચનરૂપી આપ્તોપદેશ, પ્રત્યક્ષ તથા અનુમાન એ ત્રણે પ્રમાણો વડે કરાતી આ દર્શનાદિક પરીક્ષા પૂરેપૂરી વૈજ્ઞાનિક જ છે, એ અહીં દર્શાવવા અલ્પ પ્રયાસ કર્યો છે આથી, જો પૂર્વગ્રહદૂષિત માનસ છોડીને, કોઇને પણ આયુર્વેદમા વધુ રસ લેવાની જીજ્ઞાસા જાગૃત થશે તો આ લખાણ સાર્થક થશે. भद्रमागमशालीनाम् ।

---

# માસાહાર અને અન્નાહારના લેખ ઉપર એક વિચાર

સમાલોચક—રા વૈ પ્રભાશંકર રાવળ—જામનગર

[આયુર્વેદ વિજ્ઞાનના એપ્રિલ માસના અંકમાં ઉપરના વિષય ઉપર એક લેખ ભાઇશ્રી બળદેવપ્રસાદ પનારાનો પ્રસિદ્ધ થયો છે એ લેખ ઉપર મારા કંઇક વિચારો હુ પ્રગટ કરૂ છુ ]

શ્રી બળદેવપ્રસાદ પનારાનો લેખ અભિનંદનીય છે સંપૂર્ણ રીતે આયુર્વેદ દૃષ્ટિકોણથી શરૂઆત થઇ છે સાત્વિક આહારનું શ્રેષ્ઠત્વ સિદ્ધ કર્યું છે છતાય આ એકાંતવાદ ગણાય. બધાજ અન્નાહારીઓ સાત્વિક વૃત્તિવાળા, અહિંસક હોતા નથી વિપક્ષે બધાજ માસાહારીઓ રાજસ વા તામસ પ્રકૃતિવાળા હોતા નથી—તેમજ નિતાન્ત હિંસક હોતા નથી આહાર ઉપરાત અનેક કારણો પ્રકૃતિ ઘડવામા કારણભૂત છે એટલે શ્રી પનારાએ રજુ કરેલ માન્યતાઓ પ્રાયોવાદ છે

હિંસા અહિંસાના નિયમો મનુષ્યને લાગુ પડી શકે તેટલા બીલાડી, સિંહ વિગેરેને લાગુ ન પડે કેટલીક વનસ્પતિઓ પણ માસાહારી છે છતાં તેમનામા હિંસાની ભાવના છે એમ કહેવું અયુક્ત છે

એવીજ રીતે સાપ, ગાય કે કાટાવાળો બાવળ સ્વરક્ષણાર્થે શીંગડા કે કાટા રાખે તેમાં હિંસાની ભાવના નથી એવીજ રીતે આંબા કેરી પકાવે અને પ્રાણીઓ તેનો ઉપયોગ કરે એમા પણ આંબાની દાનવૃત્તિ

જેવી એ અતિરેક છે જો કે વૃક્ષો સ્વાભાવિક રીતેજ પરોપકારી છે "परोपकाराय फलन्ति वृक्षा ॥"

પાનુ ૧૪૮મે છપાયુ છે કે ક્રોધ પણ અહિંસાની ભાવનામાથી જન્મે છે એ મુદ્રા રાક્ષસનો કે લેખિની દોષ વા પ્રમાદ છે કારણ કે ક્રોધ અહિંસામાથી ન જન્મે

ક્રોધિત હિંસા કરે-વિપક્ષે અક્રુદ્ધ બિલાડી ઉંદરનો શિકાર કરે છે

ગાય, કુતરા બિલાડા ભક્ષ્યજ ખાય છે-અભક્ષ્ય ખાતા નથી-એ પ્રજ્ઞાપરાધ માનવીજ કરે છે પશુઓમા પ્રજ્ઞા નથી

મુસાફરીમાં માંસાહારી અમલદારનો દાખલો અપાયો છે-આ પણ પ્રાયોવાદ ગણાય, અન્નાહારી અમલદારોમા આમ પચાવી લેવાની વૃત્તિ નથી જ એમ ન કહેવાય

આયુર્વેદમા વનસ્પતિને સજીવ કહી છે એ સાચુ, વનસ્પતિ અધ ચેતનાની ભૂમિકામાં છે એ પણ સાચુ પણ એ અસંખ્ય કેરીઓ આપે છે તે સજ્ઞાન નહિ, સહેતુક નહિ કારણ કે વનસ્પતિમા પ્રજ્ઞા, ધૃતિ વિગેરેનો આવિર્ભાવ નથી એનામા સંકલ્પ વિકલ્પાત્મક મન નથી-આમ વનસ્પતિ સજીવ છે પણ સમનસ્ક નથી-

પાનુ ૧૫૧ —વનસ્પતિ અપરિગ્રહના સ્વભાવવાળી છે એ વાક્યમા ભાવ સાચો છે, પણ ભાષા ખોટી છે બળજબરીથી લઈ લેવું તેને ચૌય કહે છે अदत्तादान चौर्य અને પરિગ્રહ અને सर्वंग्रह परिग्रह એટલે કે જરૂરીયાતથી વધુ ભેગુ કરવું તે પરિગ્રહ છે

---

તંત્રીસ્થાનેથી—

# બોર્ડ ઓફ રીસર્ચ ઈન આયુર્વેદ (મુબઈ સ્ટેટ)

નોધ -મુબઈ સરકાર તરફથી આયુર્વેદીક અનુસંધાન માટે એક બોર્ડની સ્થાપના કરવામા આવી છે છેલ્લા આઠ વર્ષમા બે વખત આ બોર્ડના સભ્યોમા ફેરબદલી કરાઈ ને હવે તે સ્થિર કરવામા આવી છે

અત્યાર સુધીમા અગાઉની બોર્ડે આયુર્વેદીક વિષયના ત્રણ પુસ્તકો પ્રગટ કર્યા હતા તે સિવાય બીજુ કંઈ પ્રગતિજનક કાર્ય જણાયુ ન હતું વળી જે પુસ્તકો પ્રગટ કરાયા હતા તે પણ પૂર્ણ સંસ્કૃત ભાષામાજ લખાયેલા હોવાના કારણે બહુ પ્રચલિત થયાં ન હતા

આયુર્વેદીક સંશોધનને લાગે વળગે છે ત્યા સુધી આયુર્વેદના અનેક અંગોમા જુદી જુદી રીતે સશોધન થવું જોઈએ એકલા પાઠ્ય પુસ્તકો પ્રગટ કરીને કે રૂગ્ણ પત્રકો પ્રસિદ્ધ કરીને સંતોષ ન માનવો જોઈએ આ કમીટીમા જોડાયેલા સભ્યો સંપૂર્ણ વિદ્વાન છે તે માટે બે મત નથી પણ જે ગોકળ ગાયની ગતિથી કાર્ય થઈ રહ્યું છે અગર

તેનું સચાલન થઇ રહ્યુ છે તેમા ફેરફાર કરવો આવશ્યક છે એમ અમોને લાગે છે

બોર્ડ ઓફ રીસર્ચની જે અનેક નાની મોટી કમીટીઓ છે તેઓની કાર્યપદ્ધતિની રૂપરેખા વૈદ્યો સમક્ષ મુકવી જોઇએ તેઓએ વૈદ્યોના વિચારો પણ જાણવા જોઇએ આયુર્વેદીક સશોધનની બાબતમા અન્ય વૈદ્યો પાસેથી પણ એમને અનેક વિચારો મળી શકશે માટે 'બ્રહ્મવાક્ય જનાર્દન' એવો સિદ્ધાત ન રાખતા બીજાઓ શું કહે છે તે સમજવા પણ પ્રયત્ન કરવો જોઇએ

બોર્ડ ઓફ રીસર્ચ ઈન આયુર્વેદની રૂપરેખા જોતા જણાય છે કે તેઓ બધા શુદ્ધનોજ આગ્રહ રાખે છે શુદ્ધાયુર્વેદ હોવુ જોઇએ એમ અમો પણ માનીએ છીએ પણ આધુનિક વિજ્ઞાનની સહાયથી અનેક સમસ્યાઓ, સદિગ્ધ અર્થો આયુર્વેદના સમજી શકાય છે જેનો સ્વિકાર તેઓએ કરવો જ જોઇએ આયુર્વેદના સિદ્ધાતોની ચકાસણી આયુર્વેદીક પદ્ધતિ મુજબ કરવી જોઈએ એ ખરૂં છે પણ વિકસતાં જતા વિજ્ઞાનમા નવા યુગના માણસોથી નવી રીતે આયુર્વેદ સમજી શકાય તે રીતે તેનું ઘડતર-કલેવર રચાય, પાઠ્યપુસ્તકો થાય એ આવશ્યક છે

આયુર્વેદીક ઔષધોની બાબતોમા પણ આવુંજ છે ઔષધોના ગુણદોષો, તેની ઓળખ, તેના કાર્યો વગેરે પુસ્તકોમા જણાવ્યા કરતા હાલમા ઘણા ભિન્ન જોવામા આવે છે એક ઔષધનું પ્રમાણીકરણ કર્યું તે ઔષધનું પ્રમાણ (Standard) આખા દેશ માટે એક સરખુ હોવા સભવ નથી દક્ષિણમા થનારી, મધ્ય પ્રદેશમા થનારી અને હિમાલયમા થનારી વનસ્પતિઓના ગુણદોષમા, તેની શારીર રચનામા અને તેના સત્વોમા પણ તફાવત જોવામાં આવે છે એટલે અમુક જ દૃષ્ટિથી નક્કી કરેલુ સ્ટેન્ડર્ડ યોગ્ય પણ ન હોય આ માટે વિવિધ પ્રાતની વનસ્પતિઓનું વિશ્લેષણ, અનુભવ પછીજ થઇ શકે

અત્યાર સુધી લખાઇ ગયેલા આયુર્વેદીક પાઠ્યપુસ્તકોના સ્થાને બોર્ડ તરફથી અમુક રીતેજ લખાયેલા પુસ્તકો વધુ સારા હશે એમ માનવાને પણ કઈ કારણ નથી કારણ કે જે રીતે હાલમા આયુર્વેદીક અને એલોપથીકની ઉભય દૃષ્ટિથી રચાયેલા પુસ્તકો વિદ્યાર્થીને અભ્યાસ માટે અનુકુળ પડયા છે એમ અમો માનીએ છીએ એટલે ફક્ત આયુર્વેદીક દૃષ્ટિકોણથીજ લખાયેલા પુસ્તકો, જો તેમા આધુનિક દૃષ્ટિએ તે વિષયો કેવી રીતે ઘટાવી શકાય તેનુ જો દિશાસૂચન પણ નહીં હોય તો તે પુસ્તક પ્રશસનીય નહીં બને

ટુકમા બોર્ડ ઓફ રીસર્ચને અમારી વિનતિ છે તેઓને આયુર્વેદીય અનુસધાન માટે સરકારે આપની નિમણુક કરી છે આ એક ભગીરથ કાર્ય છે એમ અમો માનીએ છીએ છતા તે કાર્યમા સફળતા જો તેમને મેળવવી હોય તો વૈદ્યોનો, આયુર્વેદીક કોલેજોના અધ્યાપકોનો આયુર્વેદીક હોસ્પીટલોનો, આયુર્વેદીક ફાર્મસીઓનો અને અન્ય પથીના વિદ્વાનો, જેઓ આયુર્વેદાનુરાગી છે તેઓનો સહકાર લઈ આ સશોધનનું કાર્ય આગળ ધપાવે.

---

# બોર્ડ ઓફ રીસર્ચ ઈન આયુર્વેદની કાર્યપદ્ધતિ

(કાર્યાલય તરફથી)

મુબઈ સરકારે ૧૯૫૧મા સૌ પ્રથમ આ બોર્ડની સ્થાપના કરી ત્યારબાદ ૧૯૫૫મા આ બોર્ડમા ફેરફાર થઈ પુન સ્થાપના થઈ આ બોડના પ્રમુખ તરીકે રા રા જી વી પુરાણીક અને સેક્રેટરી તરીકે રા રા એ એન નામજોશી છે આ સિવાય બીજા સાત સજ્જનો સભ્ય તરીકે બીરાજે છે આ પ્રમાણે કુલ નવ સભ્યોની આ કમીટીને સલાહ આપવા માટે રા વૈ મ્હેશશાસ્ત્રી જોશી, રા વૈ જીવરામ કા શાસ્ત્રી અને રા વૈ હરિદત્ત શાસ્ત્રીનું મ ડળ છે

બોર્ડના વર્તમાનમા અને ભુતકાળમા થયેલા કાયની સમજુતી આપવા માટે એક પ્રેસ કોન્ફર સ તા ૧૧-૪-૫૯ના રોજ બોલાવવામા આવી હતી વર્તમાન પત્રોના અને વૈદકીય પત્રોના સ પાદકોને આમ ત્રણ આપવામા આવ્યુ હતું વૈદકીય પત્રના સ પાદક વગ માથી આયુવેદ જગતના સ પાદક રા વૈ પ્રતાપ કુમાર અને આયુર્વેદ વિજ્ઞાનના સહસ પાદક શ્રી નવનીતલાલ બ પડયા એમ બે જણ હાજર રહ્યા હતા

શરૂઆતમા બોડ પ્રમુખે ભૂતકાળમા કરેલા કાર્યોનુ વિવરણ, બોડનુ બ ધારણ, અને કાય પદ્ધતિ વગેરેનુ વિવેચન કર્યુ હતું બોર્ડના પ્રમુખ, મ ત્રી કે અન્ય સભ્યોને એક મીટીંગના રૂા ૫૬૨ અને પ્રવાસ ખર્ચ સરકારી નિયમાનુસાર મળે છે તે સિવાય બોડના મેબરોને કઈ પણ મળતું નથી બોડ તરફથી આયુર્વેદના કેટલાક પુસ્તકો ખરીદવામા આવ્યા છે

બોડ તરફથી ચાર પેટા કમીટીઓ નિમવામા આવી છે જેમા (૧) ઔષધ પ્રમાણીકરણ વિભાગમા (૧) રા વૈ જી વી પુરાણીક (૨) રા એ એન નામજોશી છે

(૨) આયુવેદીય વાઙ્મય અનુસ ધાન તથા પાઠ્યપુસ્તક નિર્માણ વિભાગમા (૧) રા વૈ એન એચ જોશી અને (૨) રા વૈ રણજીતરાય દેશાઈ છે

(૩) આયુવેદીય રૂગ્ણચિકિત્સક અનુસ ધાન વિભાગમા રા વૈ રામશિરોમણી દ્વિવેદી અને રા વૈ એન બી જોશી છે

(૪) આયુર્વેદીય સ્વસ્થવૃત્ત તથા આયુર્વેદીય ઉપચારો દ્વારા રોગ ઉત્પત્તિ સ બ ધના અનુસ ધાન વિભાગમા રા વૈ જી એમ વૈદ્ય અને રા વૈ વેણીમાધવ શ સ્ત્રી છે આયુર્વેદ નિયામકની કોઈ પણ વિભાગના સદસ્ય તરીકે નિમણુક થઈ નથી

**સમિતિની પ્રવૃત્તિઓ**—આયુવેદીય ઔષધ પ્રમાણીકરણ વિભાગમા ગળો, વરૂણ, કાકડાશીંગી શરપુ ખો, કુટજ, ક ટકારી, બૃહતી, અશ્વગ ધા અને ગાંભારી એ વનસ્પતિઓની સૂક્ષ્મ શારીર રચનાનો અભ્યાસ થઈ રહ્યો છે

વળી આ વિભાગમા નીચે જણાવેલા ઔષધોમા થતી ભેળસેળ, પારખવાની પદ્ધતિ નક્કી કરવામા આવી છે તેમા આધુનિક બધાજ સાધનોનો ઉપયોગ કરવામાં આવે છે જેમકે ક્રોમેટો ગ્રાફીક પદ્ધતિ કેટલાક દ્રવ્યોના વિનિશ્ચય માટે ઘણી ઉપયોગી પુરવાર થયેલી છે કેસરની પરીક્ષા માટે તે ખાસ ઉપયોગી છે આ વિભાગમા એક આયુર્વેદીય નિર્માણશાળા ચાલે છે જેમાં શાસ્ત્રે કહેલા ઔષધો નિશ્ચિત પાઠપદ્ધતિ, અનુસાર બનાવાય છે અને તે રૂગ્ણચિકિત્સક અનુસધાન કેન્દ્રોને મોકલ વામા આવે છે

આ સિવાય અનુસધાન પ્રયોગશાળામા અફીફ્રેન અને વિજયાની શુદ્ધિનું કાર્ય ચાલી રહ્યું છે વળી કેટલાક આસવ અરિષ્ટ ની વિશિષ્ટ ક્રોમેટો ગ્રાફીક પદ્ધતિથી પરીક્ષા કરી શકાય છે આ માટેનું કાર્ય ચાલુ છે

આયુર્વેદીય વાઙ્મયનું અનુસધાન અને પાઠ્યપુસ્તક નિર્માણ વિભાગ —વિષયપ્રધાન અભ્યાસક્રમ માટે વિષયપ્રધાન ગ્રંથોની આવ શ્યકતા છે અને તે માટે સમિતિએ આયુર્વેદ દર્શન, આયુર્વેદીય શારીરમ્, પ્રત્યક્ષરચના શારીરમ્, દોષધાતુમલવિજ્ઞાનમ્, રસાદિ વિજ્ઞાનમ્, પ્રતિદ્રવ્યવિજ્ઞાનમ્, ભેષજનિર્માણમ્, રસશાસ્ત્રમ્, વ્યાધિવિજ્ઞાનમ્, રોગપરીક્ષા, કાયચિકિત્સા, રસાયન વાજીકરણતન્ત્રમ્, શલ્ય શાલાક્યતન્ત્રમ્, કૌમારભૃત્યમ્, સ્ત્રીરોગ વિજ્ઞાનમ્, મનોરોગસહિત મનોવિજ્ઞાનમ્, વ્યવહારાયુર્વેદ, આયુર્વેદેતિહાસ, સ્વસ્થ વૃત્તમ્, અગદતન્ત્રમ્ આયુર્વેદીય યોગસંગ્રહ વગેરે વિષયો ઉપર પુસ્તક લખાવવાની વિચારણા ચાલે છે ગઈ બોર્ડના કાળદરમ્યાન આયુર્વેદ દર્શન અને આયુર્વેદીય શારીરમ્ છપાઈ ગયું છે આ નવી બોર્ડ તરફથી દોષધાતુમલવિજ્ઞાન અને રચનાશારીરમ્‌ની રૂપરેખા તૈયાર થઈ છે અને તે અનુસાર અન્ય પુસ્તકો તૈયાર થશે પુસ્તકની ભાષા સસ્કૃત યુક્ત હીંદી હશે

આયુર્વેદીય રૂગ્ણચિકિત્સાત્મક અનુસધાન વિભાગ — સમિતિ તરફથી મુબઈ, પુના, અમદાવાદ નાસિક, સૂરત સોલાપુર, શીવ વગેરે સ્થળોએ હોસ્પીટલોમા અમુક પથારીઓ રીઝર્વ રાખી કાર્ય ચાલે છે ઉદરરોગ, શોથ, આમવાત, અસ્થિમજ્જાગત વાત, સધીગત વાત, જ્વર, અતીસાર, પ્રવાહીકા, ગ્રહણી, શ્વાસ, અમ્લપિત્તમ્, શૂલ, કામલા, એમ કુલ ૧૩ રોગ ઉપર અનુસધાનનુ કાર્ય થશે આ માટે આ બધા રોગોના આયુર્વેદીય રૂગ્ણપત્રક, ઉપર લખેલા ૧૩ રોગોની પૃથક પૃથક લક્ષણ સારણી, દોષધાતુમલ લક્ષણ સારણી, રોગીઓના જરરોગમા વગેરેનું બોધક પત્રક, ચિકિત્સા અનુસધાન પદ્ધતિનું બોધક પત્રક, રોગઉપક્રમના વિવરણનુ બોધક પત્રક અને પાશ્ચાત્ય પદ્ધતિથી થયેલી તપાસનું બોધક પત્રક એમ અનેક પત્રકો તૈયાર કર વામા આવ્યા છે

આયુર્વેદીક સ્વસ્થવૃત્ત તથા આયુર્વેદીક પદ્ધતિથી રોગોની અનુત્પત્તિના વિષયમાં અનુસધાન વિભાગ —આ વિભાગમા આયુવેદીક સિદ્ધાંતાનુસાર, પથ્યાપથ્ય, યુક્તાહાર, પ્રકૃતિ વગેરે ઉપર વિચાર થશે પાઠ્ય પુસ્તકોમા આયુવેદીક સિદ્ધાતોનો કેવી રીતે સમાવેશ કરવો તેની પણ વિચારણા થશે

આ ઉપરાત બીજી ઘણીક ભાવી યોજનાઓ છે નાગપુરની આયુવેદીક હોસ્પીટલમા વાતરુગ્ણ વોડ, કફરુગ્ણ વોર્ડ, પિત્તરુગ્ણ વોર્ડ, એ પ્રમાણે દોષાનુસાર વોર્ડની રચના કરી રોગીઓને દાખલ કરી તેનો અભ્યાસ કરવો આયુર્વેદના વાઙ્મયનુ સકલન કરવું પ્રકૃતિવિનિશ્ચય અને સ્વાસ્થ્યપરીક્ષા વિષયમા અનુસધાન, અખિલ ભારતીય આયુવેદીક યોગસગ્રહ, કોઇ ચમત્કારી ગુણદોષવાળા ઔષધ ઉપર અનુસધાન, આયુવેદીક મુજબ આહારવિહારની યોજના, ૯ માહની આયુર્વેદીક ચિકિત્સા ઉપર અનુસધાન, અરિષ્ટ લક્ષણો ઉપર અનુસધાન વગેરે ૧૩ પ્રકારની ભાવી યોજનાઓ છે

---

# ※ કેટલાક સમાચાર ※

૧ ઓમ્બે સ્ટેટ ઇ ટીગ્રેટેડ મેડીકલ એસોસીએશન (મુંબઇ બ્રાચ)ની સામાન્ય સભા તા ૧૭–૪–૫૯ને દિને નીચેના કાર્ય માટે મળી હતી

(૧) તારીખ ૩૦ મેને દિવસે મુબઈ સ્ટેટ ઈ ટીગ્રેટેડ મેડીકલ કો ફરસ બોલાવવાનું નક્કી થયુ હતું અને તે અગે યોજના પણ નક્કી થઈ હતી

(૨) સરકાર તરફથી ચાલતા કામદાર વિમા યોજનામા ડી એ એસ એફ ને બીજા ડોકટરો કરતાં ઓછા પૈસા હવે પછી મળનાર છે તે અગે વિરોધ કરતો ઠરાવ થયો હતો અત્યાર સુધી ડોકટરો, મિશ્રસ્નાતકો, અને વૈદ્યોને દરેક એકસરખા વાર્ષિક એક દરદી દીઠ છ રૂપીઆ મળે છે હવે કુટુબ દીઠ આ યોજના લાગુ પડતી હોવાથી તેમાં ડોકટરોને એક દરદી દીઠ રૂા ૧૮, મિશ્રસ્નાતકને રૂા ૧૫ કે ૧૩ અને વદ્યને રૂા ૧૨ આપવાનુ સરકાર વિચારી રહી છે

આ પ્રમાણેનો ભેદભાવ ઉભો કરવાનો સરકાર વિચાર કરે છે અત્યાર સુધી આગલી સરકારે વૈદ્યો અને ડોકટરોને એકસરખા અધિકાર આપ્યા હતા જ્યારે આ

નવુ દ્વિભાવિક થયુ ત્યારથી વૈદ્યોના હક્ક મા આ પ્રમાણે ભેદભાવ ઉભો થવા માડયો છે

(૩) જી એફ એ એમ ના ઉપાધિવાળા આયુર્વેદીક ડીગ્રીવાળા સ્નાતકોને ઉપાધિપ્રદાન સમારભ યોજનાનો વિરોધ કરતો ઠરાવ થયો હતો સ્નાતકોનુ એમ કહેવુ હતુ કે અમારી ડીગ્રીના અગ્રેજી અક્ષરોમા આયુર્વેદીકનુ નામ આવી જાય છે માટે આયુર્વેદ નિષ્ણાત એવો બીજો શબ્દ લખવાની જરૂર નથી અને જો આયુર્વેદ નિષ્ણાત એમ અમારા સર્ટીફીકેટ ઉપર લખાશે તો તે સર્ટીફીકેટ અમો સ્વીકારવા ખુશી નથી ફક્ત જી એફ એ એમ એટલાજ શબ્દો લખો

૨ લકા ખાતે આયુર્વેદીય શિક્ષણનો પ્રચાર — લકા ખાતે આયુર્વેદીય શિક્ષણના વિકાસ પ્રચાર અનુસધાન તથા સગઠન માટે કોલ બો યોજનાની ટેકનીકલ સહયોગ યોજનાને અન્વયે ભારત સરકારે મુબઈના વૈદ્ય શ્રી શિવશર્માને લકા મોકલવાનુ ઠરાવ્યુ છે આયુર્વેદને સ્પર્શતી આ નિમણુંક અભિનવ છે અને તેને માટે નિમાનાર અને નિમનાર બને અભિનદનને પાત્ર છે આ નિમણુંક છ માસ માટે છે અને પોતાના સ્થાનિક કાર્યવહનને પહોચી વળવા વૈદ્ય શિવશર્માજી પ્રત્યેક માસનો પૂર્વાર્ધ લકા ખાતે અને ઉતરાર્ધ મુબઈ ખાતે ગાળશે વળી એક અનધિકૃત સમાચાર જણાવે છે કે । વે શિવશર્માજીને રૂા ૫૦૦૦)નુ માસિક વેતન અને આવવા જવાનુ વિમાન ભાડુ મળશે

( આ જ )

૩ વૈદ્યરત્ન પ શિવશર્માજી લકામા આયુર્વેદના વિકાસની યોજનાને કાર્યાન્વિત કરવા માટે કોલ બો યોજના અતર્ગત લકા સરકારની પ્રાર્થનાથી અને ભારત સરકારના આદેશ અનુસાર લકા જઈ રહ્યા છે તેમને વિદાયમાન આપવાનો એક સમારોહ મગળવાર તા ૭-૪-૫૯ને દિને મુબઇ રાજ્ય વૈદ્ય સમેલન તરફથી માનનીય સ્વાસ્થ્ય પ્રધાન કન્નમવરજીના પ્રમુખપણા નીચે થયો હતો

૪ તા ૨૩ એપ્રીલ ૧૯૫૯ને દિને પ્રભુરામ આયુર્વેદિક કૉલેજના આવાસમા આમત્રિત વૈદ્યહકીમોની એક સભા ભારત સરકારના ડ્રગ એકટના વિષયમાં સશોધન દ્વારા રજીસ્ટર્ડ પદવીધર, તથા ઈતર વૈદ્ય હકીમોના વ્યવસાયમા ઔષધ નિયત્રણ યોજવાનો જે પ્રયત્ન થઇ રહ્યો છે, તેનો વિરોધ કરવા માટે અને તે માટે આવશ્યક કાર્યવાહી કરવા માટે મળી હતી

**૫. મેડીકલ પ્રેકટીશનરની વ્યાખ્યા** —તા ૨૨-૪-૫૯ને રોજ દિલ્હી ખાતે મળેલી રાજ્ય સભાની બેઠકમા કાર્યમી

કાયદામા સશોધન કરતા ખરડાની ચર્ચા વખતે આરોગ્ય મત્રીશ્રી કરમરકરે એક કોંગ્રેસી સભ્ય શ્રી જેઠાલાલ જોશીનો એ સુધારો માન્ય રાખ્યો હતો કે "મેડીકલ પ્રેકટીશનરની વ્યાખ્યામા એ ચિકિત્સકોનોય સમાવેશ કરવો કે જેમના નામ રાજ્યોના મેડીકલ રજીસ્ટરમાં હોય અને જેઓ મોડર્ન સાયન્ટીફિક સીસ્ટીમ્સ ઓફ મેડીસીનની પ્રેક ટીસ કરતા હોવાની રજુઆત રાજ્ય તરફથી કરવામા આવે'

આ સુધારાને મા ય કરતા શ્રી કરમરકરે ખુલાસો કર્યો હતો કે ઇ ટીગ્રેટેડ વૈદ્યકાનુસાર ચિકિત્સા કરતા ચિકિત્સો પરત્વે ભારતના વિભિન્ન રાજ્યોમા એકવાકયતાનો અભાવ હોવાથી, જેઓ ઈ ટીગ્રેટેડ આયુર્વેદીય વા યુનાની વ્યવસાય કરતા હોય તેમને 'મેડીકલ પ્રેકટીશનર'ની વ્યાખ્યામા સમાવવાની સુન સફી ઉપરોક્ત સુધારાને પરિણામે રાજ્યોની સરકારોને મળશે'

૬ સૌરાષ્ટ્ર વૈદ્ય સમેલનનુ ચોથુ અધિવેશન મોરબીમા તા ૨૩-૨૪ મેના રોજ મળશે એમ જણાય છે આ સમેલનમા આયુર્વેદીય ઔષધો, વનસ્પતિઓ અને યત્રોનું વિશાળ પ્રદર્શન યોજવામા આવશે આ સમેલનમા સૌરાષ્ટ્ર, કચ્છ અને મહા ગુજરાતના વૈદ્યો મોટી સખ્યામા હાજરી આપશે એમ ધારણા છે

૭ સેન્ટ જોન એમ્બ્યુલ સ એસોસીએશન (ઇ ડીયા) ઉમરેઠ સે ટરમા દસમો વિશ્વ આરોગ્યદિન મહોત્સવ તા ૭-૪-૫૮ના રોજ આણદની મીશન હોસ્પીટલના ડોકટર વીલીયમ રૂથફોર્ડ સાહેબના પ્રમુખપણે ઉજવાયો હતો તે વખતે ડો બી જી શેલત, ડો સોની, અને ડો ત્રિવેદીએ માનસિક દર્દો અને સ્વાસ્થ્ય એ વિષય ઉપર પ્રવચનો કર્યાં હતા

૮ દુખદ અવસાન—શ્રી દત્તાત્રય કૃષ્ણ સાડુ બ્રધસ પ્રાઇવેટ લીમીટેડ નામની જાણીતી આયુર્વેદીય નિર્માણ સસ્થાના મૂળ સ્થાપકો પૈકી એક અને વિદ્યમાન મેનેજીંગ ડાયરેક્ટર વૈ ગોવિદશાસ્ત્રી (આબાસાહેબ) સાડુનુ અવસાન તા ૫-૪-૫૮ના રોજ થયુ છે



ઝંડુ ફાર્માસ્યુટિકલ વર્કસ લિ., વતી, તંત્રી શ્રી ગોપાલ મ. પરીખ ગોખલે રોડ (દક્ષિણ) મુંબઈ ૨૮
મુદ્રક અને પ્રકાશક : જયંતીલાલ મોરારજી મહેતા. [illegible] સમાચાર પ્રેસ [illegible] [illegible]

# આયુર્વેદ વિજ્ઞાન

વૈદ્યક સિદ્ધાંતોને તુલનાત્મક દૃષ્ટિથી તથા અનુભવની દૃષ્ટિથી ચર્ચનારૂં માસિક

પુસ્તક ૭ ] જેઠ ૨૦૧૫ જુન ૧૯૫૯ [ અંક ૯

नमामि धन्वन्तरिमादिदेवं सुरासुरैर्वन्दितपादपद्मम् ।
लोके जरारुग्भयमृत्युनाशं धातारमीशं विविधौषधीनाम् ॥



तदेव युक्तं भैषज्यं यदारोग्याय कल्पते ।
स चैव भिषजां श्रेष्ठो रोगेभ्यो यः प्रमोचयेत् ॥



આદ્ય તંત્રી સ્વ. રા. રા. દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી
કાર્યવાહક તંત્રી રા. રા. શ્રી ગોપાલ મ. પરીખ
સહાયક તંત્રી નવનીતલાલ બ. પંડ્યા, એલ. એ. એમ., ડી. એ. એસ. એફ. (બિ...)
ઝંડુ ફાર્માસ્યુટિકલ વર્ક્સ, લિમિટેડ, તરફથી,
૧ ગોખલે રોડ (દક્ષિણ) મુંબઈ ૨૮

## અનુક્રમણિકા



---

## વિજ્ઞપ્તિ

આયુર્વેદ વિજ્ઞાનનો આ અંક વાંચીને આપ જાણી શકશો કે આયુર્વેદના વિજ્ઞાનને સ્પર્શતા મૌલિક લેખોનો આમાં સમાવેશ કરવામાં આવ્યો છે.

આયુર્વેદના જ્ઞાન અને પ્રચાર માટે વૈદ્યોને વૈદકના વિદ્યાર્થીઓને ઉપયોગી નીવડે તેવું આ માસિક છે. સામાન્ય સ્વાસ્થ્ય કેમ પાળવું અને રોગોથી કેમ બચવું તે વિષે પણ આ માસિકમાં માર્ગદર્શન કરાવવામાં આવ્યું છે. આ માસિક દર અંગ્રેજી મહીનાની ૧૫મી તારીખે પ્રગટ થાય છે. લવાજમ ફક્ત રૂા. ૪–૦–૦ (પરદેશના રૂ. ૬–૦–૦) ટપાલ ખર્ચ સહિત રાખવામાં આવ્યું છે. લાઇબ્રેરીઓ દ્વારા આ માસિકનો બહોળો પ્રચાર થાય તે હેતુથી લાઇબ્રેરીઓ માટે લવાજમ ફક્ત રૂા. ૩–૦–૦ રાખવામાં આવ્યું છે. અત્યારના આ જમાનામાં આ લવાજમ ઘણું ઓછું છે છતાં આયુર્વેદની સેવા ખાતર અમોએ લવાજમ ઓછું રાખ્યું છે. આશા છે કે આપ સર્વે વૈદ્ય બંધુઓ આ માસિકના ગ્રાહક જેમ બને તેમ જલદીથી થઈ જશો. તેમજ આપના બીજા ઇષ્ટ મિત્રોમાં તેનો પ્રચાર કરી વધુને વધુ ગ્રાહકો કરી મોકલશો અથવા વી. પી. થી અંક મોકલવા માટેના પત્ર લખશો એ વિનંતિ.

પત્રવ્યવહારનું સરનામું

તંત્રી

**આયુર્વેદ વિજ્ઞાન.**

ઠે. ઝંડુ ફાર્માસ્યુટિકલ વર્ક્સ લિ.

[illegible]

# આયુર્વેદ વિજ્ઞાન



प्रत्यक्षतो हि यद्गुण शास्त्रदृष्ट च यद्भवेत् ।
समासतस्तदुभय भूयो ज्ञानविवर्धनम् ॥


| | | | |
|---|---|---|---|
| પુસ્તક ૭ | આદ્ય તંત્રી સદ્‌ગત દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી | | જેઠ ૨૦૧૫ |
| | કાર્યવાહક તંત્રી શ્રી. ગોપાલ મ પરીખ | | |
| અંક ૯ | સહાયક તંત્રી શ્રી નવનીતલાલ બ પંડ્યા | | જુન ૧૯૫૮ |

ઝંડુ ફાર્મસી તરફથી


## " રસક્રિયા વિજ્ઞાનમ્ "


લેખક —નવનીતલાલ બદ્રીનાથ પંડ્યા, ગૃહીતાયુર્વેદશાસ્ત્ર L A M આયુર્વેદવિશારદ DASb (Bom) પ્રધાન વૈદ્ય અને આયુર્વેદીક પરામર્શદાતા ઝંડુફાર્મસી, મુબઈ–૨૮


[ રસક્રિયા વિજ્ઞાન ઉપરનો આ લેખ સૌરાષ્ટ્ર વૈદ્ય સમેલનના ચતુર્થ અધિવેશન મોરબીમા શાસ્ત્ર સંભાષા પરિષદમાં વચાયો હતો આયુર્વેદની ધાતુઓની ભસ્મો એ ધાતુઓનુ (Colloidal) સ્વરૂપ છે, અને શોધન મારણ ક્રિયા અને ધાતુઓનો સેન્દ્રિય ધાતુ કલ્પ organe metalic compound બનાવવાની ક્રિયા છે એ ધાતુનુ સમર્થન શાસ્ત્રાધાર સહિત લેખકે આ લેખમા કરેલુ છે તંત્રી, આયુર્વેદ વિજ્ઞાન ]

આયુર્વેદિક ચિકિત્સામા રસચિકિત્સાનુ પ્રાધાન્ય સ્વિકારાયેલુ છે કારણ કે રસથી ચિકિત્સા કરનારને અલ્પ માત્રામા તેનો ઉપયોગ થતો હોવાથી, અરૂચિકર ન લાગવાથી અને જલ્દી આરોગ્ય આપનાર હોવાથી બીજી બધી ક્રિયાઓ કરતા તે વધુ અનુકૂળ પડે છે અને તેથીજ શાસ્ત્રમા કહ્યુ છે કે–
न क्षोपाणा न रोगाणा न पुसाञ्चपरिक्षणम् ।
न देशस्य न कालस्य कार्यं रसचिकित्सिते ॥
सपशास्त्रार्थ तत्वज्ञो न जानाति रस यदा। सर्वे
तस्योपहासाय धन्हीनो यथानुघ ॥ (मै द.)
રસચિકિત્સા કરવાથી વાતપિત્તાદિક દોષોના તરતમ ભાવના જ્ઞાનની આવશ્યકતા ઘણે ભાગે નથી તથા રોગીપરીક્ષા, સબળ કે નિર્બળ પુરૂષ પરીક્ષણ, દેશપરીક્ષા અને કાળ પરીક્ષાની પણ કઈ જરૂર હોતી નથી કારણ કે રસૌષધીઓમા એક એવી અચિત્ય શક્તિ અવસ્થિત છે કે જેના પ્રયોગ વખતે દોષાદિકનો વિશેષ નિર્ણય ન હોય તો પણ રોગની બધી અવસ્થામા તે લાભદાયી છે અને તેથીજ જે વૈદ્ય આયુર્વેદનો જ્ઞાની હોય પણ જ્યા સુધી એને રસચિકિત્સાનું જ્ઞાન હોતું નથી ત્યા સુધી એનુ સર્વશાસ્ત્રનું જ્ઞાન ધર્માચરણ વગરના પંડીતની માફક ઉપહાસ કારક હોય છે

આયુર્વેદિક ચિકિત્સાના વૈદ્યો મુખ્યત્વે ચાર પ્રકારના હોય છે उत्तमोरसवैद्यस्तु मध्यम मूलिकादिभि । अधम शस्त्रदाहाभ्या सिद्ध वैद्यास्तु मान्त्रिका ॥ જે વૈદ્યો રસ ચિકિત્સા કરતા તે ઉત્તમ વૈદ્ય કહેવાતા કાષ્ઠૌષધી વાપરનાર વૈદ્યોનો મધ્યમ વર્ગ હતો દાહ, અગ્નિ, અને શસ્ત્રકર્મ કરી શલ્ય ચિકિત્સા કરનાર વૈદ્યો અધમ કોટીના ગણાતા હતા અને ચોથો વર્ગ જે મંત્રોપચારથી ચિકિત્સા કરતા તે માન્ત્રિક એટલે કે સિદ્ધ વૈદ્યો કહેવાતા હતા ચરક મુનિએ પણ

ચિકિત્સાના ત્રણ પ્રકાર દૈવ વ્યપાશ્રય, યુક્તિ વ્યપાશ્રય અને સત્વાવજય એમ ગણાવ્યા છે એટલે દૈવ વ્યપાશ્રય ચિકિત્સા શાસ્ત્રાધારિત છે રસચિકિત્સામા પણ રસેશપૂજન અર્ચન વગેરેની અનેક ક્રિયાઓ બતાવેલી છે એટલે રસચિકિત્સા એ દૈવ વ્યપાશ્રય ચિકિત્સાનો જ એક ભાગ છે આ ઉપરાંત યુક્તિ વ્યપાશ્રયનો સમાવેશ પણ એમા થઇ જાય છે

કાષ્ઠૌષધીચિકિત્સા અને રસચિકિત્સા એ આયુર્વેદના બે હાથ છે તેમા પણ રસચિકિત્સા અ૫માત્રોપયોગित्वात् अरुचेर प्रसगत । क्षिप्रमारोग्यदायित्वात औषधेभ्योऽधिकोरस ॥ એટલે કે તે શીઘ્રફલદાયી હોવાના કારણે વ્યવહારમા રસચિકિત્સાનો વધુ પ્રચાર થયો.

આ રસચિકિત્સાનુ પ્રધાન અંગ પારદ છે પારદને રસરાજ પણ કહેવામા આવે છે ધાતુ, ઉપધાતુ, રસ, ઉપરસ, મહારત્ન, સાધારસ વગેરે દ્રવ્યો પારદના સસ્કારથી વિશેષ કાર્યાન્વિત બને છે પારદ યોગવાહી હોવાથી અનેક દ્રવ્યો સાથે તે સહેલાઈથી મળી જાય છે અને તે યોગના દ્રવ્યોના ગુણોની વૃદ્ધિ કરે છે

આપણ માનવશરીર સજીવ કોષોનુ બનેલુ છે Man is a Polycellular Organism આયુર્વેદે પચમહાભૂત દિશા, કાળ આત્મા અને મનને દ્રવ્ય (Substance) તરીકે ગણાવ્યા છે જીવત શરીરમા પચમહાભૂત, આત્મા ઇન્દ્રિયો મન એ બધાનો સયોગ હોય છે 'शरीरेन्द्रियसत्वात्मा सयोगो धारि जिवीतम्॥' શરીરમા રહેતી રસ રક્તાદિ ધાતુઓ પચમહાભૂતના જ રૂપા તરછ આ સાતે ધાતુમાથી કોઇ પણ વધતી ઓછી થાય તો તેની ઉણપ પણ તેવાજ ગુણધર્મવાળા દ્રવ્યોથી ઉમેરી કરી શકાય છે ("सर्वदा सर्व भावानाम् सामान्यवृद्धिकारणम्")

રસાદિધાતુઓ યથાર્થમા પચમહાભૂતનું પરિણામ હોવાથી નિર્જીવ Inorganic છે માનવશરીરની અદર આત્મચૈતન્યનો નિવાસ હોવાથી બધા કોષ સજીવ બની જાય છે એટલે નિર્જીવ ધાતુઓનુ સજીવીકરણ કરવાની ક્રિયાઓ આયુર્વેદમા છે શોધન મારણ ક્રિયાઓ દ્વારા સજીવત્વ ચેતનાશક્તિની પ્રાપ્તિ થાય છે કોઈ નિર્જીવ દ્રવ્યનો ચિકિત્સારૂપે ઉપયોગ શુદ્ધિકરણ કર્યા વગર અગર મારણ કર્યા વગર કરી શકાતો નથી અગર જો કરવામા આવે તો તે શરીરને નુકશાન કરે છે શરીરને ઉપયોગી દ્રવ્યોમા વનસ્પતિઓ એ જગમદ્રવ્યો છે એટલે તેના સેન્દ્રિય તત્વો શરીરમા સહેલાઇથી પચી શકે છે જ્યારે ધાતુઓ નિરીન્દ્રિય Inorganic છે તેનું જીવત શરીરમા પાચન થઇ શકતું નથી અને તેથી આયુર્વેદના વિદ્વાનોએ વનસ્પતિઓ અને અને પ્રાણીઓના રસથી શોધન-મારણના સસ્કાર આપીને તે તે ધાતુઓનું Organic સેન્દ્રિય તત્વોમા રૂપાતર કર્યુ છે જે જે વનસ્પતિઓની ભાવના આપી તેના પુટ અપાય છે તે તે વનસ્પતિઓના ગુણો અને ચેતનાશક્તિનો પણ તેમા પ્રવેશ થાય છે જેમકે લોહદ્રવ્ય સ્વભાવથી કાઈક વિબધ-કબજીઆત કરે છે પણ ત્રીફળા કે કુવારથી મારણ કરેલી કબજીઆત કરતી નથી એ અનુભૂત વાત છે

આ પ્રમાણે રસાદિ ધાતુઓનું સેન્દ્રિય કરણ કરવાની પદ્ધતિ એટલે આયુર્વેદની શોધન મારણ ક્રિયા આ ક્રિયા એક

પ્રકારના સંસ્કારના રૂપમા છે સંસ્કાર એટલે " संस्कारोहिनाम गुणा तराधानम् " પદાર્થને અમુક જાતના સંસ્કારો આપવાથી તેના ગુણોમા ફેરફાર થાય છે આ સંસ્કાર શોધનના રૂપે, ભાવનાથી, મર્દનથી અને અગ્નિ સંસ્કારથી થાય છે પદાર્થના ગુણોનુ એક જાતિમાથી બીજી જાતિમા પરિવર્તન પામવું તેનુ નામ તે સંસ્કાર (Chemical Changes in the form of Compound) શાસ્ત્રમા કહ્યુ છે કે– " वह्नि सयोगेन गुणा तराधानम् " અગ્નિના સંયોગથી–સંસ્કારથી ગુણોમા પરિવર્તન કરી શકાય છે અને "मर्दनम् गुणवर्धनम्" મર્દન કરવાથી વિદ્યુત્‌ની ઉત્પત્તિ થવાથી ગુણની વૃદ્ધિ થાય છે

આ ઉપરથી એટલુ તો ચોક્કસ માની શકાય છે કે આયુર્વેદિક રસાદિ ધાતુઓની ભસ્મ બનાવવાની પદ્ધતિ એ **ધાતુઓનો એકલો આગીક ભુકો નથી પણ નિરેન્દ્રિય ધાતુઓનુ સેન્દ્રિય ધાતુઓમા પરિવર્તન કરાવીને શરીરમા તેનુ પાચન થઇ શકે એવો સેન્દ્રિય** Organo metalic Compound છે

રસાદિ ધાતુઓનુ શોધન કરવાનુ પ્રયોજન — રસાદિ ધાતુઓના શોધન મારણ કરતી વખતે અમુક ગુણ વર્ધક વનસ્પતિના ક્ષાર, અમ્લો, વિષ અને ઘી–તેલ વગેરે સ્નેહોથી સંસ્કાર આપવા પડે છે सर्वमल्हरा क्षारा सर्वे चाम्ला प्रबोधका। विषाणिच तमोघ्नानि स्नेहा मार्दव कारका ॥" (रसार्णव पंचम पटल) વનસ્પતિઓના ક્ષારો ધાતુઓમા મળને છૂટા પાડે છે દરેક અમ્લ દ્રવ્યો (વનસ્પતિઓના અમ્લ રસો) ધાતુઓને પ્રબોધ કરનાર–જાગ્રત કરનાર Active બનાવનારા છે ધાતુઓમા જે તમો ગુણ–જડતા રહી હોય તે વિષના સંયોગથી દૂર કરી શકાય છે સ્નેહમા શુદ્ધ કરવાથી અને સ્નેહ દ્રવ્યોથી મારણ કરવાથી ધાતુઓમા માર્દવતા–કોમળતા પ્રાપ્ત થાય છે આ ઉપરાંત ખનીજ ધાતુઓને શોધન કરવા અંગે નીચેના કારણો છે – (૧) ખનીજ ધાતુઓ સાથે નૈસર્ગિક રીતે બીજી વસ્તુઓ પણ મળેલી હોય છે એટલે તે અશુદ્ધિઓ દૂર કરવા માટે શોધન ક્રિયા કરવી પડે છે (૨) ધાતુઓનાં અણુઓનુ સેન્દ્રિય તત્વોમા રૂપાંતર થાય છે (૩) શોધન કરવાથી ધાતુઓ મૃદુ–નરમ બને છે તેનુ ચૂર્ણ સહેલાઇથી બને છે (૪) જે વનસ્પતિ યા ખનીજ ઝેરી હોય છે તેની શુદ્ધિ કરવાથી તેના ઝેરી તત્વો કઇક નિર્બળ બને છે, અને તેના ગુણોથી શરીરને પોષણ કરનારા તત્વોની વૃદ્ધિ થાય છે

રસાદિ ધાતુઓની મારણક્રિયા કરવાનુ પ્રયોગ ન "म्रियते अनेन इति मारण " જેનાથી ધાતુઓ મરી જાય (મહા મૂર્છાની પ્રાપ્તિ થઈ જાય) એટલે કે ધાતુઓ પોતાનું ધાતુપણું metalic form છોડી દે તેને મારેલી ધાતુ અથવા મારણ કહે છે મારણ કર્મ એટલે ધાતુઓનુ મૂળ પદાર્થ કરતા ભિન્ન પદાર્થમા પરિવર્તન કરાવવુ તે ધાતુઓ ભસ્મ બની ગયા પછી તે ભસ્મની મૂળ ધાતુની Physical properties ભૌતિક ગુણો મૂળ રૂપમા વિદ્યમાન રહેતા નથી પણ તેનાં રૂપાંતરમા તે ભસ્મ Oxide Sulphide કે Carbonateના રૂપે બને છે

મારણક્રિયા બે પ્રકારની છે એક સામાન્ય મારણ અને બીજુ વિશેષ મારણ સામાન્ય મારણક્રિયામા ઘણું કરીને ૧૫-૨૦ પુટમા ભસ્મ તૈયાર થઈ શકે છે જ્યારે ૫૦, ૧૦૦ કે ૧૦૦૦ પુટ આપવા પડે છે ત્યારે વિશેષ ક્રિયા કહેવાય છે સામાન્ય મારણથી તૈયાર કરેલી ભસ્મ રોગદૂર કરવા માટે ઉપયોગી છે, જો તેનો રસાયણ ગુણ મેળવવો હોય તો વધુ પુટ આપીએ તોજ થઈ શકે

ધાતુઓમા મારણમા પારદ મેળવાય તો વિશેષ ગુણોત્કર્ષ થાય છે પારદ યોગવાહી છે, તે Catalytic ઉદ્દીપક મદદ કરતા તરીકે કામ કરે છે કોઈ પણ ધાતુઓની જો ભસ્મ બનાવવી હોય તો તે પારદના યોગથી બનાવેલી હોય તો તે શ્રેષ્ઠ પ્રકારની હોય છે લોહાના मारण श्रेष्ठ सर्वेषा रस भस्मना । मूलिभि मध्यम प्राहु कनिष्ठ गधकादिभि ॥ (આયુર્વેદ પ્રકાશ અધ્યાય ૧૧) કાષ્ઠૌષધીથી મારેલી ભસ્મોથી શરીરમા કૃમી પેદા થાય છે ' उदरे तस्य किट्टानि जायन्ते नात्र सशय " મારણ ક્રિયામા પુટનુ મહત્ત્વ —રસાદિ ધાતુઓના મારણ માટે પુટ એ અગ્નિના બલાબલને માપવાનુ એક સાધન છે અસલના વખતમા થર્મોમિટર જેવા ઉષ્ણતા માપક યત્રો આપણે ત્યાં નહતા ત્યારે કયા ઔષધને કેટલો અગ્નિ આપવો, કેવો અગ્નિ આપવો એ બધુ પુટની પરિભાષાથી સમયાનુરૂપ સક્ષેપમા સમજાવવામા આવ્યું છે વિશેષત સદ્‌ગુરુની સન્નિધિમા રહીને શિષ્યો જાણી લેતા હતા रसादि द्रव्य पाकाना प्रमाण ज्ञापन पुटम् । नेष्टो न्यूनाधिक पाक सुपाक हितमौषधम् । ' પુટ આપવાથી ધાતુઓ લઘુ બને છે શરીરમા તે જલ્દીથી ફેલાઈ જાય છે તેનુ પાચન સારી રીતે થાય છે શરીરની ક્રિયાઓને દીપન કરે છે Stimulation આપે છે, અને તેમા પણ જો પારદથી મારણ કર્યું હોય તો ધાતુઓ અધિક ગુણ આપે છે તેથીજ કહ્યુ છે કે ' पुटनात् स्यात् लघु च च शीघ्र व्याप्ति दीपनम । जारितात् अपि सूतेन्द्र लोहाना अधिको गुण ॥ (આ પ્ર અ ૧૧) કઈ કઈ ધાતુઓને કેટલો, કેવો પુટ આપવો તેનો પણ શાસ્ત્રકારે નિયમ નિશ્ચિત કરેલો છે પહેલાના સમયમા સુવર્ણ કેટલી ડીગ્રીએ ઓગળે છે કે પારો કેટલી ડીગ્રીએ ઉડે છે તે તેઓ જાણતા ન હતા પણ પુટની દૃષ્ટિએ કેટલા પ્રમાણમા કઈ ધાતુ અગ્નિ સહન કરી શકશે તે તો ચોક્કસ જાણતા હતા અને તેથી "स्वर्ण रूप्य द्वैव ह्यय पु कुक्कुटकादिकम् । ताम्रे लावादिजोवह्निलोहे गजपुटानि च ॥ સુવર્ણ રૌપ્ય વગેરે થોડા અગ્નિમા જલ્દી ઓગળી જાય છે માટે તેને શરૂઆતમા કુક્કુટ પુટ લઘુ પુટ આપવો અને પછી ધીરે ધીરે જેમ જેમ અગ્નિ સહન થતો જાય તેમ તેમ મોટો પુટ આપતા જવો જ્યારે તામ્રને લાકડાનો અગ્નિ આપીને મારણ કરવુ લોહને ગજપુટથી અગ્નિ આપવો મતલબ કે લોહ તામ્ર વગેરે ધાતુઓને શરૂઆતમા કડક પુટ આપવાનુ કહ્યુ છે

કુક્કુટ પુટ, ગજ પુટ, વારાહ પુટ મહા પુટ, ભૂધર પુટ વગેરે પુટની આકૃતિ અથવા પુટનુ ક્ષેત્રફળ Area બતાવે છે કુક્કુટ પુટ એટલે એક કુકડો બેસે તેટલી જગ્યાનો સમ ચોરસ ખાડો ખોદીને તેમા છાણા ભરીને

પુટ આપવો તે ગજપુટમા સમચોરસ એક રાજહસ્ત પ્રમાણનો ખાડો કરી તેમા અરધા છાણા ભરી વચ્ચે સપુટ મુકી બાકીના છાણાભરી અગ્નિ આપવો તે પુટ આપવા માટે બીજુ કોઈ વાસણ કે યત્ર કરતાં જમીનને વિશેષ મહત્ત્વ અપાયેલુ છે કારણ કે તેમાં પ્રમાણસર ખાડો ખોદીને અદર ઈંટોથી બાધીને પુટ આપવાનો હોવાથી પ્રમાણસરજ છાણા ભરી શકાય છે તેમા સળગેલો અગ્નિ બહાર બીજે આજુબાજુ ફેલાઈ જતો નથી એટલે ભસ્મ દ્રવ્યને પ્રમાણસર Constant એક સરખો અગ્નિનો તાપ મળે છે. વળી જ્યારે અગ્નિ હોલવાઈ જાય ત્યારે આજુબાજુની તપેલી જમીનને ઠડી થતા વાર લાગે છે એટલે અમુક પ્રમાણમા ગરમી લાબો સમય સુધી ટકી રહે છે જેથી ભસ્મનો પાક સારી રીતે થાય છે વળી સ્વાગશીત થયા પછીજ મપુટને બહાર કાઢવાનુ શાસ્ત્રમા કહ્યું છે તેનુ કારણ એ છે કે અગ્નિથી પરિપક્વ થયેલુ ઔષધ ધીરે ધીરે પાછુ ઠડુ પડે છે ભસ્મમા થયેલા પાકનુ સ્વરૂપ જળવાઈ રહે છે

ભસ્મ પરીક્ષા — "लौह्यग्रेर पुनर्भावो गुणाऽधिक्य ततोऽन्यता। न चाप्सुमज्जन रेखा पूर्णता पुटतो भवेत्" ॥ લોહ વગેરે ધાતુઓની ભસ્મ બનાવતા જ્યારે તેમા અપુનર્ભાવ ઉત્પન્ન થાય ત્યારે તે ભસ્મ બની છે એમ કહેવાય આ પ્રકારની ભસ્મ ગુણમા ઉત્તમ હોય છે આ ઉપરાત તેને પાણીમા નાખતા તે ડુબતી નથી આગળીની રેખામા તે પ્રવેશ પામે છે આખમા અજન કરનાથી તે આખમા ખુચે નહીં તેવી અજનપ્રદેશ મુલાયમ અને કેવડાની રજ જેવી સ્નિગ્ધ 'केतकीरजोपमम्' હોવી જોઈએ ભસ્મને જેમ જેમ પુટ આપતા જઈએ તેમ તેમ તેના રગમાં પણ પરિવર્તન આવે છે "पुटात् रागो" એટલે કે ભસ્મના અમુક પ્રકારના જે રગ થાય છે તેમા પુટ એ પણ એક કારણદ્રવ્ય છે (સાથે સાથે ભાવનાદ્રવ્ય પણ રગનુ કારણ છે) ભસ્મની બે પ્રકારની પરીક્ષા છે એક સ્થૂલપરીક્ષા અને બીજી સૂક્ષ્મપરીક્ષા એમા સ્થૂલપરીક્ષામા કેટલાક ભે છે —

(૧) સ્થૂલપરીક્ષા — (A) સ્પર્શપરીક્ષા — આગળીની રેખામા પ્રવેશ પામે તેવી બારીક સ્પર્શપરીક્ષાથી ભસ્મના ખરસટ શ્લક્ષ્ણ મૃદુ શીત ઉષ્ણ વગેરે ગુણ જાણી શકાય છે "अगुष्ठ तर्जनीमध्ये घष यत् रेखान्तर विशेत्। मृत लोह समुद्दिष्ट रेखापूर्ण निधानत ॥" (રસ) અગુષ્ઠ અને તર્જનીની વચમા ચપટી ભસ્મ લઈ ચોળવાથી જો રેખા પ્રવેશ થાય તો તે લોહ મૃત થઈ છે એમ સમજવુ

(B) રૂપપરીક્ષા — દરેક ભસ્મનો જુદો જુદો રગ હોય છે આ એક રૂપપરીક્ષા છે રૂપપરીક્ષાથી ભસ્મનો રગ, પ્રભા (તેજ), વર્ણ, સ્નિગ્ધ સૂક્ષ્મતા વગેરે જણાય છે ભસ્મમા ચન્દ્રીકા છે કે નહીં તે પણ રૂપ પરીક્ષાથી જાણી શકાય સાધારણરીતે જુદી જુદી ધાતુઓની ભસ્મોના રગો નીચે મુજબ છે -

સુવર્ણભસ્મ — ક્બુતરના કઠ જેવી "स्वर्ण कपातकण्ठाभम्"

તામ્રભસ્મ — મોરના કઠ જેવી "ताम्र मयूर कण्ठाभम्"

ભિંગભસ્મ —હળદરના જેવા રંગની "हरिद्राभ निवग च

જસદભસ્મ – પીળા રંગની "जसद पीतक मतम"

તાલભસ્મ —'तालकुद प्रभाकाशम्" શખના જેવી શ્વેત હોય છે (નિ ર)

તીક્ષ્ણ લોહભસ્મ —' रक्तवण हो तद्भस्म योजनीय यथायथम् ॥ (ર ર સ) લાલ રંગની હોય છે

મંતનોહભસ્મ — शोणित चायते मस्मकृत सिंदूर चिभ्रमम्" (ર ર સ) સિંદૂર જેવી લાલ

નાગભસ્મ —रक्त जायते मस्मकपोतच्छाय मेव वा ॥ (ર.ર સ) લાલ અથવા કબુતરના રંગની

મુંડ લોહભસ્મ — ' शोण वण समुद्भव" (ર ભૂ અ ૧૦-૩૬) રક્તના જેવી લાલ

ઉપર પ્રમાણે ભસ્મોના અનેક પ્રકારના રંગો શાસ્ત્રમાં વર્ણવેલા છે આ રંગો બનાવાનો આધાર તેને ભસ્મ બનાવવાની પદ્ધતિ, ભાવનાદ્રવ્ય અને અગ્નિના પ્રકાર ઉપર નિર્ભર છે અહીં જે વર્ણન લખેલુ છે તે ગ્રંથમાં લખેલ છે તે જ છે એટલે જુદા જુદા પ્રકારથી બનાવેલી ભસ્મોનો રંગ જુદો જુદો હોવા પણ સંભવ છે આ માટે સંશોધનની ખાસ જરૂર છે ઉદા૦ લોહભસ્મને હિંગુલ મેળવીને પુટ અપાશે તો શ્યામતા આવશે કુંવારની ભાવના આપી હશે, તો રંગ રક્તાભ આવશે જાબુની છાલનો કવાથ અપાશે, તો ભસ્મ નીલાભ પણ બની જાય છે આવી જ રીતે બીજી ઔષધિઓ અને કૃતિવિધિ ભેદે રંગમાં અંતર થઈ જાય છે

(C) રસપરીક્ષા —જીભથી અથવા રસ વિપાકથી ભસ્મના રસની પરીક્ષા થઈ શકે ધાતુની ખરેખરી ભસ્મ સ્વાદ વગરની હોય છે પચન સંસ્થાનમાં ગયા પછી વિપાક થયેથી રસનુ અનુમાન અથવા અનુભવ થાય છે ભસ્મનો ઉષ્ણત્વ કે શીતત્વ, ક્ષારત્વ, ક્ષાર હીનત્વ ગુણ પણ ઘણે ભાગે જીભ દ્વારા (રસનેંદ્રિય દ્વારા) જાણી શકાય છે

(D) ગંધપરીક્ષા —નાકથી સુંઘીને પણ પરીક્ષા થઈ શકે ભસ્મમાં યોગ્ય સુગંધ છે કે દુર્ગંધ ઉત્પન્ન થઈ ગઈ છે, તે જાણી શકાય છે જેવી રીતે કે ગંધક વગેરેનો શેષ અંશ રહી જશે તો ભાવના દ્રવ્યની વિકૃતિના સમાન વાસ આવવા લાગે છે

(E) શબ્દપરીક્ષા — ખરસટ, કચકચાટ વગેરે જાણી શકાય ખરલમાં નાખીને ઘુટતા ખરસટતા કે કચકચાટ જાણી શકાય અથવા દાંત સાથે ઘસવાથી જાણી શકાય. ઘણે ભાગે કપડાથી ગાળવાથી અપક્વ અંશ જુદો નીકળી આવે છે

(F) નિશ્ચંદ્રિકા —ભસ્મમાં ચંદ્રિકા છે કે નહીં તે રૂપપરીક્ષાથી જાણી શકાય જ્યાં સુધી ભસ્મોમાં ચંદ્રિકા જણાય ત્યાંસુધી પુટ આપ્યા જ કરવા यावन्निश्चन्द्रतापाति तावद्देव पुट क्रमात् અભ્રકભસ્મ ચંદ્રિકાવાળી હોય તો તે વિષવત્ ત્યાજ્ય છે નિશ્ચંદ્ર ભસ્મ અમૃત સમાન છે

निश्चन्द्रक सुसूक्ष्म च लोचनाञ्जन सनिभम् ।
तदा तु मृतमित्युक्तमभ्रक नान्यथा मृतम् ॥
मृत निश्चन्द्रता यातमरुण चामृतोपमम् ।
सचन्द्र विषवज्ज्ञेय मृत्युकृद् व्याध रोमवत् ॥

કેટલીક વાર અગ્નિ ઓછા પ્રમાણમાં લગાડતા રહેવાથી ઘણા પુટો થઈ જતા છતા પણ અભ્રક ભસ્મમાં ચંદ્રિકા ભાસે છે આવુ

કાચ્ચુ હોય તો ૫-૧૦ મહાપુટ વધારે છાણા બાળીને આપવાથી ચન્દ્રિમ દૂર થઈ જાય છે

(G) લઘુત્વ —ભસ્મના લઘુત્વનો આધાર ઘણે ભાગે તેના વારિતરત્વ ઉપર છે "मृत-तरति यत्तोये लोह वारितरम् मतेत" (र र स) પ્રાચીન વિધિ અનુસાર બનાવેલી હોય તો ભસ્મ પાણીમા નાખવાથી તે તરવી જોઈએ આ એક Surface Tension છે ભસ્મને મર્યાદા અને યોગ્ય વિધિઅનુસાર જેમ જેમ પુટ આપતા જઈએ તેમ તેમ તેમા વારિતરત્વ ગુણ વધતો જાય છે "तावल्लोह पुटेद्यावद्यावच्चूर्णी कृतो चले। निस्तरगो लघुस्तोये समुत्तरति हसवत्" ॥ (र भा)

(H) સૂક્ષ્મત્વ —" कचकचितिं न दताग्रे कुर्वन्ति समानि केतकि रजसा। योग्यानीह प्रयोगे रसोऽपल्ल लोह चूर्णानि ॥" (आ प्र) ભસ્મને દાત ઉપર લગાડતા કચકચાટ ન થાય તેમજ કેવડાની રજ જેવી સુવાળી બને ત્યારે તે રસઉપરસ કે લોહની ભસ્મ પ્રયોગમા વાપરવી સ્પર્શપરીક્ષાનો જ આ પ્રકાર છે રેખાપૂર્ણતાથી પણ સૂક્ષ્મત્વ જાણી શકાય છે 'निश्चन्द्रक सुसूक्ष्म च लोचनाञ्जन सनिभम् ॥" (आ प्र) અભ્રક ભસ્મ આખમા આજી શકાય એવી બનવી જોઈએ ભસ્મને વધુ ઘુટવાથી અને વધુ પુટ આપવાથી ભસ્મના અણુઓનું સૂક્ષ્મતમ વિભાજન Final State of Division થાય છે

(I) અમૃતાખ્ય — तस्योपरि गुरु द्रव्य धान्य चोपजयेद् ध्रुवम्। हसवत् तीयते वारिण्युत्तमम् परिकीर्तितम् ॥ (र. र स.) ઉત્તમ થયેની ભસ્મ જો તે સારી હોય તો તે પાણીમા તરે ત્યારે તેની ઉપર ધાન્યના દાણા મુકવા છતા તે પણ તરતા રહે ત્યારે તે ઉત્તમ ભસ્મ નાની જાય છે

(J) અગ્નિસ્થિરત્વ — ભસ્મને અગ્નિમા નાખવાથી તે નિર્ધૂમ બને, અગ્નિમા મૂળ સ્વરૂપમા સ્થિર રહે, વજન ઓછુ ન થાય, તેમજ ભસ્મ બળને (અતિ ઉષ્ણ થવા) છતા પણ તેમાથી કઈ પણ ગધ ન આવે, ત્યારે અગ્નિસ્થાયી મનાય છે પારદની ભસ્મ માટે અગ્નિસ્થાયી એ સ્થિતિ પર વિશેષ મહત્વ આપવામા આવ્યુ છે પણ જ્યા સુધી પારદનુ સપૂર્ણ પક્ષચ્છેદન ન થાય ત્યા સુધી તે અગ્નિસ્થાયી થઈ શકતો નથી અને આ માટે પારદમા અભ્રક સત્વનુ અને માક્ષિક સત્વના ગ્રાસોનુ જારણ યથાવિધિ કરવામા આવે છે અભ્રક અને માક્ષિક એ મિશ્ર ધાતુ છે આ મિશ્ર ધાતુમાથી મૂળ ધાતુને છુટી પાડવાની ક્રિયા તેનું નામ તે સત્વપાતન ક્રિયા સારા ઉત્તમ પ્રકારના વજ્રાભ્રકમા લોહ વિશેષ હોય છે આ ઉપરાત તેમા મેગેનીઝ, પોટેશીયમ અને એલ્યુમીનીયમના તત્વો પણ હોય છે ઉત્તમ માક્ષિક સત્વ (Copper pyrite) ઘણે ભાગે તામ્ર જેવુ હોય છે એટલે આ સત્વો એ એક પ્રકારના વિશિષ્ટ જાતના લોહ યા તામ્ર છે એમ સમજી શકાય

કોઈ પણ દ્રવ્યમા તે દ્રવ્ય કરતા વધારે ગરમી સહન કરી શકે એવુ દ્રવ્ય મેળવી તેનો કપાઉન્ડ બનાવ્યો હોય તો તે મૂળ દ્રવ્યનુ ગલનબિંદુ Melting Point અને કવથન બિંદુ Boiling Point વધારે છે જેમકે પાણી સામાન્ય રીતે ૧૦૦ સે ઉપ ઉકળે છે પણ જો તેમા મીઠુ ઓગાળી

પછી તેને ઉકાળવામા આવે તો તેનું ક્વથન બિંદુ Boiling Point વધી જશે એટલે કે મીઠાના પ્રમાણમા ૧૧૦°સે કે તેથી વધારે ગ ર્મી મળે પછીજ ઉકળશે આનીજ રીતે પારદ સામાન્ય રીતે ૩૫૬ સે અથવા ૩૫૭ સે. ઉપર વરાળ થવા માડે છે પણ જો તેની સાથે લોહ યા તામ્ર જેવો વિશિષ્ટ યોગ મેળવી પછી તપાવવામા આવે તો તેનુ ક્વથન બિંદુ Boiling Point વધી જાય લોહનુ ગલન બીંદુ ૧૫૩૬ સે અને ક્વથન બિંદુ ૩૦૦૦ સે છે અને તામ્રનુ ગલન બિંદુ ૧૦૮૪ સે અને ક્વથન બિંદુ ૨૩૦૦ સે છે આ પ્રમાણે પારદ કરતા લોહ અને તામ્રના ગલનબીંદુ અને ક્વથન બિંદુ વધારે હોવાથી તેમજ આ બને ધાતુઓ પારદની મિત્ર ધાતુઓ ગણાતી હોવાથી તે પારદને પોતાની શક્તિના કરતા ઓછી ગરમીમા ઉડના દેતું નથી પણ તેને અગ્નિમા પકડી રાખે છે અને અગ્નિને વધુ પ્રમાણમા સહન કરી શકે એવો શક્તિવાળો પારદ બનાવી શકાય છે આને જ આચાર્યોએ પક્ષછિન્ન પારદ કહેલો છે પારદમા પ્રથમ ગ ધકનુ યથાવિધિ જારણ કર્યા પછી યથા વિધિ બીડ અને ગ ધક મેળવીને અભ્રકસત્વ (લોહ) અને માક્ષિક સત્વ (તામ્ર)નુ જારણ થાય છે એમા પણ પારદને અજીર્ણ થઈ ન જાય તે રીતે આસ અપાય છે આ ક્રિયા બહુજ સભાળપૂવ ક કરાવાય છે આ ઉપરથી એમ માની શકાય કે પારદની પક્ષછેદન ક્રિયા એ અભ્રક, માક્ષિકના ગ્રાસમાન, ચારણ, ગર્ભદ્રુતિ અને જારણ ક્રિયાનુ કાર્ય એ પારદના ગલનબિંદુ Melting Point અને ક્વથન બિંદુ Boiling Point વધાર વાની ક્રિયા છે

અગ્નિસ્થાઈ શબ્દથી અગ્નિનો આપણે જેમ સામાન્ય 'અગ્નિ' એમ અર્થ કરી તેમ આયુર્વેદની પરિભાષા મુજબ જઠરાગ્નિ એ અર્થ પણ થઈ શકે વહેવારમા ગણાના અનેક અગ્નિઓમા જઠરાગ્નિ પણ ગણાય છે પારદનું ગ ધક, અભ્રકસત્વ, અને માક્ષિક સત્વ સાથે યથા વિધિ વારણ કરવાથી તેના પક્ષનુ છેદન થાય છે ત્યાર પછી એને સબીજ બનાવી યથા વિધિ ભસ્મ બનાવવામા આવશે, તો તે પારદ રસાયન ગુણપદ અને મૂર્છિત થાય છે તેજ વ્યાધિનુ હરણ અને રસાયન ગુણપ્રદાન કરવામા સમર્થ થઈ શકે છે मूर्च्छितो हरते व्याधि

આયુર્વેદની અનેક દવાઓને મુખદ્વારાજ લઇ શકાય છે અને તે તેના રસ ગુણ વીર્ય વિપાક અને પ્રભાવની રીતે કાર્ય કરે છે મૂર્છનાના બે પ્રકાર છે એક સગ ધ મૂર્છના અને બીજી નિગ ધમૂર્છના નિર્ગ ધ મૂર્છના વાળા પારદના યૌગિકો રસ કપૂર, રસ પુષ્પ વગેરે જઠરાગ્નિમા સ્થિર થઈ શકતા ન હોવાથી અર્થાત તેનુ પાચન બરાબર ન થવાથી તેની ઝેરી અસર અમુક સમયે દેખાય છે જ્યારે પારદના સગ ધ મૂર્છનાવાળા યોગો જેવા કે વિશુદ્ધ પારદની કજ્જલી, રસસિંદૂર, ચદ્રોદય, પર્પટી વગેરે યોગ્ય બની જાય પછી એની ઝેરી અસર જણાતી નથી આ ઉપરાત તે જઠરાગ્નિમા સ્થિર થવાને લીધે તેનુ રસ વીર્ય વિપાક અને પ્રભાવને અનુકુળ પરિણામ પામી તેનુ શરીરમા રસ રક્તાદિની અદર ધાત્વગ્નિના બળે પાચન થઈ શકે છે અને રોગહર તથા રસાયન ગુણ, યોગની શક્તિના પ્રમાણમા આપે છે આવીજ રીતે પરિપક્વ

ભસ્મ પણ મહામૂર્છિત યોગની અંદર મળી જાય છે એ પ્રમાણે રસાયન ગુણ આપી શકે છે આ ઉપરથી અગ્નિસ્થાઇ શબ્દનો આયુર્વેદની પરિભાષા મુજબ અર્થ વિચારવો ઘટે અગ્નિ શબ્દથી બાહ્યાગ્નિ, જઠરાગ્નિ ધાત્વાગ્નિ ભૂતાગ્નિ અર્થ પણ થઇ શકે છે જેવી રીતે સ્નેહ શબ્દનો સામાન્ય અર્થ પ્રેમ છે પણ આયુર્વેદની પરિભાષામા સ્નેહ ચાર પ્રકારના (ઘી-તલ-વસા અને મજ્જા) ગણ્યા છે તેમ અગ્નિસ્થાઇના પણ વિવિધ અર્થ થઇ શકે છે રસાદિ ભસ્મોનુ સેવન કર્યો પછી અગ્નિ માટે આ લૌકિક અર્થ ન ઘટાવતા જઠરાગ્નિ અને ધાત્વાગ્નિના સ્થાનભેદે અનુસાર અર્થ ઘટાવાય એ રીતે તાત્પર્ય અનુકૂળ અર્થ કરવો તે આયુર્વેદની પરિભાષાને વધુ અનુકૂળ છે વિદ્વાન વૈદ્યોને નિવેદન છે કે મારી આ વિચાર સરણી ઉપર અવશ્ય વિચાર કરે

(૨) સૂક્ષ્મપરીક્ષા —ભસ્મની બીજા પ્રકારની પરીક્ષા એ સૂક્ષ્મ પરીક્ષા છે ઉપર લખેલી સ્થૂલ પરીક્ષા એ ભૌતિક પરીક્ષા *Physical* Test કહી શકાય સૂક્ષ્મ પરીક્ષામા રાસાયણિક પરીક્ષા Chemical Test નો પણ સમાવેશ થઇ શકે

(A) નિરૂત્થ -सवमेव मृतलोह ध्मातंय मित्रपञ्चकै । इत्येवस्यात् निरुत्थानम् सेव्यं चारितर भवेत् ॥ (नि र) જે ધાતુઓની ભસ્મની પરીક્ષા કરવાની હોય તેને મિત્ર પંચક સાથે મેળવીને તપાવવામા આવે તો પણ તે ભસ્મમા કઇ પણ ફેરફાર ન થાય તો તે ભસ્મ નિરૂત્થ થઈ છે એમ સમજવુ અથવા ચાંદી સાથે ભસ્મ મેળવી તપાવવાથી ચાંદીનુ વજન વધે કે ઘટે નહીં

(B) અપુનર્ભવ – गुडगुजा सुखस्पर्श मध्वाज्यै सहयोजितम्। नायाऽऽति प्रकृति ध्मानाद् अपुनर्भव मुच्यते॥ (र र स) ઘી, ચણોઠી, ગુગળ, મધ, અને ટંકણ સાથે ભસ્મ મેળવી તિવ્રાગ્નિ પર તપાવવાથી જે ભસ્મ મૂળ ધાતુ રૂપમા પાછી ન આવે તેને અપુનર્ભવ કહે છે

કેટલીક ધાતુઓની વિશિષ્ટ પરીક્ષાઓ પણ છે જેમકે –

તામ્ર ભસ્મ – તામ્ર ભસ્મને દહીં કે કોઇ ખાટા દ્રવ્યમા નાખીને ચોવીસ કલાક રહેવા દેવુ જો ભસ્મ બરાબર બની હશે તો તે દહીં લીલુ નહીં થાય, અપક્વ હશે તો લીલુ લીલુ બની જશે

હડતાલ ભસ્મ – હાઇડ્રોક્લોરીક એસીડમા નાખવી, નીચે પીળી ભસ્મ બેસે તો ભસ્મ થઇ જાણવી

પારદ ભસ્મ – દેવતા ઉપર નાખવાથી નિર્ધૂમ, તેજ હીન, શુભ્ર, ધાતુઓને ખાવાવાળી વજનમા ભારે તેમજ ચપલતા દૂર થયેલી હોય છે આયુર્વેદ પ્રકાશમા લખ્યું છે કે –

अतेजा अगुरु शुभ्रो लोहहाऽचञ्चलो रस ।
यदा नावतते वह्नौ नोर्ध्वं गच्छेत्तदा मृत ॥ १-८०७

अगुरु रतेजा शुभ्रो वह्नि स्थायी स्थिरोऽधूम।
हेमादि धातुसोक्ता तत्कर्ता स्यान् मृत सूत ॥ १-४०८

રસાદિ ભસ્મના ગુણો –ધાતુઓની ભસ્મને આપણા શરીરમા પાચનને યોગ્ય બનાવવાની હોવાથી તે શરીરમા રસ રક્તાદિ ધાતુઓની અંદર મળી શકે તેવા સ્વરૂપથી તે બને છે આ માટે એક સુંદર શ્લોક આયુર્વેદ પ્રકાશમા જણાવેલો છે

रमीभवन्ति लोहानि मृतानि सुर परिदृते ।
विनिघ्नन्ति जराव्याधिन् रसयुक्तानिकिं पुन ॥
(आ प्र अ ११)

આજ શ્લોક બીજા ગ્રંથોમા પાઠાંતર રૂપે છે

मृतानि लोहानि रसी भवन्ति निघ्नन्तियुक्तानि महामयाश्च । अभ्यास योगात् दृढ देह सिद्धि कुर्वन्ति रुग्नन्य जराविनाशम् ॥

આદિધાતુઓની ભસ્મો રસયુક્ત એટલે કે રસ જેવી બની જાય છે પાણીની માફક ને શરીરની શ્લેષ્મ કળાઓના કોષાણુઓ Tissues મા ચૂસાઈ શકે છે અર્થાત્ ધાતુઓને Colloidal form મા બનાવવાની ક્રિયા એ આયુર્વેદની શોધન મારણ ક્રિયા છે અહીં 'રમીભવન્તિ' નો અર્થ Reducing to colloidal form એમ થાય મૂળ ધાતુઓ કરતા ધાતુઓનુ colloidal સ્વરૂપ શરીરમા વિશેષ ગુણકારી હોય છે આધુનિકોએ ધાતુઓની કોલોઈડલ અવસ્થાની વ્યાખ્યા નીચે મુજબ કરી છે —

A substance is said to be in colloidal state when its particles are sufficiently finely divided in sub micro coptic size as can be kept in solution without any mechanical suspension The particles in the *colloidal solution do not separate out* in the liquid owing to brownian movements and to the electric-charges which they carry In some this charge is Positive but in the majority it is negetive and the mutual repulsion of Similarly charged particles keep them in supension

The use of colloidal solution in medicine is based on the fact that the minute particles remaining in the solution give a larger surface area and therefore confore greater-activity Colloidal metals have been extensively used as internal entiseptics in many forms of infaction chiefly puerperal and other septicimia Colloidal lead has been used in the treatment of cancer and siver in the form of Electrargol in septic conditions and infections (Pharmacology and Materia Medica by Ghosh)

આયુર્વેદ ની પદ્ધતિથી બનેલી અનેક ધાતુઓની ભસ્મો આ પ્રમાણે રસી (Colloidal) સ્વરૂપ પામેલી છે અને તે અમોએ સ્વાનુભૂત કરેલુ છે આ પ્રકારની ભસ્મોમા વિદ્યુતશક્તિ છે તેના અણુઓમા કંપન (Brownian movement) ગર્જિત છે તેઓ સૈન્ય રૂપાતર પામેલ છે અને તેથી તે શરીરની રક્ષકર્તા ધાતુઓને પોષણ આપે છે, રોગોને દૂર કરી શકે છે અને યુક્તિપૂર્વક એનો યોગ કરવાથી શરીરને બળવાન અને નિરોગી બનાવે છે વૃદ્ધાવસ્થાને દૂર રે છે અકાળ વૃદ્ધત્વ આવવા દેતુ નથી આ છે આપણી ભસ્મોના સામાન્ય ગુણો મૃતાનિ लोहानि रसोभवन्ति એ શ્લોક ઉપર રા રા થી વાસુદેવ મૂ દ્વિવેદીએ મો પ્રથમ કાલેડામા ભરાયેલા પરદઅનુસધાન સમેલન વખતે સુંદર વિવેચન કર્યુ હતું અને એમના એ વ્યાખ્યાન ઉપરથી આ લેખ લખવાની મને પ્રેરણા મળી છે

**રસાદિ ધાતુઓની ભસ્મની માત્રા—**

यवत्र्यध्या प्रयोक्त्य हेमगुञ्जाष्टकम् रवि ।
तार द्विगुण लोह मन्यत्तु त्रिगुणाधिकम् ॥
गुञ्जामेका समारभ्य यावत्स्युर्नव रक्तिका ।
तावल्लोह समश्नीयाद्यथा दोष वलत्तर ॥
(आ प्र अ ११)

એક જવની માત્રા મુજબ શકિતના પ્રમાણમા ક્રમબદ્ધ ભસ્મની માત્રા વધારતા જવી શરૂઆતમા સુવર્ણભસ્મ એક જવની માત્રામા આપવી તામ્ર વધુમા વધુ આઠ રતી સુધી આપવુ રૌપ્યભસ્મ બે રતી સુધી આપવી લોહભસ્મ ત્રણ રતી સુધી આપવી એક ગુજાથી શરૂ કરીને વધુમા વધુ નવ રતી સુધી માત્રાક્રમ વધારી શકાય અને તેમા પણ દોષોનુ બળાબળ જોઇ કરીને વિચાર કરીને માત્રાનો નિર્ણય કરવો

ઉપર પ્રાચીન પદ્ધતિ પ્રમાણે બનેવી ભસ્મોની માત્રા ૪૦૦ વર્ષ પહેલા સબળ શરીરવાળાઓ માટે લખાયેલી છે વર્તમાનમા શારીરિક અને માનસિક શકિતનો હ્રાસ થયેલ છે તેમજ ભસ્મ કેટલીક વિશેષત ઉગ્ર બનાવવામા આવે છે એ કારણે આ પરિસ્થિતિનો વિચાર કરીને માત્રા નિર્ણય કરવો જોઇએ

---

# * જેઠીમધ *

લેખક—ડૉ મણિશંકર પોપટલાલ ભટ્ટ ડી એ એમ—અમદાવાદ

ગુ—જેઠીમધ, સસ્કૃત—યષ્ટિ, યષ્ટિમધુ, મધુક, કલીતક, હીં—મૂલહઠી, લે—ગ્લીસ રીઝા ગ્લેબ્રા

જેઠીમધ એ શક્તિવર્ધક—રસાયન દ્રવ્ય છે તેનુ લાકડુ—તેના છોડના મૂળ અને ડાખળાની ઉપયોગીતા છે તે ઇજીપ્ત, અરબસ્તાન, ઇરાન, પજાબ અને સિધમા થાય છે સૌરાષ્ટ્ર બાજુ તેનો નાનો ક્ષુપ થાય છે, જેઠીમધનો સ્વાદ મીઠો, કઇક કડવો હોય છે તેનો મધુર રસ અને શીત ગુણ—વાતપિત્તના રોગોમા અને કડવો રસ કફજન્ય રોગોમા અસર કરે છે

मधुक चक्षुष्य केश्य कण्ठय वर्ण्य विरज नीय रोपणीयाणाम् (चरक सूत्र अ २५) જેઠીમધ ચક્ષુના તેજને સુધારનાર, વાળને વધારનાર, કંઠને સુધારનાર, શરીરનો રગ સુધારનાર અને મળ—મૂત્રને રગ આપનાર અને રૂપ લાવનાર છે

તેની રૂઝ લાવનાર શકિતથી જેઠીમધ—મધ અને ઘીમા મેળવી વ્રણપર ચોપડવાથી રૂઝ લાવે છે, તેમ જેઠીમધ સિદ્ધ ઘીથી વ્રણની વેદના શમે છે અને રૂઝ જલ્દી આવેછે

या वेदनाशस्त्रनिपातजाता ...
घृतेन सा शान्तिमुपैति सिक्ता-
कोष्णेन यष्टिमधुकान्वितेन ।
(सुश्रुत-सूत्रस्थान)

શરીરની અદર પિત્તની વૃદ્ધિ કે દુષ્ટિને કારણે વ્રણ—કે અર્બુદ થાય છે ત્યા યષ્ટિમધુ ગુણ કરે છે તથા પિત્ત—ઉદરમા પણ ગુણ કરે છે, આયુર્વેદ વિજ્ઞાનના જાનેવારી—પહેલા અકમાં સારસચય—વિષયમા ડૉ એફ—ઇ—રીવર્સ યુનીવર્સીટી ક્લીનીક નેધરલેન્ડના

વૈજ્ઞાનિકે પેપ્ટીક અલ્સર હોજરીના ચાઠામા જેઠીમધને ઉપયોગ સફળતાપૂર્વક કીધાની વાત છે તેમા 'ચાઠા રૂઝાતા પણ રોગીને હાથેપગે કઈક શોથ-સોજાનો ઉપદ્રવ પણ જણાયો હતો, હૃદય અને મૂત્રપિંડના ઉપદ્રવો કઈ ન હતા' એમ લખે છે, જેઠીમધ પિત્ત વ્રણને શમાવે છે તે જરૂર હકીકત છે, આયુર્વેદમા પિત્ત-વ્રણમા કમલ-ચંદન-યષ્ટિ મધુનો અને બીજા મધુર-કડવા શીતળ દ્રવ્યોનો-ક્વાથ-તરીકે પાવામા પ્રયોગ થતો છે, તેથી પિત્ત ઓછુ થઈ રક્તપ્રસાવ ન થઈ પિત્તવ્રણ શમે છે

પિત્તવ્રણનુ સ્વરૂપ હોજરીનુ ચાઠુ-ગેસ્ટ્રીક અલ્સર માનવામા વાધો નથી, એટલે જેઠી મધ ત્યા સફળ થયુ ને શાસ્ત્રીય વસ્તુ સિદ્ધ થઈ એમ ગણી શકાય, પિત્તગુલ્મમા મે જેઠીમધ વાપરી જોયું છે અને તેથી પિત્ત ગુલ્મની દાહ અને વેદના ક્રમે ક્રમે શાંત થાય છે

એક રોગીને યકૃતપ્રદેશ-આમાશય અને આન્ત્રદેશમા પીડા-દાહ અને એપેન્ડીક્ષ પાસે વેદનાસહ સોજો હતો, તેમા યષ્ટિમધુથી શાંતિ થઈ હતી-સપ્ટેમ્બર '૫૮મા

અર્બુદમા જેઠીમધસિદ્ધ ઘૃતનો પ્રયોગ છે-'ઘૃત પિબેત् क्लीतक सुप्रसिद्ध पित्तार्बुदी तज्जठरीचजन्तु' સુશ્રુત ચિકિત્સાસ્થાન અ /૧૮/૩૧ અર્બુદમા જેઠીમધ સિદ્ધ ઘૃત-ઘી પીવુ અત્રે અર્બુદ કે સરનો પ્રકાર હોય કે વ્રણ-સ્વરૂપે હોય ત્યા આપી શકાય, તેમજ પિત્ત-ઉદરમા યષ્ટિમધુ-જેઠીમધ સિદ્ધ ઘૃત આહી છે-તેવોજ યોગ ચરકમા છે ત્યા તક્ર-છાશ સાથે જેઠી મધ ચૂર્ણ આપવાનુ કહે છે,

"वातोदरी पिबेत् तक्र पिप्पली लवणान्वितम्
शर्करा मधुको पेत स्वादु पित्तोदरी पिबेत्
ચરક ચિકિ અ/૧૧

આહી મીઠી છાશ તો ૨૦ સાથે જેઠી મધનુ ચૂર્ણ તો ૦। અને સાકર તો ૦। મેળવી લેવુ, આ પ્રકારે છાશ-દિવસમા ૪થી ૬ વાર ૧॥-૨ કલાકને અંતરે લેવી, છાશ માથી અર્ધુ માખણ કાઢી લેવુ આ પ્રયોગથી ઉદરરોગમા જ્યા વાયુ અને પિત્તની પ્રબળતા હોય ત્યા લાભ થવાની અપેક્ષા રહે છે

ક્ષયમા અને ક્ષતમાર્ગમા જેઠીમધ રોપણ અને બલ્ય તરીકે ગુણ કરે છે, બાળકોને શોષ થયો હોય કે ગર્ભ સુકાતો હોય ત્યા જેઠીમધ સિદ્ધ દુધ આપવુ જોઈએ-

गर्भे शुष्यति वातेन बालाना चापि शुष्यताम्
सिता काश्मर्यमधुकै र्हितमुत्थापने पय
ચરક ચિ/અ/૩

વાતરોગથી ગર્ભ સુકાય ત્યારે અને બાળક સુકાતું હોય ત્યારે દૂધમા સાકર જેઠીમધનું ચૂર્ણ અને શીવણના ફળનું ચૂર્ણ ઉકાળીને પાવુ

પાડુ કે જ્વર પછી દુબળતા માટે જેઠી મધનુ ચૂર્ણ વા ૪થી ૬ દૂધમા ઉકાળી દિનમા બે વાર આપવાથી શક્તિ આવે છે પાડુ અને દુબળતા મટે છે કારણ કે જેઠી મધના શીતળ ગુણથી પિત્તનો હ્રાસ થાય છે તેથી ધાતુઓને પોષણ મળવાનો નિત્યનો ક્રમ ચાલુ થાય છે, જેઠીમધનો મધુર રસ શરીરને પ્રત્યક્ષ પોષણ આપે છે તેથી તે રસાયન અને વાજીકર ગુણ કરે છે જેમને પ્રજા ન થતી હોય કે નબળી-રોગી-દુર્બળ પ્રજા થતી હોય તે સ્ત્રી પુરૂષોએ જેઠીમધનુ એક-દોઢ માસ સેવન કરવુ જોઈએ, ક્રમથી

ક્ષીણ, ઓક્ષીણ અને ભ્રમથી પિડિતો માટે જેઠીમધ ઉત્તમ રસાયન છે

યષ્ટિમધુ પિત્ત જ્વરમા અને વિષમ જ્વરમા ચરક સહિતામા વપરાયેલ છે– 'मधुक त्रिफला वलाम्' ચરક ચિ/૩/૨૦૫ યૌવનમા રસાયણ તરીકે क्षीरेण यष्टिमधुकं चूर्ण (च-चि अ/१) દૂધ સાથે જેઠીમધનુ ચૂર્ણ અપાય છે તે પિત્તશામક અસર કરી શરીરને દૃઢ બનાવે છે

ચરકસૂત્ર-અ/૪મા સ્ત્રેહોપગ- ગણમાંનિમા તેને ગણેલ છે જેથી આપણે જે દૂધ-ઘી-તેલ વગેરે ખોરાકમા લઈએ તેનો શરીરના ઉપયોગ માટે તે ઉદ્યોગ કરે છે

જેઠીમધમા કઈક ઉત્તેજક ગુણ છે-તેથી તે વ્રણમા રૂઝ લાવે છે તેમ શરીરમા રસાયન ગુણ કરે છે વ્રણમા રોપણકાર્ય કરવામા વધુ શક્તિની જરૂર પડે છે પણ તે રોપણકાર્ય થઈ રહે તે પછી વધારે સમય ઉપયોગ કરવાથી જેમ-વ્રણમા ઉત્સન્ન માસ થાય તેમ શરીરમા રસાયન કાર્ય થઈ રહ્યા પછીય જો ઉપયોગ ચાલુ રહે છે તો હાથ પગના આગળામા નખ પાસે સોજો આવે છે, વ્રણ થાય છે અને ચોડી રમી નીકળી જાય છે, માટે જ રસાયન તરીકે કે વાજીકર તરીકે તેનો પ્રયોગ ૪૦ દિવસ સુધી જ કરવો જોઈએ, તે સમય દરમિયાન શરીરમા રાસાયનિક પરિવર્તન પર્યાપ્ત પ્રમાણમા થઈ જાય છે, મે ૧-૫રમા જેઠીમધનો રસાયન તરીકે પ્રયોગ કરેલ છે ૬૦ દિન પછી આગળામા સોજો આવવો શરૂ થતા એ પ્રયોગ બધ કરેલ તે પછીય આગળા પાસેથી ચામડી ઉખડી જતી, પરૂ થતું અને નવા નખ આવવાનુ ચાલુ રહેલુ, બીજે વર્ષે પ્રયોગ શરૂ કરતા આગળા પર સોજો આવી ગયો તેથી પ્રયોગ બધ કરેલો, રસાયનનો પ્રયોગ જીદગીમા એકજ વાર 'सकृदेव प्रयोग' કરવો એ શાસ્ત્રના બરાબર છે, જેઠીમધ પાચનને સુધારે છે અને અગ્નિને પ્રદીપ્ત કરે છે તેના સેવનથી દસ્ત બધાયેલ આવેલ છે, હાજત જતા ગુદા ખજવાતી નથી

કફપ્રધાન સન્નિપાત—ન્યુમોનિયામા અને શરદીમા યષ્ટિમધુસારવાળુ મિશ્રણ ડાક્ટરો આપે છે તે કફઘ્ન અને રોપણ અસર કરી ફેફસાને ફરી તદુરસ્ત કરે છે, વાતરક્ત-બ્લડપ્રેશરમા યષ્ટિમધુ શામક-બલ્ય અસર કરી લોહીનુ દબાણ ઓછુ કરે છે, કાળક્રમે રસાયન ગુણ કરી શરીરને સ્વસ્થ રાખે છે જેઠીમધમા આરામ આપવાનો અને નિદ્રાપ્રદ ગુણ છે તેથી શરીરને અને મનને સુખકર અસર કરી શરીરના બળ અને વર્ણને સ્થિર રાખે છે માત્રા ચૂર્ણની, વા ૪થી ૮= ગ્રેન ૨૪થી ૪૮, પ્રવાહીસાર-ટીપા ૩૦થી ૬૦, ચૂર્ણ મધ સાકર અને ઘી સાથે કે દૂધ ।। ઉકાળીને પીવું

# સૌરાષ્ટ્ર વૈદ્ય સમ્મેલન ચતુર્થ અધિવેશન

(કાર્યાલય તરફથી)

મોરબી મુકામે સૌરાષ્ટ્ર વૈદ્ય સમ્મેલનનુ ૪થુ અધિવેશન રા રા વૈદ્યરાજ બાલકૃષ્ણ હ દવેના પ્રમુખ સ્થાને ભરાયુ હતુ આ અધિવેશનનુ ઉદ્ઘાટન કરતા નામદાર આરોગ્ય પ્રધાન શ્રી કલ્યાણવરજીએ કહ્યુ હતું કે આયુર્વેદ માત્ર સરકારી મદદ ઉપર નભી શકે નહીં પણ આયુર્વેદના ઉત્કર્ષ માટે વૈદ્યોએ જાતે પ્રયત્ન કરવો જોઇએ અને ગામડાઓમા જઇને કાર્ય કરવુ જોઇએ આજે તો ગામજનો પણ છૂટથી એલોપથીનો ઉપયોગ કરે છે પણ એ રોકવો હોય તો ગામડામા જઇને સેવાભાવ નાથી આયુર્વેદ માટે ભેખધારી બનવું જોઇએ આયુર્વેદનુ જ્ઞાન માત્ર પુસ્તકમાજ ન રહે પણ એ અગે સશોધન પણ થવું જોઇએ આયુર્વેદની દવાઓનું સ્ટેન્ડર્ડ નક્કી થવુ જોઇએ તોજ આયુર્વેદની ખીલવણી થશે આયુર્વેદના અભ્યાસક્રમ અગે બોલતા એમણે જણાવ્યુ હતુ કે અમારો અનુભવ છે કે આયુર્વેદ અને એલોપથીનો મિશ્ર અભ્યાસક્રમ બધ કરવો કારણકે એનાથી આયુર્વેદની ઉન્નતિ થઈ નથી મિશ્ર સ્નાતકો અધિકાશ એલોપથીક દવાઓ વાપરે છે તેઓને આયુર્વેદમા શ્રદ્ધા હોતી નથી તેઓ પોતાની પદવીમા અગ્રેજી અક્ષરોની માગણી કરે છે આયુર્વેદીક પદવી તેઓ ઈચ્છતા નથી લોકો એમને ડૉકટર તરીકે ઓળખે એમ તેઓ ઇચ્છે છે હવે મૂળ પ્રશ્ન એ છે કે આયુર્વેદનો ઉદ્ધાર કેવી રીતે થાય? અમારો અને તમારો મૂળ હેતુ એક છે, કાર્ય પદ્ધતિ જૂદી છે અમારે શુદ્ધાયુર્વેદનો અભ્યાસક્રમ ચાલુ રાખવો કે મિશ્રનો અભ્યાસ ક્રમ? આયુર્વેદીક સશોધન કેવી રીતે કરવું? એની વિચારણા અમો કરી રહ્યા છીએ અમો માનીએ છીએ કે શુદ્ધક્રમનુ આયુર્વેદી શિક્ષણ ચાલુ રાખવું અને મિશ્રક્રમ બધ કરવો કારણ કે મિશ્રક્રમ ધાર્યા અનુસાર યશસ્વી થયો નથી એટલે આયુર્વેદની પ્રગતિ જેવી થવી જોઇએ તેવી થઈ નથી મુંબઇ રાજ્યમા આયુર્વેદ અને એલોપથી એમ બેઉ અભ્યાસક્રમ અમે રાખવા માગીએ છીએ આયુર્વેદ અંગે કેવો અભ્યાસક્રમ રાખવો તે માટે તમો બધા એકમત થઇને અમોને કહી શકો છો

સમ્મેલનના પ્રથમ દિવસે પ્રદર્શનનુ ઉદ્ઘાટન રા રા વૈદ્યરાજ વલ્લભરામભાઈએ કર્યુ હતુ એમણે તેમના પ્રવચનમા કહ્યું હતુ કે ચરકનુ વનસ્પતિ જ્ઞાન આપણી પાસે પરપરાગત એટલુ બધુ છે કે જો આપણે તેનો દિન પ્રતિદિન બરાબર અભ્યાસ કરતા રહીયે તો ઘણું જાણવાનુ મળે આપણે જગતની બધી વનસ્પતિઓનો અભ્યાસ ન કરી શકીએ તો પણ આપણી આજુબાજુમા જે થાય છે તેવી પાચ પચાસ વનસ્પતિઓનુ જ્ઞાન, તેની ઓળખ, ગુણદોષ, વગેરે જો જાણતા હોઇશું તો તેટલુ પણ આયુર્વેદ માટે ઘણ છે ચરકે પુનર્નવાને દશેમાની અધ્યાયમા કાસઘ્ન ગણી છે સામા ય રીતે પુનર્નવાને આપણે શોથઘ્ન અને મૂત્ર કહીએ છીએ અહીં કાસઘ્ન ગુણ માટે વિચાર કરવો જોઇએ વેદમા ૧૫૦ દિવ્ય

વનસ્પતિઓ વર્ણવેલી છે સૌરાષ્ટ્ર અને કચ્છની વનસ્પતિઓનો સગ્રહ તેનુ વિજ્ઞાન તેની ઓળખ, ગુણદોષ વગેરે સ્વ જયકૃષ્ણ ઈન્દ્રજીએ તેમના વનસ્પતિ શાસ્ત્રના પુસ્તકમા લખેલુ છે આ એક ગુજરાતી ભાષાનો અણુમોલ ગ્રથ છે વગો વનસ્પતિઓનુ જેટલુ સારૂ અને શાસ્ત્રીય નાન ધરાવશે તેટલુ તેઓ આયુર્વેદને સારૂ સમજી શકશે" પ્રદર્શનમા અનેક વીવી સૂદી વનસ્પતિઓ ખનીજ વગેરેના નમુનાઓ હતા, કેટલીક ફાર્મસીઓએ પોતાના સ્ટોલ પણ ત્યા રાખ્યા હતા

સ્વાગત પ્રમુખ તરીકેનુ પ્રવચન કરતા મોરબીના રા રા પરશુરામ ગણપુલેએ કહ્યુ હતુ કે આપ બધા અને એકત્ર મળીને આયુર્વેદના ઉત્કર્ષની યોજના નક્કી કરો

સમેલનના અધ્યક્ષ સ્થાનેથી બોલતા ગ રા બાલકૃષ્ણ વૈદે જણાવ્યુ હતુ કે સરકારની કલ્પના વિહોણી અને અસ્પષ્ટ આયુર્વેદ અગેની નીતિને લીધે આયુર્વેદનો વિકાસ જેવો થવો જોઈએ તેવો થયો નથી સરકારે આયુર્વેદમા કમિટીઓ ઘણી ઘણી નીમી છે કમિટીઓએ જાહેર પણ કર્યુ છે કે આયુર્વેદ વૈજ્ઞાનિક દૃષ્ટિકોણ ધરાવે છે છતા અત્યાર સુધીનો કોઈપણ રીપોર્ટ સરકારે સ્વિકાર્યો નથી સરકારે વૈદ્યોની અને આયુર્વેદની શક્તિનો ઉપયોગ દેશના આરોગ્ય તત્રમા કરવો જોઈએ એ માટે જરૂરી આધુનિક શિક્ષણ આપવા માટેના વર્ગો ચલાવવાની સૂચના કરી છે અને એના ટુકા અભ્યાસક્રમો પણ તૈયાર કરી આપ્યા છે આવડા મોટા દેશમા ફક્ત એક આયુર્વેદનુ સશોધન કેન્દ્ર અને એક અનુસ્નાતક શિક્ષા કેન્દ્ર સ્થપાયા છે, અગાઉ રૂપીઆની બે પચવર્ષિય યોજનાઓ થઈ અને એલોપથી પાછળ કરોડો રૂપીઆ ખર્ચાયા છે આયુર્વેદ પાછળ આખા દેશમા મળીને ૧-૨ કરોડથી વધુ ખર્ચ સ્વિકારાયેલુ નથી

ડાક્ટરોની સખ્યા વધારવા નવીનવી મેડીકલ કોલેજો કાઢવામા આવે છે જ્યારે આયુર્વેદીક કોલેજના સ્નાતકોને બહાર નીકળીને ક્યા જવુ એ પ્રશ્ન મુઝવે છે ઉચ્ચ શિક્ષણ માટે જામનગરના અનુસ્નાતક કેન્દ્ર સિવાય બીજે ક્યાય સગવડ નથી ખાનગી વ્યવસાયમા વૈદ્યો જનતાની મોટી સેવા કરી રહ્યા છે પોતાની આજીવીકા પ્રતિષ્ઠાપૂર્વક ચલાવી રહ્યા છે પરતુ આયુર્વેદની આટલી અવદશા પૂરતી ન હોય તેમ હમણા સરકારે એક નવો ધડાકો કરી છે બધા રાજ્યોમા આરોગ્ય પ્રધાનો જેમા સભ્યો છે તે હેલ્થ કાઉન્સીલે એવો નિર્ણય લીધો છે કે આધુનિક દવાઓ એન્ટીબાયોટીકસ-સલ્ફા વગેરેનો દુરુપયોગ થતો અટકાવવા માટે ૧૯૭૨ના મેડીકલ પ્રેકટીશનરની વ્યાખ્યામાં સુધારો કરી વૈદ્યોને એમાથી બાકાત રાખવા આ નિર્ણય પ્રમાણે પાર્લામેન્ટમા બીલ આવ્યું અને વગર વિરોધે પસાર પણ થઈ ગયુ રાજસભામાથી પણ પસાર થઈ જાત પણ આયુર્વેદના સ્નાતકો અને વિદ્યાર્થીઓએ જે આદોલન જગાડયું એથી શ્રી જેઠાલાલ જોશીએ સુધારો સુઝ્યો કે દરેક રાજ્યમા જે નિયમ પ્રચલીત હોય એને બાધ ન આવે મુબઈ રાજ્યના આરોગ્ય પ્રધાને બીલનો વિરોધ કર્યો અને મુબઈમા જે છૂટ છે તે ચાલુ રાખવાની જાહેરાત કરી. આગી આ સુધારો મજુર નથી શુદ્ધાયુર્વેદવાળા માને છે કે આધુનિક વિજ્ઞાન સાથે આયુર્વેદ

શીખવાશે તો આયુર્વેદ જ C.તતિને મ હગાર નહીં થાય પરંતુ એનુ કારણ અભ્યાસક્રમ નથી શિક્ષણની ટેકનીકની ખામી છે એકલો શુદ્ધ અભ્યાસક્રમ વિદ્યાર્થીને આયુર્વેદનો ભક્ત નહીં બનાવી શકે અને કોઈપણ મહત્ત્વના કાક્ષા વગરનો વિદ્યાર્થી શુદ્ધાયુર્વેદ ફતેહ શું કરશે?

આ ઉપરથી સરકારે હવે આયુર્વેદનુ સ્થાન દેશમા કયા પ્રકારનુ છે તે નક્કી કરવું જોઈએ અને એ પાર પાડવાની ફરજ મેડીકલ ખાતા ઉપર મુકવી જોઈએ દેશના ડૉકટરો આયુર્વેદથી અજ્ઞાત રહીને આયુર્વેદની હર પ્રસંગે વિડંબના જ કર્યા કરે છે, આયુર્વેદના માર્ગમા રોડાં નાખ્યા કરે છે, એ આયુર્વેદની નહીં પણ રાષ્ટ્રની અવગણના છે આયુર્વેદના ચિકિત્સકો અને વિદ્યાર્થીઓ ઉપર મિથ્યા અંકુશો ન લાદશો એમના પુરૂષાર્થ માટે જે થોડી ઘણી જગ્યા છે તેટલામા ઉડવાની એમની પાંખોને પણ કાપી નાખીને તેઓને વધારે હતાશ ન કરશો તેઓ પણ આ દેશની અણમોલ મૂડી છે એ ન ભુલશો

આધુનિક વિજ્ઞાનની પેઠે આપણે આયુર્વેદને પણ પ્રભવિષ્ણુ અને વર્ધિષ્ણુ (Dynamic and Progressive રાખવો જોઈએ એ માટે આયુર્વેદ જે પાયા ઉપર રચાયેલુ છે તે દર્શનશાસ્ત્રના સિદ્ધાંતોને પણ લક્ષમા લેવા જોઈએ આહારના પ્રશ્નને કેવળ શરીર પોષણની દૃષ્ટિથી જોઈ નહીં શકાય કારણ કે આપણે આખલા નહીં પણ માણસ તૈયાર કરવાના છે આહારથીજ મનનુ પોષણ થાય છે મનના વિકારોને પણ અંકુશમા રાખવાનું બળ મળે એવી રીતે આહારની પસંદગી કરવી પડશે કુટુંબનિયોજનના પ્રશ્નને કેવળ બાળક થતુ રોકવાની દૃષ્ટિએ જ નહીં પણ દાંપત્ય પ્રેમને શરીર સંબંધથી પર રહીને પણ જીવંત રાખી શકાય એવી યુક્તિ સ્ત્રીપુરૂષ વચ્ચેની પરસ્પરની દૃષ્ટિ, અધ્યાત્મ પ્રધાન માનસ શાસ્ત્ર માથી શોધવી પડશે રોગને ફક્ત જતુ જ પથી કોઇ તત્વની Cલુપની દૃષ્ટિએ જ ન વિચારતા પ્રજ્ઞાપરાધ અને અધર્મની દૃષ્ટિએ પણ વિચારવો પડશે વ્યક્તિના જીવનની સમતુલા જેનાથી જળવાય એજ ચાવી સમાજની સમતુલા જાળવવામાં ઉપયોગી થઇ પડશે, અને એ આયુર્વેદમાથી જડશે

સંમેલનના કાર્યવાહક સ્વાગત પ્રમુખ રા રા વૈદ્યરાજ વાસુદેવ મૃ દ્વિવેદીએ કહ્યું હતું કે આયુર્વેદના વિકાસમા વૈદ્યો દરેક રીતે ફાળો આપે છે પણ સરકાર વૈદ્યોનો અને આયુર્વેદનો વિકાસ થતો અટકાવવા અનેક કાયદાઓ કરે છે જેમકે મદ્ય નિષેધ કાયદાની આસવઅરિષ્ટ ઉપર અસર ડ્રગ એન્ડ મેજીક રેમીડીસ એક્ટ, ટોઇલેટ એંડ મેડીસીનલ પ્રેપરેશન એક્ટ, ડ્રગ એક્ટ ફાર્મસી એક્ટ વગેરે ઉભા કરી વૈદ્યોના રોજીંદા જીવનમા અવરોધ ઉભો કરે છે વૈદ્યકનુ વિજ્ઞાન મર્યાદિત કદાપિ હોઈ શકે નહીં માટે સરકારને આયુર્વેદના અવરોધ ઉભા કરતા કાયદાઓ થતા અટકાવવા વિનતી કરી હતી આ ઉપરાંત સૌરાષ્ટ્રમા, મુંબઈ પ્રાંતમા અને ભારતમા અગાઉ આયુર્વેદ અંગે શું સ્થિતિ હતી અને હાલમા કેવી સ્થિતિમા આયુર્વેદ અટવાઇ રહ્યુ છે તેનું વિશદતાથી વિવેચન કર્યુ હતુ

સમેલનના બીજા દિવસે શાસ્ત્ર ચર્ચા પરિષદની યોજના થઈ હતી શાસ્ત્ર ચર્ચા પરિષદ એજ સમેલનનુ મુખ્ય અગ હોવુ જોઈએ એમ બધા માને છે છતા વ્યવહારમા અમુક મર્યાદિત સમજણ આ માટે રખાય છે જ્યારે સમેલનના સમયનો મોટો ભાગ ઠરાવો ઘડવામા અને તેની ચર્ચા કરવામા વ્યતીત થાય છે આ શાસ્ત્ર સભાના ઉદ્ઘાટન મુબઈ રાજ્યના આયુર્વેદ ડાયરેકટર રા વૈ હરિદત્ત શાસ્ત્રીએ કર્યું હતુ તેમણે પોતાના પ્રવચનમા કહ્યુ હતુ કે સશય જન્ય ભાવ વખતોવખત યોજાવવી જોઈએ કારણ કે કોઈપણ બાબતમા સશય પેદા થાય ત્યારેજ તે અગે નિર્ણય કરી શકાય એટલે સશય એ, નિર્ણયનુ દ્વાર છે જ સશયવાળો હોય તે જ પડીત છે સશય વગરનો મૂર્ખ કીધો છે આ સશય વિવેક બુદ્ધિથી વિચાર કરનાર માટે છે એમણે આયુર્વેદના એકજ ગ્રથમા પરસ્પર વિરોધ હોય તેવો સશય સભામા ઉત્પન્ન કર્યો હતો વાગ્ભટમા એક જગ્યાએ કહે છે કે શુક્રનો મળ હોતો નથી ત્યારે એજ ગ્રથમા બીજી જગ્યાએ શુક્રનો મળ ઓજ છે એમ કહ્યું છે આમ પરસ્પર વિરોધી વચન કેમ હશે તેનો નિર્ણય થવો જોઈએ હુ એમ માનુ છુ કે કોઈએ એ શ્લોક પ્રક્ષેપ તરીકે મુકયો હશે

અન્ને એમણે બીજો સશય ઉભો કર્યો હતો કે ચરકે વાયુને 'સર્વયન્ત્રતન્ત્ર ધરઃ' કહીને નિયતા પ્રણેતાશ્ચ મન એમ પણ કહ્યુછે આપણે માનીએ કે રુગ્ણાવસ્થામાં વાયુ મનને નિયત્રિત કરે છે પણ સ્વસ્થ અવસ્થામા હોય તો શું ? આપણે પ્રાણાયામ ન કરી શકીએ ?

ટુકમા એમનું ઉદ્ઘાટન પ્રવચન ટુકુ અને સશય યુક્ત વિચારણીય અને મનન કરવા યોગ્ય હતું ત્યારબાદ શાસ્ત્ર સભાના પરિષદના પ્રમુખ શ્રી રા વૈ ભાસ્કર વી ગોખલેએ પણ તેમના પ્રવચનમા પણ આવા સશયો ઉભા કરી એક ચર્ચા પેદા કરી હતી કે શાસ્ત્રમા કહ્યુ છે વાયુનો રોગ જીતવા માટે મધુર, અમ્લ અને લવણ રસવાળા દ્રવ્યનો ઉપયોગ કરવો જ્યારે વાતરોગમા વપરાતા પ્રધાન દ્રવ્યો સમીરપન્નગરસ, મહારાસ્નાદિ કવાથ, મહાયોગરાજ ગુગળ એ, એવા રસ ગુણ વીર્યવાળા નથી તો તે રોગશમન કેવી રીતે કરે છે ? ઉપરનો યોગ વાત રોગમા વપરાય છે અને તેનાથી ફાયદો પણ થાય છે એટલે આ દ્રવ્યો કેવી રીતે કાર્ય કરે છે તે વિચારવું રહ્યું

આ ઉપરાત એમણે વિશેષમા કહ્યું હતુ કે ભારતભરમા અનેક પ્રકારની ચિકિત્સા પ્રણાલીઓ પ્રચલીત છે તે બધામા રોગ પરીક્ષા પ્રથમ કરવાની કહી છે અને પછી ચિકિત્સા કરવાની કોઈપણ ચિકિત્સા પદ્ધતિ એવી નથી કે જેમા રોગ પરીક્ષા પ્રથમ ન હોય રોગ પરીક્ષાની પદ્ધતિ ભિન્ન હોય અને ચિકિત્સાની પદ્ધતિ પણ ભિન્ન હોય છે

શાસ્ત્ર સભાના પરિષદમા બીજા ભાગ લેનારાઓમા રા. વૈદરાજ શાતિલાલ પ્રાશોત્રીનુ 'પારદ અનુસધાન' ઉપરનુ, રા વૈદ રાજ નવનીતલાલ પડયાનુ 'રસક્રિયા વિજ્ઞાન' ઉપર અને બાપાલાલભાઈ સોતડીનુ 'વનસ્પતિ ઓની ઓળખ' એ વિષયો ઉપર મનનીય પ્રવચનો થયા હતા. આ ઉપરાત બીજા પણ વૈદ્યોના કુક અનુભવો રજુ થયા હતા

સમેલનમા અનેક મહત્વના ઠરાવો પસાર થયા હતા સ્વાગત સમિતિ તરફથી પ્રતિનિધિઓ માટે રહેવાની, જમવાની અને મનોરજન માટેની વ્યવસ્થા ઘણી સારી હતી

સમેલનના છેવટના દિવસે ઝડુ ફાર્માસી તરફથી દરેક વૈદ્યોને ત્રીગગ શીલાનો એક એક સે પત્ર અને વનસ્પતિની ચોપડી ભેટ આપવામા આવી હતી અને સ્વ જુગતરામ શકરપ્રસાદ વૈદ્યના સ્મરણાર્થ ગ સ્વ બહેન અને શ્રી હરેશ જુગતરામ વૈદ્ય તરફથી પ્રત્યક્ષ શારીરનો ભાગ ૩ જો ભેટ આપવામા આવ્યો હતો.

# બોમ્બે સ્ટેટ ઈન્ટીગ્રેટેડ મેડીકલ એસોસીએશન

(અમારા પ્રતિનીધી ત રફથી)

આ સસ્થાનું પ્રથમ સમેલન સુરતના ડૉ મગળ એમ વ્યાસના પ્રમુખપણા નીચે તા ૧૭-૫-૫૯ના રોજ મુબઈમા સુંદરાબાઈ હૉલમા મળ્યુ હતું સમેલનનુ ઉદ્ઘાટન કેન્દ્ર સરકારના પ્રધાન માનનીય શ્રી એસ કે પાટીલે કર્યું હતું આ સમેલનમા એવી માગણી કરવામા આવી હતી કે મિશ્ર અભ્યાસ ક્રમના સચાલન માટે સરકારે સ્વતત્ર ફેકલ્ટીની અને સ્વતત્ર બોર્ડની યોજના કરવી આ ઉપરાત અખીલ ભારતમા સમાન મિશ્રક્રમ યોજવાનો અનુરોધ કરવામા આવ્યો હતો કામગાર વિમા યોજનાગત મિશ્રચિકિત્સકો ઉપર મુકવામા આવેલા નિયત્રણોને દૂર કરવાની વિનતિ સરકારને કરવામા આવી હતી અને મિશ્રસ્નાતકોને જવાબદાર જગ્યાઓ ઉપર નિમવાનો અનુરોધ તત્ર વાહકોને કરવામા આવ્યો હતો

સમેલનનુ ઉદ્ઘાટન કરતા ભારત સરકારના પ્રધાન શ્રી પાટીલે કહ્યું હતું કે મિશ્ર અભ્યાસક્રમ વધુ ઉપયોગી છે અને તેમા કોઈ જ જોખમ ન હોવાનુ જણાવ્યું હતું તળીબી સશોધન માટે મિશ્ર સ્નાતક વધુ કામયાબ બની શકે તેમ છે આયુર્વેદ કે એલોપથી કે બીજી ગમે તે પથી હોય પણ જે તેમાં વૈજ્ઞાનિકતા હોય તો તેનો પ્રચાર થાય છે આપણા શાસ્ત્રમા બીજા વિજ્ઞાનના ઉપયોગી અશનો ઉમેરો કરવાથી આયુર્વેદનો વિકાસ વધુ સારી રીતે થશે અને તેથી જ ઈંટીગ્રેટેડ વિજ્ઞાન ઉપયોગી છે આ માટે આખુ જગત ઇંટીગ્રેટેડ સ્થિતિમા રહેલુ છે પૂર્વના માણસો પશ્ચિમનું ગ્રહણ કરે છે પશ્ચિમના માણસો પૂર્વનુ ગ્રહણ કરવા તૈયાર થાય છે ત્યારે આયુર્વેદ અલિપ્ત કેવી રીતે રહી શકે? આયુર્વે એ આપણા રાષ્ટ્રનુ વિજ્ઞાન છે માની લો કે તેમા સ્ટેન્ડર્ડ ન હોય તો પણ તે વિજ્ઞાન આપણી સાથે વર્ષોથી છે અને તે આપણને ઉપયોગી છે માટે આપણે તેનુ અભિમાન રાખવું જોઈએ એલોપથી હમણા આપણા દેશમા આવી તેથી આપણે આપણી શ્રેષ્ઠતા ભુલવી ન જોઇએ આપણે આયુર્વેદના ઔષધોને સ્ટેન્ડર્ડાઈઝ કરવા કે જેથી એલોપથી વાળાઓને કે બીજાઓને કઈ કહેવાનુ ન રહે છેવટે મિશ્રસ્નાતકોને તેમણે યોગ્ય સહાય અમારા તરફથી મળી રહેશે એમ જણાવ્યુ હતું

આ સમેલનની સવારની મીટીંગમા એક વકતૃત્વ વિવેચન (Symposium) હતુ કે "હુ મિશ્ર અભ્યાસક્રમની શા માટે તરફેણ કરૂ છુ" આ વિવેચનમા ભાગ લેનારાઓમા રા વૈ એમ વાય લેલે, આચાર્ય-પેદ્દાર આયુર્વેદીક કોલેજ રા વૈ કે વી કુલકર્ણી, આચાર્ય-પુના આયુર્વેદીક કોલેજ, ડૉ આર સી દેશાઈ, એમ ડી પેથોલેજીસ્ટ-પોદ્દાર હોસ્પીટલ, અને રા વૈ જોગ, આચાર્ય-અહમદનગર કોલેજ, હતા અને ડૉ એસ એસ ઉદ્યાનકર અધ્યક્ષ સ્થાને હતા સૌ કોઇએ મિશ્ર અભ્યાસની તરફેણ કરતી યોગ્ય દલીલો કરી હતી

ડૉ આર સી દેશાઇએ જણાવ્યુ હતુ કે વિજ્ઞાન હમેશા આગળ વધતુ જ રહે છે તે સકુચીત અવસ્થામા રહી શકે જ નહી આ સ્થિતિમા આયુર્વેદે નવા વિજ્ઞાનની સાથે જ રહેવુ જોઇએ ડ્રગ એક્ટ એ, પબ્લીકના રક્ષણ માટે છે જનતાને શુદ્ધ અને સારા ઔષધો મળતા રહે તે માટેનો આ કાયદો છે આ કાયદાનો ઉપયોગ રાજકીય દૃષ્ટિએ ન થવો જોઇએ E S I S ની યોજના મા મિશ્રસ્નાતકોએ એકલા આયુર્વેદીક જ ઔષધો વાપરવા એ માનવ દૃષ્ટિએ યોગ્ય નથી મિશ્ર સ્નાતકોને વેક્સીન અને સીરમ વાપરવા યોગ્ય ગણ્યો અને પેનીસીલીન વાપરવા યોગ્ય ન ગણ્યો તે વાસ્તવિક નથી વેક્સીનથી અને સીરમથી ડ્રગ રીએક્શન પેની સીલીન કરતા વધુ આવે છે તો જેને વેક્સીન અને સીરમ વાપરવાનુ જ્ઞાન હોય તેને પેનીસીલીન વાપરતા કેમ ન આવડે? માનવ પ્રકૃતિ એક સરખી હોતી નથી જમાનો બદલાતો જાય છે એટલે આયુર્વેદને જમાનાને અનુકુળ બનાવવું પડશે જો તેને શુદ્ધ તરીકે ચલાવીશું તો તે પ્રોગ્રેસ કરશે નહીં વિજ્ઞાન હમેશા પ્રાગતિક રહ્યુ છે પહેલાં રોગના કારણ તરીકે બેક્ટેરીયા ગણાતા હતા, હવે જ્યારે તે કંટ્રોલમા આવ્યા છે ત્યારે તેને કાબુમા લેનારા ઔષધનુ રીએક્શન વધતુ જાય છે એટલે એ કારણ પણ વિચારવુ રહ્યું એ કોન્સ્ટીટ્યુશનલ મીડીશન, પ્રકૃતિ Temperament અને શારીરિક બધારણ constitution વગેરેને રોગ પે । થવા માટેના કારણો ની આધુનિક વિજ્ઞાન હવે વિચારણા કરી રહ્યું છે એટલે આધુનિક વિજ્ઞાનની માફક આપણા વિચારો મૌલિક અને વિસ્તૃત હોવા જોઇએ આયુર્વેદને સકુચિત દૃષ્ટિએ ન જોવુ જોઇએ શુદ્ધ આયુર્વેદ કરતા Integrated મિશ્ર આયુર્વેદ વધુ સારૂ કાર્ય કરી શકશે અને તેથી આયુર્વેદનો વધારોજ થશે

મિશ્ર સ્નાતકોએ પોતાની નીચે મુજબની માગણીઓ સરકાર સમક્ષ કરી છે —

(૧) મિશ્ર આયુર્વેદના અભ્યાસક્રમ માટે એક અલગ ફેકલ્ટીની સ્થાપના કરવી (૨) અને મિશ્ર સ્નાતકો માટે અલગ બોર્ડની રચના કરવી (૩) કેન્દ્ર સરકારમા પણ મિશ્ર આયુર્વેદીક કાઉન્સીલની રચના કરવી All India Integreted Midical Council, (૪) દેશમા અને પરદેશમા અનુસ્નાતક અભ્યાસ અંગેની ફેકલ્ટીની સ્થાપના કરવી (૫) સમગ્ર ભારતમા એક સરખા મિશ્ર અભ્યાસક્રમની રચના કરવી (૬) આધુનિક વિજ્ઞાનના સ્નાતકો જેટલુ ધોરણ, હોદ્દો, પગાર અને સ્થાન મિશ્ર સ્નાતકોના નક્કી કરવા (૭) સરકારમા જવાબ

દાર જગ્યાઓ ઉપર લશ્કરમા, વીમા ઇ સ્ટ્યુ ર સ, સાગર સૈનિક (નેવી) મા અને બીજે બધી જગ્યાએ મિશ્ર સ્નાતકોને સ્થાન આપવુ (૮) E S I. S ની યોજનામા ઔષધોનાં ઉપયોગ અંગેનો અવરોધ દૂર કરવો (૯) મિશ્ર સ્નાતકોની ઉપાધી અને ધોરણને ડ્રગ રૂલ્સ અને ફારમસી એકટ અનુસાર મા ય કરવા હાલ ભારત ભરમા મિશ્ર અભ્યાસ ક્રમની રચના કરવી

આ સમેલનની સાયકાલની બેઠકમા વૈજ્ઞાનિક પરિષ યોજવામા આવી હતી જેમા ડા બી જે મહેતા, ડા અવસ્થી ડે નવ નીતલાલ પડ્યા અને એસ આઈ નાથલના નિબધોનુ વાચન હોફકીન ઇન્સ્ટીટયુટના ડાયરેકટર ડા ઝાલાના અધ્યક્ષ પણે થયું હતું સમેલનમા કુલ ૪૦૦ પ્રતિનીધીઓએ હાજરી આપી હતી

---

# આયુર્વેદીય અભ્યાસક્રમ ઉપર પુન વિચારણા?

**(તત્રી સ્થાનેથી)**

કેન્દ્ર સરકારની અને મુબઈ સરકારની આયુર્વેદ અગેની અસ્પષ્ટ નીતિના કારણે આયુર્વેદનો અભ્યાસ ક્રમ અને આયુર્વેદના સ્નાતકો વગોવાઈ રહ્યા છે જ્યારથી આયુર્વેદના શિક્ષણ અગે શુદ્ધ અને મિશ્રની વાડા બધી અને દળબધી ઊભી થઈ છે ત્યારથી આયુર્વેદની અવદશા બેઠી છે આયુર્વેદના વિકાસ માટે કેન્દ્રસ્થ સરકારે ચોપડા કમિટી પડિત કમિટી દવે કમિટી, ઉડુપા કમિટી રચી તથા મુબઇ સરકારે ગોધ કમિટી બનાવી હતી તે બધાના રીપો બહાર પડી ગયા છે છતા સરકારે એકે કમિટીનો રીપોર્ટ હજુ સ્વિકાર્યો નથી અને તેથી આયુર્વેદ અગેની સરકારી નીતિ સ્પષ્ટ થતી નથી

શુદ્ધાયુર્વેદ કેટલે અશે શુદ્ધ સ્વરૂપનું છે અને મિશ્ર આયુર્વેદથી આયુર્વેદને ખરેખર નુકસાન પહોચ્યુ છે કે કેમ તેનો વિવેક-બુદ્ધિથી વિચાર કરવાનો સમય હવે પાકી ગયો છે હાલની મુબઈ સરકાર શુદ્ધાયુર્વેદનો આગ્રહ રાખે છે મિશ્ર કોસ બધ કરવાનો તેમનો વિચાર છે તેઓ માને છે કે આયુર્વેદની સામે તુલનાત્મક શિક્ષણ પણ ન અપાય તોજ આયુર્વેદની ઉન્નતિ થશે આયુર્વેદની સાથે આધુનિક એનેટોમી ફીઝીયોલોજી અને પેથેલોજી શીખવવા છે પણ મટીરીયા મેડીકા શીખવવી નથી આને તેઓ શુદ્ધાયુર્વેદ કહે છે પણ આવા વિચારો પાછળ કઇક રમત રમાતી હોય એમ અમોને લાગે છે

શુદ્ધાયુર્વેદની માગણી પાછળ એ હેતુ તો નથીજ કે વિદ્યાર્થીઓ અને વૈદ્યો ઉપર સરકાર તરફથી અકુશો મુકવામા આવે હાલમા જ્યારે આયુર્વેદનો વિકાસ થતો અટકાવવા માટે અનેક પ્રકારના કાયદાઓ રચાતા જાય છે મિશ્ર સ્નાતકોની વિવિધ પ્રકારે સમાજમા હાડછેડ કરાઇ રહી છે ત્યારે તેમના માટે આશ્વાસનના બે શબ્દો પણ સભળાતા નથી આ બધુ બતાવે છે કે મિશ્ર અભ્યાસક્રમને બધ કરી શુદ્ધને આગળ વધારવાનો આ એક પ્રયાસ છે પણ તેઓ એ ન ભૂલે કે

અભ્યાસક્રમ એ તો એક સાધન માત્ર છે એકલો અભ્યાસક્રમ વિદ્યાર્થીને આયુર્વેદ તરફ રાખી નહીં શકે, અને કોઇ પણ મહત્વાકાંક્ષા વગરનો વિદ્યાર્થી શુદ્ધ આયુર્વેદથી ફતેહ પણ નહીં મેળવી શકે

મિશ્ર સ્નાતકો આયુર્વેદ બરાબર ભણ્યા નથી અગર આયુર્વેદની દવાઓ વાપરતા નથી તે માટે મિશ્ર સ્નાતકોને કે મિશ્ર અભ્યાસક્રમને દોષ દેવો નકામો છે પણ દોષ નો મિશ્રક્રમના સચાલકોનો છે મિશ્ર સસ્થાઓમા ડોક્ટરોનુ વર્ચસ્વ થતા શિખવનાર વધો ડાયરેક્ટરોથી દબાયેલા રહે છે અને તેને લીધે શિક્ષણમા ડાક્ટરી અશ વધે છે, એટલે આવશ્યકતા મુજબ વિદ્યાર્થીએ તે જે કાઇ ભણ્યો તે સ્યોગ અનુસાર ચિકિત્સા વ્યવહારમા મુકયુ

મિશ્રક્રમને અને સ્નાતકોને વગોવવામા આવે છે તે બરાબર નથી મુબઈની બોર્ડમા મિશ્રસ્નાતકોની બહુમતી છે, શુદ્ધાયુર્વેદના અધ્યાપકોમા મિશ્રસ્નાતકોની બહુમતિ છે, મિશ્ર અભ્યાસક્રમના અધ્યાપકોમા મિશ્ર સ્નાતકો છે, મિશ્રની આયુર્વેદીક કોલેજોમા આચાર્યો અને ઉપાચાર્યો પણ મિશ્રસ્નાતકો છે આ બધુ આયુર્વેદની પ્રગતિ ગણીએ કે અવગતિ ગણીએ તો પણ આયુર્વેદને આ સ્ક્રાંતિ કાળમા ટકાવી રાખવાનો મિશ્ર સ્નાતકોનો ફાળો નાનોસુનો નથી મિશ્ર ચિકિત્સકોએ દેશીવિદેશી દવાઓનો સમન્વય કરી ઔષધ યોજના ઉપયોગમા લીધી છે આયુર્વેદના મિશ્ર અભ્યાસક્રમના એવા ઘણા સ્નાતકો છે કે જેઓ પોતાને યોગ્ય ક્ષેત્ર મળવાથી આયુર્વેદના અધ્યાપનમા, ચિકિત્સા વ્યવસાયમા, સર્જરીમા, સશોધનમા, ફાર્મસી વિભાગમા અને સ્નાતકોત્તર શિક્ષણમા દાખલ થઈ પોતાના આયુર્વેદના જ્ઞાનનો અમૂલ્ય ફાળો નવી પેઢીને આપી રહ્યા છે

ઘણા ડોક્ટરો ઉચ્ચ પદવી મેળવ્યા પછી પ આયુર્વેદ તરફ વળ્યા છે અથવા હોમીયોપથી તરફ વળ્યા છે તેઓ દેશી દવા વાપરે છે તે ઉપર પોતાના અનુભવાત્મક લેખો લખે છે અને પ્રવચનો પણ આપે છે આમ છતા કોઇપણ ડાક્ટરી સસ્થાએ કે આરોગ્યપ્રધાને તેમને એમ નથી કહ્યુ કે તમો એલોપથીના નામે આયુર્વેદનો વ્યવહાર કેમ કરો છો ? જ્યારે મિશ્રસ્નાતકો આયુર્વેદનો અભ્યાસ કરી એલોપથીનો સમન્વય સાધીને જ્યારે એલોપથી ઔષધોનો ચિકિત્સામા ઉપયોગ કરે તો તેમને બદનામ કરવામા આવે છે, તેમની ઉપર નિયત્રણ મુકવામા આવે છે, આ કેટલુ અનુગતું છે ?

આજે કેટલાક જે શુદ્ધ વૈદ્યો એલોપથીની જે ટીકાઓ કરે છે તેને પ્રમાણીત કરવા માટે ડાક્ટરી હકીકતનો આધાર લે છે, તેઓના કેટલાક લેખમા જે તુલનાત્મક વિચારસરણી જોવા મળે છે તે શેને લીધે છે ? મિશ્ર અભ્યાસક્રમને લીધે નહીં તો મિશ્રવાચનને લીધે આભારી તો છે જ

આયુર્વેદના અભ્યાસક્રમ અગે ગુજરાત યુનીવરસીટીના આયુર્વેદીક ફેકલ્ટીના ડીન રા ગ વ ઉમરામ વૈદ્યના વિચારો જાણવા જેવા છે તેઓ એમ માને છે કે "આયુર્વેદનો શાસ્ત્રીય અભ્યાસ આધુનિક વિજ્ઞાનની મદદ વગર કરી શકાય નહીં આયુર્વેદના ચરક-સુશ્રુત વગેરે ગ્રંથો વર્ષો પહેલાં લખાયેલા છે

વાગ્ભટના સમય પછી તેમા ખાસ સશોધન થયું નથી જ્યારે આધુનિક વિજ્ઞાન અડપથી પ્રગતિ કરી રહ્યુ છે આધુનિક વિજ્ઞાનમા આયુર્વેદના ઘણા અશો સમાયેલા છે જેવા કે એનેટોમી ફીઝીયોલોજી પેથોલોજી ઓર્ગેની, સર્જરી, ગાયનેકોલોજી, બેકટેરીયોલોજી વગેરે બધા જ નાની માણસો એ તો સમજી શકશે કે, ઉપરના વિષયોનું જ્ઞાન વૈદકના અભ્યાસ માટે ખાસ જરૂરી છે વાગ્ભટના સમયમા વાગ્ભટે પોતાના પુસ્તકમા લખ્યુ છે કે ચરક અને સુશ્રુત હવે જુના જમાનાના પુસ્તકો થઇ ગયા છે મે તે સુધાર્યો છે ઋષિ પ્રણિત પુસ્તકો ઉપર જ પ્રીતિ ન રાખતાં ભેડ વગેરે અન્ય ગ્રથોનો અભ્યાસ કરવાનો તેણે આગ્રહ કર્યો છે મતલબ કે તે સમયમા આયુર્વેદનું જ્ઞાન છે તેટલેથી જ સતોષ ન માનતા નવું જાણવાની અને અનુભવવાની તેઓમા જીજ્ઞાસા વૃત્તિ હતી માટે આયુર્વેદનો બરાબર અભ્યાસ કરવો હોય તો આધુનિક વિજ્ઞાનમાથી આયુર્વેદને ઉપયોગી હોય તેવા અશો આપણે જરૂર લેવા જોઇએ આધુનિક વિજ્ઞાનના સમ વય સાથે આયુર્વેદનો અભ્યાસ કરવો જોઇએ આ ઉપરાત આયુર્વેદમાં વર્ણવેલા પથ્યાપથ્ય પચકર્મ અને રસાયન કર્મ જે આયુર્વેદનું વિશિષ્ટ અગ છે તેનો વજ્ઞાનિક રીતે વિચાર કરવો જોઇએ આથી હુ માનું છે કે આધુનિક વિજ્ઞાનની મદદ વગર આયુર્વેદનો શાસ્ત્રીય અભ્યાસ શકય નથી જો કે મિશ્ર અભ્યાસક્રમથી મિશ્રસ્નાતકોમા આયુર્વેદનું ધોરણ કઈક નીચે ઉતર્યું છે પણ તે માટે એકલા વિદ્યાર્થીનો જ વાક નથી પણ તેની અધ્યાપન પદ્ધતિનો વાક છે તેમને આયુર્વેદનું પદ્ધતિસરનું જ્ઞાન અપાયું નથી અને તેથી તેઓ એલોપથી પ્રેક્ટીસ કરે છે અને એક સારા વૈદ્ય ન બનતા ડોકટર બને છે આયુર્વેદના સાચા વૈદ્યનિષ્ઠ આપણે પેદા નથી કરી શકયા તેના બીજા પણ ઘણા કારણો છે (૧) પ્રાચીન અને અર્વાચીનનુ ઉભયનું જ્ઞાન ધરાવતા શિક્ષકોનો અભાવ (૨) વિદ્યાર્થીઓમા સસ્કૃતના જ્ઞાનનો અભાવ (૩) શિક્ષણ સસ્થાઓમા આયુર્વેદ અને એલોપથીના પણ વિષયો શીખવવાના જુદા જુદા વિભાગો હોય છે એલોપથી શીખવનારા પારગત હોય છે આયુર્વેદ શીખવનારા અનુભવી હોતા નથી (૪) આયુર્વેદના કેટલાક સિદ્ધાતો ,અસ્પષ્ટ હોવાથી તે અગે વિદ્યાર્થીઓમા લઘુતા ગ્રથી પેદા થાય છે (૫) વિદ્યાર્થીઓને વનસ્પતિશાસ્ત્ર અને ભેષજ વિજ્ઞાન–મટીરીયા મેડીકાનું બહુજ ઓછુ જ્ઞાન અપાય છે (૬) આયુર્વેદીક કોલેજોમા પ્રત્યક્ષ શિક્ષણ માટે આયુર્વેદીક હોસ્પીટલો અને બાહ્ય રૂગ્ણાલયો ઓછા હોય છે (૭) આયુર્વેદીક વિષયપ્રધાન અભ્યાસક્રમ માટે પાઠ્ય પુસ્તકોનો અભાવ છે (૮) વિદ્યાર્થીઓને કોલેજમા દાખલ થવા માટે એકસરખો પ્રવેશ મળતો નથી (૯) સરકાર તરફથી ડીપ્લોમા કોર્સ બધ કરવામા આવ્યો છે

જો ઉપરના કારણો દૂર કરવામા આવે તો આપણા આયુર્વેદના વિદ્યાર્થીઓ સારા તજ્જ્ઞો બની શકે અને આયુર્વેદીક ઔષધીનો ઉપયોગ સફળતાથી કરી શકે

શુદ્ધ અને મિશ્રના નામથી વૈદ્યોએ ઝગડવું ન જોઇએ શુદ્ધ અને મિશ્ર એ બે શબ્દો આયુર્વેદના રાજકારણ માટેના છે વાસ્તવમા આયુર્વેદ તો એકજ છે અને બને પક્ષો હવે વૈદકીયને બદલે રાજકીય બની ગયા છે માટે એ નામો કાઢીને ફરીથી વિદ્યાપ્રેમી વિદ્વાનોની સલાહથી એકજ એવા સમાધ

અભ્યાસક્રમની રચના તાત્કાલીક મુબઇ રાજ્યે કરવી જોઇએ અને અભ્યાસક્રમ આખા ભારતમા સ્વિકારાય તેવી પ્રવૃત્તિ કરવી જોઇએ

આ માટે અમોને લાગે છે કે રાજકીય નીતિરીતીથી પર રહીને આયુર્વેદના વિદ્વાનોએ એકજ ટેબલ ઉપર ભેગા થઇને આયુર્વેદનો અભ્યાસ, વ્યવસાય, સ્નાતકોનો દરજ્જો, સમાજમા તેનુ સ્થાન વગેરે નક્કી કરી સરકાર પાસે એકમતે રજુ કરવુ જોઇએ આ કામ જો કે અશક્ય નહીં તો અઘરૂ તો છેજ પણ જો દરેક વૈદ્યબધુઓ નિખાલસ ભાવે આ માટે પ્રયાસ કરે તો જરૂર સફળતા મળે આ કમીટી માટે મુંબઇ પ્રાતની દરેક શુદ્ધ અને મિશ્રની કોલેજોના આચાર્યો, યુનિવરસીટીઓના આયુર્વેદીક ફેકલ્ટીના ડીન, બોર્ડ અને ફેકલ્ટીના પ્રમુખ, શુદ્ધ અભ્યાસક્રમના પ્રમુખ, અનુસ્નાતક અભ્યાસક્રમના આચાર્ય, કેન્દ્રસ્થ રીસર્ચના ડાયરેક્ટર, મુબઇ પ્રાતના આયુર્વેદીક ડાયરેક્ટર અને મુબઇ રાજ્યના પ્રાતિક વૈદ્યસમેલનોના પ્રમુખો તથા અન્ય આયુર્વેદ પ્રેમીઓએ એકત્ર થઇ ગુદ્ધ મનસ્ક આયુર્વેદીય રાજકારણને દૂર કરીને એકમેવ આયુર્વેદનો અભ્યાસક્રમ રચી સરકાર સમક્ષ મુકવો જોઇએ

આયુર્વેદ અત્યારે મહાક્રાતિકાળમાથી પસાર થઈ રહ્યો છે અને એની ઉપર અનેક આઘાત કુઠારાઘાત થઈ રહ્યા છે અને ભવિષ્યમા થવાના છે આપણે સૌ કોઇ ઇચ્છીએ છીએ કે આયુર્વેદની પ્રગતિ થવી જોઇએ પણ બધાના રસ્તા ભિન્ન હોવાથી અને અરસપરસની ખડનાત્મક પ્રવૃત્તિઓના કારણે આયુર્વેદના વિરોધીઓને પુરતુ બળ મળી રહે છે માટે આયુર્વેદના એકજ નેજા નીચે એકત્ર થઈ કઇક કરો અને કરી બતાવો

સઘે શક્તિ કલૌયુગે

---

# ॐ- કેટલાક સમાચાર ॐ

વૈદ્યકિય અનુસધાન અને વિકાસ – મુબઈ સરકારે રૂપીઆ ત્રીસ લાખની કિમતની સરકારી જામીનગીરી જુદી કરીને એક વૈદ્યકિય અનુસધાન નિધિની સ્થાપના કરી છે આ કોષના લગભગ ૧,૨૦,૦૦૦ રૂા વ્યાજનો વૈદ્યકિય અને સાર્વજનિક સ્વાસ્થ્ય વિભાગોની વિભિન્ન અનુસધાન યોજના અગે ખર્ચ થશે સરકારે સ્વાસ્થ્ય મત્રીની અધ્યક્ષતામા એક કમિટીની નિમણુક કરી છે આ મડળના સભ્યોમા નાણા પ્રધાન રા ડા જીવરાજ મહેતા, ઉપસ્વાસ્થ્ય મત્રી ડા કેવાસ, મુબઈ સરકારના સર્જન જનરલ, ડાયરેક્ટર પબ્લીક હેલ્થ ડીપાર્ટમેન્ટ, આયુર્વેદીક ડાયરેક્ટર, સ્ટેટ મેડીકલ એસોસીએશનના પ્રમુખ, વિશ્વવિદ્યાલયોના મેડીકલ વિભાગના ૬ પ્રતિનીધી, મુંબઇની ઇન્ડિયન કેન્સર રીસર્ચ ઈન્સ્ટીટ્યુટના ડાયરેક્ટર, ઇન્ડિયન મેડીકલ રીસર્ચના ડાયરેક્ટર ડા શ્રી જી પંડિત નાગપુર વિશ્વવિદ્યાલયના ફાર્મેકોલોજી વિભાગના અધ્યક્ષ ડા નાયક મુબઈ સરકારના

લોકલ સેલ્ફ ગવર્નમેન્ટ અને પબ્લીક હેલ્થ વિભાગના મંત્રી, તથા હાફકીન ઇન્સ્ટીટ્યુટના સંચાલક છે

**આયુર્વેદિક ઔષધિયોનો ઇસ્પિતાલોમાં ઉપયોગ** —ઉત્તર પ્રદેશની સરકારે ત્યાંની બધી એલોપથીક હોસ્પીટલ અને દવાખાનાઓમાં નીચે લખેલી આયુર્વેદિક છ દવાઓનો પ્રયોગ ચાલુ કરવાનો આદેશ કર્યો છે જેમાં ત્રિફળા ચૂર્ણ, લવણ ભાસ્કર ચૂર્ણ, હિંગવષ્ટક ચૂર્ણ, લવંગાદિ વટી દ્રાક્ષારિષ્ટ (દ્રાક્ષાસવ) અને ચ્યવન પ્રાશાવલેહ મુખ્ય છે

**ઝાંસી આયુર્વેદ વિશ્વ વિદ્યાલયને કેન્દ્ર સરકારની માન્યતા** —ભારત સરકારના અંડર સેક્રેટરી શ્રી ટી એમ ભાટી આએ પોતાના પત્ર નં એન એફ ૩૦, ૧૮૨/૫૮ યુ ૫ મીનીસ્ટ્રી ઓફ એજ્યુકેશનને આધીન યુનીવરસીટી ગ્રાન્ટ કમિશન એક્ટ ૧૯૫૬ અનુસાર ઝાંસી આયુર્વેદ વિશ્વ વિદ્યાલયને ૫ નવેમ્બર ૧૯૫૮થી તા ૧૧ ૨ ૫૯ ના પત્ર દ્વારા માન્યતા પ્રાપ્ત વિશ્વ વિદ્યાલયની શ્રેણીમાં સ્વિકાર કર્યો

(આયુર્વેદ સંદેશ ૩૦૪૫૯)

**ભારત સરકારના આયુર્વેદિય સલાહકાર** —કેટલાક સાધનો દ્વારા એમ સમજાય છે કે ભારત સરકારના આયુર્વેદિય સલાહકારના સ્થાને આયુર્વેદ મહા વિદ્યાલય નગરના પ્રીન્સીપાલ રા રા શ્રી ડૉ ધર્મ કે સરવાની, એમ ડી ની નિમણૂંક થશે.

(આયુર્વેદ સંદેશ)

**મધમાખીના ડંખનું ઝેર સંધી વામાં ઉપયોગી** —થાનકીકુડીમાં ભરાયેલા મદ્રાસ રાજ્યના મધમાખી ઉ[illegible] પરિષદમાં ત્યાંના વ્યવસ્થાપક શ્રી એસ કે કાલાપુરે જણાવ્યું હતું કે મધમાખીનો ડ કેવળ વેદના આપનાર ઝેરી છે પરંતુ સંશોધનથી જણાયું છે કે મધમાખીનું ઝેર સંધીવા અને કેટલાક ચામડીના રોગ માટે ઉત્તમ ઉપચાર છે પશ્ચિમના દેશોની પ્રયોગશાળાઓમાં વૈદકીય સારવાર માટે મધમાખીનું ઝેર એકઠું કરવામાં આવે છે

—જુનાગઢ મુકામે એક સરકારી આયુર્વેદીય ફાર્મસીનું ઉદ્ઘાટન કરતા નામદાર આરોગ્ય પ્રધાન કજામવરે જણાવ્યું હતું કે પ્રાંતના સરકારી દવાખાનાઓમાં અને ફરતી ઔષધીઓ માટે સારા અને સાચા ઔષધી મળે તે માટે આ ફાર્મસીની સ્થાપના થઈ છે શરૂઆતમાં આ ફાર્મસીની દવાઓ રાજ્યના આયુર્વેદીક દવાખાનાઓમાં વપરાશે અને ત્યાર બાદ જનતા માટે તે વેચાણ અર્થે મુકાશે ગાચી વનસ્પતિઓનો સંગ્રહ કરી તેને પણ વેચાણ માટે મુકવાની એક યોજના છે મુંબઈ પાસે કરાડમાં આવું એક કેન્દ્ર શરૂ પણ કરવામાં આવ્યું છે



ઝંડુ ફાર્માસ્યુટિકલ વર્કસ લિ., વતી ... પરીખ ગોખલે રોડ (દક્ષિણ) મુંબઈ
મુદ્રક અને પ્રકાશક : ... જામનગર સમાચાર પ્રેસ ...

# આયુર્વેદ વિજ્ઞાન

વૈદ્યક સિદ્ધાંતોને તુલનાત્મક દૃષ્ટિથી તથા અનુભવની દૃષ્ટિથી ચર્ચનાર માસિક

પુસ્તક ૭ ] અષાઢ ૨૦૧૫ જુલાઈ ૧૯૫૯ [ અંક ૧૦

नमामि धन्वन्तरिमादिदेवं सुरासुरैर्वन्दितपादपद्मम् ।
लोके जरारुग्भयमृत्युनाशं धातारमीशं विविधौषधीनाम् ॥



तदेव युक्तं भैषज्यं यदारोग्याय कल्पते ।
स चैव भिषजां श्रेष्ठो रोगेभ्यो यः प्रमोचयेत् ॥



આદ્ય તંત્રી સ્વ. રા. રા. દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી
કાર્યવાહક તંત્રી વૈ. રા. શ્રી. ગોપાળ મ. પરીખ
સહાયક તંત્રી નવનીતલાલ બ. પંડ્યા, એલ. એ. એમ., ડી. એ. એસ. એફ. (મુંબઈ).
ઝંડુ ફાર્માસ્યુટિકલ વર્ક્સ, લિમિટેડ, તરફથી,
૮ ગોખલે રોડ (દક્ષિણ) મુંબઈ ૨૮

# આયુર્વેદ વિજ્ઞાન

प्रत्यक्षतो हि यद्दृष्टं शास्त्रदृष्टं च यद्भवेत् ।
समासतस्तदुभयं भूयो ज्ञानविवर्धनम् ॥

પુસ્તક ૭ અંક ૧૦ { આદ્ય તંત્રી રા. વૈ. દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી
કાર્યવાહક તંત્રી શ્રી. ગોપાલ ભ પરીખ
સહાયક તંત્રી શ્રી નવનીતલાલ બ પંડ્યા }
ઝંડુ ફાર્મસી તરફથી
અષાડ ૨૦૧૫ જુલાઈ ૧૯૫૯

## માનસિક સ્વાસ્થ્ય અને તેની વિકૃતિઓ

લેખક—દિનેશચંદ્ર ચ શુક્લ ત્રીજી બી એ એમ એસ આયુર્વેદ કોલેજ—જામનગર

માનસશાસ્ત્રના અભ્યાસ વિષે આદિ કાળથી અનેક મનુષ્યો પ્રયત્ન કરતા આવ્યા છે પાશ્ચાત્ય ચિકિત્સા પદ્ધતિને હવે માનસ રોગોની અને તેની માનસશાસ્ત્રની દૃષ્ટિએ ચિકિત્સા કરવાની જરૂરિયાત સમજાતી જાય છે રોગ થયા પછી તેની ચિકિત્સા કરવી તેના કરતા રોગ થવા જ ન દેવો એ વધારે સારો ઉપાય છે માનસરોગ શી રીતે થાય છે, અને શું ઉપાયો લેવાથી તે ન થાય તે જાણવા, સમજવા અને આચરણમા મૂકવા માટે માનસિક સ્વસ્થવૃત્તનો અભ્યાસ જરૂરી છે માનસિક સ્વસ્થવૃત્તમા માનસિક પરિસ્થિતિઓ અને તેને લગતા નિયમોના વર્ણનનો સમાવેશ થાય છે માનસમા વિવિધ પ્રકારની વિકૃતિઓ શી રીતે થાય છે, અને તેને અટકાવી કે છેવટે ઓછી કેમ કરી શકાય એ જાણવુ જરૂરી છે આ શાસ્ત્ર માનવજીવનનાં અનેક પાસાઓને સ્પર્શતો પક્ષ છે, અને તેથી જ તેના ઉંડા અભ્યાસની અગત્ય ખૂબ છે

માનસિક વિકૃતિઓ શી રીતે થાય છે તે વિષે અત્યારે અનેક વિવિધ પ્રકારની વિચારધારાઓ પ્રવર્તે છે એ વિષેની ચર્ચા જવા દઈએ તો મોટા ભાગના માનસશાસ્ત્રીઓ આ વિકૃતિઓને માટે ભૌતિક (organic) કારણો જવાબદાર છે એવું માને છે, તેથી આ વિષે ઉંડો અભ્યાસ કરવા માટે ભૌતિક (structural) અને રસાયનિક (chemical) ફેરફારો તરફ દૃષ્ટિ દોડાવવી રહી એટલે કે અમુક પ્રકારના માનસિક કારણોને લીધે શરીરમા અમુક અવયવો પર અમુક ચોક્કસ પ્રકારની ભૌતિક અને રસાયનિક અસર થાય છે આ અસરનો વૈજ્ઞાનિક દૃષ્ટિએ ઉંડો અભ્યાસ કરીને—તેની વિકૃતિનું કારણ ખોળી કાઢવામા આવે તો તેની સમજણ પૂર્વકની ચિકિત્સા થાય

માનસિક વિકૃતિઓના નીચે પ્રમાણે ભેદો પાડી શકાય —

(૧) Psychoses — આમા મન પર ધીમે ધીમે અસર થાય છે, અને છેવટે આખુયે મન આ અસર નીચે આવી જાય છે આમ થાય છે ત્યારે બધી જાતના માનસિક કાર્યોમા વિકૃતિ જોવા મળે છે હોસ્પીટલના મોટા ભાગના દર્દીઓ આ પ્રકારના હોય છે આમાના કેટલાક તો અમુક સમયે પોતા ની એકલાની જ નવી સૃષ્ટિમા રાચે છે, અને પોતાના કાર્યોની બહારની દુનિયા પર શી અસર પડશે, એ વિચારવાની તેને જરૂર જણાતી નથી

એ આવો એક દર્દી જોયેલો. તે અમુક સમયે ખડખડાટ હસવા લાગતો કયારેક અકારણ રડવા લાગતો. તેને ખાવાનું આપ વામા આવે ત્યારે તે ફેંકી દઇને બરાડા પાડતો આમ અનેક પ્રકારના વિચિત્ર વેગો જોવા મળતા

(૨) Mental deficiency — આ પ્રકાર મા બૌદ્ધિક શક્તિની ખામી જોવા મળે છે મૂર્ખ (Idiot), મદ બુદ્ધિનુ (Imbicile)નો પણ આમા સમાવેશ થાય છે આ વર્ગ મા ગણાવી શકાય તેવા દર્દીઓના નિદાન માટે હેબી ફરના ડ કે પિ ટનરનો ' પરફોર્મન્સ ” ટેસ્ટ ઘણો સહાયભૂત નિવડે છે

(૩) Psychoneur tic — પોતાના જીવ નમા આવતા સજોગોને અનુકૂળ ન થઇ શકવાને લીધે આ સ્થિતિ ઉદ્ભવે છે સ્થિતિ વધારે ગભીર થાય ત્યારે હિસ્ટીરીયા આવે છે આમા મનના કેટલાક ભાગ-અશનો કાબૂ જાગૃત મનના કાબૂ બહાર ચા યો જાય છે

(૪) Delinguency — આ પણ પરિ સ્થિતિને અનુકૂળ ન થઇ શકવાને લીધે થતી વિકૃતિનો એક પ્રકાર છે આમા વ્યક્તિ ગુન્હાઓ કરવા માટે પ્રેરાય છે આવા માણસોના પૂરેપૂરા ઇતિહાસ જાણીને ગુન્હાઓ કરવાની ઇચ્છા શા કારણે થાય છે, તે શોધી કાઢવું જોઇએ, અને પછી તેના એ કારણ કે કારણોને શબ્દોથી, વાતાવરણથી અને બીજી જરૂરી સૂચનાઓ મારફત સતોષીને ફરીથી સમાજના એક ઉપયોગી અગ તરીકે તેનો ઉપયોગ કરી શકાય છે

ઉપર કહ્યા મુજબ માનસિક વિકૃતિ થતા જ ન દેવી એ ઘણું અગત્યનુ છે, પરતુ સમાજ પર તે વ્યવહારમા શી રીતે મૂકવું એ દૃષ્ટિએ વિચારતા એમ લાગે છે કે આની લાબા સમયે અને થોડા પ્રમાણમા અસર થાય છે આ રોગો ખરી રીતે અટકાવવા હોય તો સમાજનુ કેળવણીનું ધોરણ ઉચુ લાવવું જોઇએ બાળકોનો યોગ્ય રીતે ઉછેર થવો જોઇએ ઉચ્ચ દૃષ્ટિ સુંદર ગૃહવ્યવસ્થા સ્વચ્છ વાતાવરણ અને ભાવનામય મનોવૃત્તિ હોવી જરૂરી છે નાના બાળકમાં જરા જેટલી પણ માનસિક વિકૃતિ માલુમ પડે કે તુરત જ તેને માનસ ચિકિત્સક કે બાળકોના ખાસ ડોક્ટર પાસે તપાસ કરાવીને યોગ્ય પગલા લેવા જોઇએ

અંગ્રેજીમા એક કહેવત છે કે તદુ રસ્ત શરીરમા તદુરસ્ત મન વસે છે (Healthy mind lives in healthy body)

એ મુજબ શારીરિક તંદુરસ્તી તરફ ઉપેક્ષા વૃત્તિ ન રખાવી જોઈએ જીવનમા જ્યારે પોતાની સહનશક્તિની મર્યાદા કરતા વધારે સંઘર્ષો આવી પડે છે ત્યારે તે માનસિક વિકૃતિને ઉત્પન્ન કરવામા મોટો અને અગત્ય નો ફાળો આપે છે એ સિવાય શરીરનુ કોઇ પણ અવયવ (organ) કે નાડી (Nerve) પર સતત દબાણુ રહ્યા કરતું હોય તેના કારણે પણ વિકૃતિ થયાના દાખલા નેધાયા છે

વધારે પડતી મહેનત કરવી પડતી હોય, આરામ ન લેવાતો હોય, રોગ કે બીજા કોઈ કારણે શરીરમા વિષ (*toxoin*) હોય, પ્રસૂતિ આવી હોય, કોઈની સાથે મતભેદ થયો હોય, કે સંઘર્ષ ઉભો થયો હોય, ત્યારે વિકૃતિઓ થવાનો સંભવ રહે છે

કેટલીક વખત શારીરિક અને માનસિક બન્ને રીતે સશક્ત દેખાતી વ્યક્તિમા માનસિક વિકૃતિ જોઈને તેનુ કારણ સહેલાઈથી શોધી શકાતું નથી આવા દાખલાઓમા ઘણી વખત એવુ બને છે કે એક વ્યક્તિ પોતાની શક્તિઓને લીધે સમાજમા પોતાનુ વર્ચસ્વ સારૂ જમાવે, ત્યારે તેના વિરોધીઓ કે જે પોતે આગળ આવી શક્યા નથી– તેઓ ખોટી રીતે તેની વિરુદ્ધ પ્રચાર કરે છે, અને ઉપજાવી કાઢીને તે વ્યક્તિ વિષે વાતો વહેતી મૂકે છે આવા સમયે જો વ્યક્તિ કાબેલ ન હોય તો આ વાતોની તેના માનસપટ પર સારી અસર પડે છે, અને તે માનસિક વિકૃતિનુ સ્વરૂપ ધારણ કરે છે

માનસિક સ્વસ્થતાનો આધાર સુષુપ્ત મન અને જાગૃત મન વચ્ચેની સમતુલા– (equilibrium) મા રહે છે પ્રાકૃતાવસ્થામા આ બ ને વચ્ચેની સમતુલા જળવાઈ રહે છે અને માનવી પોતાના સંજોગોને અનુકૂળ થઈ જાય છે ફ્રોઇડ એવી મા યતા ધરાવે છે કે આ વિકૃતિઓનો પાયો Sexમા છે (ફ્રોઇડનો Sexનો અર્થ જો કે ઘણો વ્યાપક છે)

માનસિક અસ્વસ્થતાના કારણો શી રીતે અસર કરે છે એ વિષે વિચારીએ તો એમ કહી શકાય કે આપણા જીવનની દરેક ભૌતિક ક્રિયાની મન પર વત્તાઓછા પ્રમાણમાં અસર થયા કરે છે જ્યારે આ અસર એટલી ગાઢ બને કે જેને લીધે સુષુપ્ત અને જાગૃત સમતુલા ન જળવાઈ રહે ત્યારે ઉપરોક્ત વિકૃતિઓ માલુમ પડે છે આ વિકૃતિ કોઈ એકાદ કારણસર થતી નથી પણ અમુક પ્રકારની સીધી કે આડકતરી અસર વારવાર થાય તો તેને લીધે તે પ્રકારના મનના કાર્યમા વિકૃતિ આવે છે કુટુમ્બનાં એક કરતા વધારે માણસોમા એક જ પ્રકારની વિકૃતિ હોય એવું અનુભવે જોવાયુ છે આ ઉપરથી આ અસર વારસામા પણ ઉતરે છે એમ મનાયુ છે

વિકૃતિમા થતા લક્ષણો —

(૧) વર્તણૂકમા વિકૃતિ (Disorders of behavior) — આમા ચપળતામાં વધારો, ઉશ્કેરાટ, દિવાનાપણું, જુદાપણું, અને પક્ષાઘાત થાય છે વિચારોનુ ઉડ્ડયન (flights of ideas) એકની એક બાબતમાં રચ્યાપચ્યા રહેવું (Steriotypy), બધી બાબતમા ના પાડયા કરવી, પોતાને માથે ખૂબ બોજો હોય તેવું લાગ્યા કરે, નિરારામપણું, વિકૃતિ સ્પંદન (Morbid impulse) જોવા મળે છે

(૨) જાગૃતાવસ્થામા વિકૃતિ (Disorders of consciousness) —આનો આધાર લક્ષ ઉપર છે જો લક્ષ રાખવાની શક્તિ બરાબર ન હોય તો ગુચવણ ઉભી થાય છે, જગવી પાડે આવે છે સ્વપ્નોમા રાચે છે, પ્રકાશ ઝાખો દેખાય છે અને બકવાદ કરવા લાગે છે આમાથી પછી અપસ્માર અને વાઇ જેવા દર્દો પણ ઉત્પન્ન થાય છે

(૩) માનસિક ઉત્તજનામા વિકૃતિ–(Disorders of emation) —આનો આધાર વેગનુ પ્રમાણ વેગનો સમય, અને વિચાર વચ્ચે સુમેળ (Harmony) કેવા પ્રમાણુમા છે તેના પર છે ઉદાસીનવૃત્તિ, ચિંતા, બેપરવાઈ વગેરેની અસરનો પણ આમા સમાવેશ થઈ જાય છે

(૪) વિચારશક્તિની વિકૃતિ (Disorders of thought).—ભ્રાતિ, અધારા આવવા ચક્કર આવવા જેવી લાગણી અને અચોક્કસ પણ એ આ પ્રકારના છે

(૫) જ્ઞાનમા વિકૃતિ (Disorders of perception)—બહારના કોઇ પણ કારણ સિવાય અધારા આવવા આની વિકૃતિથી બધી જ જ્ઞાનેંદ્રિયોમા વિકૃતિ ઉત્પન્ન થાય છે અને તેથી ઇંદ્રિયો વડે જ્ઞાન થતું નથી

(૬) સ્મૃતિની વિકૃતિ (Disorders of memory)—આના જાગૃતાવસ્થાનુ ભાન ન હોવુ (Disorders of consciousness), સ્મૃતિનો નાશ થયો હોય તેના કરતા જુદુ જ જ્ઞાન થવું (paramnesia) વગેરે બાબતોનો સમાવેશ થાય છે

(૭) વ્યક્તિત્વની વિકૃતિ (disorders of personality)—આ એક એવો વિચિત્ર પ્રકાર છે કે જેમા વ્યક્તિ પોતાનુ જ અસ્તિત્વ હોવાનો ઇન્કાર કરે છે એક વ્યક્તિને બીજી વ્યક્તિ માની લે છે દરેક બાબત તરફ તે આતુર છે એમ જણાઈ આવે છે

નિદાન પદ્ધતિ (clinicle investigation)—આ તપાસનો આધાર આપણે દર્દી પાસેથી કેટલી વાત કઢાવી શકીએ છીએ તેના પર છે આ માટે દર્દીને પોતાની વાત ખૂલ્લા દિલથી કહેવા માટે પ્રોત્સાહન આપવું જોઇએ દર્દીને એવો વિશ્વાસ આવવો જોઇએ કે તે જે વાત કહેવાનો છે તે બીજાઓથી ખાનગી રાખવામા આવશે અને પોતાની એ વાત આપણને કહેવાથી તેનુ હિત થવાનુ છે અસ્પષ્ટ બાબતોનો પ્રશ્નો દ્વારા કે ઉલ્ટી રીતે કે બીજી કોઇ વિશિષ્ટ રીતે પૂછીને તે વિષે ચોક્કસ હકીકત શું હશે તે વિષેની પૂરી માહિતી મેળવવી જોઇએ ઘણી વખત શારીરિક કારણોને લીધે જ ઉત્પન્ન થયેલ માનસિક વૃત્તિઓની વિકૃતિઓ જોવા મળે છે, એટલે માનસિક દર્દી જણાતી વ્યક્તિની શારીરિક તપાસ પણ યોગ્ય રીતે થવી જોઇએ

બધી વિગતો મળ્યા પછી તેને નક્કી કરેલા ચોક્કસ ક્રમપૂર્વક ગોઠવવી જોઇએ

નિદાન (Diagnosis)—માનસિક દર્દો એક બીજાથી સહેલાઈથી છૂટા પાડી શકાય તેવા હોય છે દા ત Psychoneuroticની માદગીવાળા દર્દીનુ વ્યક્તિત્વ સ્વસ્થ માણસના જેવું જ હોય છે, તેને સાજા થવાની ચિંતા હોય છે જ્યારે psychotic દર્દીમા પોતાનુ

અસ્તિત્વ સ્પષ્ટ હોતું નથી, એટલું જ નહીં પરંતુ તેણે વિવેક બુદ્ધિ પણ ગુમાવી હોય છે, એટલે તેને સાચ સારનું ભાન હોતું નથી

માનસ રોગની ચિકિત્સા -

(૧) ભૌતિક પ્રક્રિયાઓ—આવા દર્દીને ઉશ્કેરાઈ જાય તેવા વાતાવરણથી દૂર રાખવો સારી પેઠે ઉંઘ આવે તેવા ઉપાયો લેવા પોતે પોતાના શરીરને ઈજા ન પહોંચાડે તેનો ખાસ ખ્યાલ રાખવો ખોરાક યોગ્ય પ્રમાણમા આપવો પાણી દ્વારા થતી વિશિષ્ટ પ્રક્રિયા (Hydrotharapy) યોજવી

(૨) માનસિક પ્રક્રિયાઓ—(psycho logicel methods)-આનો આધાર દર્દી અને ડોક્ટર બને પર છે આમા દર્દી ડોક ટરની પ્રક્રિયાઓને અનુકૂળ થાય છે કે કેમ તે પણ અગત્યનુ છે ડોક્ટરે દર્દીને પોતાના વિશ્વાસમા લાવવો જોઈએ તેની પૂરેપૂરી તપાસ પછી વાતાવરણ માટે તેના કુટુંબી જનોને શી સૂચનાઓ આપવી અને પૃથક્કરણ (Analysis) દ્વારાબીજા શા ઉપાયો લેવા તે નક્કી કરવું જોઈએ

(૩) નોકરી મેળવી આપવી (occupation methods)-જેઓને શિરે મોટા કુટુબનુ ભરણપોષણ કરવાની જવાબદારી હોય છે તેઓને ઘેર બેઠા એ વિષે ચિંતાપૂર્વક વિચારો આવ્યા કરે છે આવા દર્દીઓને નોકરી મેળવી આપીને તેને પોતાને સતોષ થાય તેવા ઉપાયો લેવા જોઈએ

(૪) સામાજિક સજોગો (Social factors) આ માટે કોઈ ચોક્કસ નિયમ બાંધી શકય તેમ નથી આમા સ્થળ, સમય અને સજોગો જોઈને બુદ્ધિપૂર્વક ફેર ફારો કરવા જોઈએ આ પ્રકારની ચિકિત્સા શરૂઆતની અવસ્થામા રાહત આપે છે

---

# ધમાસો અને જવાસો

રા રા જેઠાનાન ના ત્રિવેદી મુ વેજ

ધમાસો અને જવાસો એ બે વનસ્પતિઓ ભિન્ન હોવા છતા જાણીતા અને વિદ્વાન વૈદ્યો તથા નિઘટુકારોએ પણ એમા કેટલીક ગેરસમજ ઉભી કરેલી છે એ કારણથી અમને ધમાસા તથા જવાસા ઉપર કઈક લખવાની ઇચ્છા થઈ ધમાસો તેજ જવાસો છે એ માન્યતા અમને બરોબર જણાતી નથી અને તેના કારણો અમે નીચે જણાવીએ છીએ

"આર્યભિષક"ના કર્તા વિદ્વાન અને અનુભવી વૈદ્યરાજ શાસ્ત્રી શકર દાજી પદે "ધમાસાને જવાસો પણ કહે છે" એવું વિધાન કરીને તેને એકજ વનસ્પતિ તરીકે વર્ણવે છે * ધમાસાને લોકો જવાસો ભલે કહેતા હોય પણ તે જવાસાથી ભિન્ન વનસ્પતિ છે એવી સ્પષ્ટતા કરીને તેનું અલગ વર્ણન આપવું જોઈએ એમ ન થવાથી આજ કાલ જ્યારે વનસ્પતિ-વિષયક પ્રત્યક્ષ જ્ઞાન ઓસરતું જાય છે ત્યારે અનેક સદેહો ઉભા

* આર્યભિષક પૃ ૨૬૮

થવાનો ભય રહે છે તેવીજ રીતે 'શાર્ઙ્ગધર સહિતા'' નો ગુજરાતી અનુવાદ કરનાર ગુજરાતના એક પ્રસિદ્ધ અને વનસ્પતિ-રસિક વૈદ્ય પણ પોતાના અનુવાદમા ધમાસાને જવાસાથી અભિન્ન માન્યો હોય એમ લાગે છે કારણ સસ્કૃતમા જ્યા धन्वयासकम શબ્દ છે ત્યા અને જ્યા दुरालभा શબ્દ યોજાયો છે ત્યા પણ એમણે પોતાના અનુવાદમા એક માત્ર ધમાસો શબ્દ મૂકયો છે પણ પડિત ભાવમિશ્રના નિઘટુ પ્રમાણે धन्वयास એ જવાસાનું અને दुरालभा ધમાસાનું સસ્કૃત નામ છે, એમ તેના કહેવાનો આશય જણાય છે એટલે બેઉને બદલે ધમાસો શબ્દ મૂકવો સયુક્તિક નથી જો કે નમ્ર મત પ્રમાણે તો ભાવપ્રકાશના નામો પણ ઉલટસુલટ થયેલા જણાય છે

ભાવપ્રકાશમા ધન્વયાસ' ને જવાસાના પર્યાય તરીકે તથા દુરાલભા, ગાધારી વગેરે છ નામો ધમાસાના પર્યાય તરીકે બતાવેલા છે પણ બીજા નિઘટુકારોએ દુરાલભા તથા દુરાલભા નામો ધન્વયાસને માટે વાપરેલા છે આ રીતે બીજા નિઘટુ અને ભાવપ્રકાશમા પરસ્પરસ આટલો વિરોધ છે ખરી રીતે જોતા યાસ-યવાસનુ પ્રાકૃત નામ જવાસો અને ધન્વયાસનુ પ્રાકૃત નામ ધમાસો બનેલું છે એ રીતે ધમાસો અને જવાસો એ બે ભિન્ન ભિન્ન વનસ્પતિઓના નામ છે અને તેથી ગમે તે એકને માટે તે બે શબ્દો વાપરવાથી સદેહ પેદા થઇ વનસ્પતિની પ્રત્યક્ષ ઓળખાણમા સદિગ્ધતા પેદા થાય છે જાણીતા વનસ્પતિશાસ્ત્રી સ્વ શ્રી જયકૃષ્ણ ભાઇએ× પણ ધમાસો તથા જવાસો એ બે ભિન્ન વનસ્પતિઓ છે એમ સ્પષ્ટતા કરેલી છે અને ધમાસા (ધન્વયાસ) તથા જવાસા (યવાસક)ના અલગ અલગ વર્ણન આપેલા છે તેવીજ રીતે વનસ્પતિવેત્તા શ્રી ગોકળદાસ બાપલાભાઇએ પણ જવાસો (यवास) તથા ધમાસા (धन्ववास) ને અલગ અલગ ગણીને ધમાસાને ઝાયગોફાયલેસીઝ-Zygophyllaceae તથા જવાસાને પાપિલિયેનેસી-Papiliani aceae કુટુબની વનસ્પતિ માનેલી છે + આ ઉપરથી ધન્વયાસ (ધમાસો) અને યવાસ (જવાસો) એ બે વનસ્પતિઓ અલગ અલગ હોવા વિષે શકા રહેતી નથી છતા ભાવમિશ્રે यवास ને धन्वयास પણ કહેલો છે તે યોગ્ય જણાતું નથી

धन्वयास શબ્દનો અર્થ રણના રેતાળ-નિર્જલ પ્રદેશમા પેદા થનારો એવો થાય છે ધમાસા માટે ગાધારી શબ્દ વપરાય છે તેનો અર્થ ગાધાર-કદહાર દેશમા ઉત્પન્ન થનારો એવો થાય છે ઉત્તર ગુજરાત-વઢિયાર પથકની ખેતવાઉ જમીનમા 'ધાનજવાસી'' નામે ઓળખાતો છોડ થાય છે અને તે ધાનજવાસીનો ખસ, દાદર તથા ચામડીની ચળ આવે તેવા દર્દો ઉપર નહાવામા છૂટથી ઉપયોગ થાય છે તે છોડ અમે જોયેલો છે અને તેને અમે ધમાસો માનીએ છીએ धन्वयास સસ્કૃત નામનું અપભ્રશ રૂપ ધમાસો થયાનુ સ્વ જયકૃષ્ણભાઇ પણ માને

× જુઓ વનસ્પતિ વર્ણન પૃ ૧૨૩ તથા પૃ ૨૧૩

+ વનસ્પતિ સૃષ્ટિ ખડ ૧ લો પૃષ્ટ ૨૬૯ તથા પૃષ્ઠ ૬૮૧

છે તે બને રૂપની વચ્ચેનું રૂપ ધાનજવાસ –ધાનજવાસી હોવાનુ જણાય છે ભાષાશાસ્ત્રની દૃષ્ટિએ ઉચ્ચારણશક્તિ તથા તેની ખામિયતો વિચારમા લેતા ધન્વયાસ–ધાનજવાસ–ધમાસા એ રીતે ફેરફારો થવાનુ માની શકાય અમારા કહેવાની મતલબ એ છે કે, ધાન જવાસી નામનો છોડ તેજ ધમાસો છે અને જવાસો તો સૌને જાણીતોજ છે

જવાસો એક વિશેષતાવાળો છોડ છે ઉનાળામા ને દુકાળમા જ્યારે બીજા બધા છોડ સુકાઈ જાય છે ત્યારે જવાસો લીલો હિમ જેવો બની ખીલી નીકળે છે છેલ્લા લગભગ પચીસ વર્ષથી તેની આ વિશેષતા અમારૂ ધ્યાન ખેચી રહી હતી પરિણામે જવાસા ઉપર અમે લખેલા કાવ્યમા લખ્યુ છે કે

ધગધગતા દવ ધરતીમાં ને લીલાં વન વિચારે,
વન દેવીનાં વસત વસનોના રગો પલટાવે

પાતાળેથી પાણી પીતાં તરૂવર કઠ સુકાયા
નાનકડી કઇ કઇ નદીઓના આતમ એ ન સુકાયા

વરસતી ઘોમ મહી ખીને ફૂણી કઇ ડાખળી ગોવાળુ
સળગતા ખેતરની વચ્ચે જવાસા કેરૂ રે જાળુ

× × ×

ઉનાળે હીર જીવન કેરૂ બતાવી સતોષે ખીને
પરાયુ પાણી ના વાંછુ વદીને વર્ષામાં વિલે *

ઘોમ ધખતા તાપમા આ છોડની કૂણી ડાખળીઓ કેવી રીતે નનપ લન્વિત થાય છે તે કવિને નથી સમજાતું, મલલલા નદી ઝરણા સુકાઇ ગયા છે અને મોટા વૃક્ષોને પણ કઠે તરસની કાચકી લાગી છે તેવે વખતે આ જવાસો શી રીતે ખીની ઊઠે છે ? વળી વરસાદ પડતા જ જવાસાના પાદડા હિમથી દાઝી જતા છોડની પેઠે દાઝી જાય છે એનુ શું કારણ ? છેવટે કવિત્વમય જવાબ જડી આવે છે કે, આથી જવાસો વીરપુરુ ષની પેઠે પોતાનુ હીર બતાવવા માટે ઉના ળામા આપમેળે ખીલે છે અને મને પરાયુ– વરસાદનુ પાણી ન ખપે, એમ કહીને વર સાદ પડતા જ સુકાઈ જાય છે

આ તો થઈ અમારી કવિકલ્પનાની વાત પણ વનસ્પતિશાસ્ત્રી સ્વ જયકૃષ્ણભાઈએ જવાસાનુ મૂળ જમીનમા બહુજ ઊંડે ઊત રીને પાણી શોધે છે તેની સ્પષ્ટતા કરેલી છે જવાસાનુ મૂળ કેટલુ ઉંડુ જાય છે, તેની ખાત્રી માટે તેમણે એ ફૂટની ઊચાઇવાળા ઠોડનુ મૂળ કાળજીથી ખોદાવેલુ અને ૯ ફૂટ ૭ ઇંચની ઉંડાઈએથી પણ તે મૂળ તૂટીને નીકળ્યુ હતું જવાસાના આવા લાબા મૂળને કારણે સસ્કૃતમા તેને દીર્ઘમૂલ એવું નામ પણ મળેલુ છે

પડિત વિશ્વનાથ દ્વિવેદીએ “ભાવપ્રકાશ નિઘટુ” ઉપર હિંદીમા સરસ ટીકા લખી છે તેમણે વનૌષધીઓ વગેરેને લગતી વિસ્તૃત અને અસદિગ્ધ માહિતી જે તે શ્લોકની નીચે સરલ હિ દી ભાષામા આપેલી છે તેમ કરવા માટે તેમણે અનેક નિઘટુ સહિતા અને નિદાનગ્રથો ઉપરાંત વનસ્પતિ શાસ્ત્રના દેશી તથા પરદેશી ગ્રથોનુ પણ દોહન કરી આપેલુ છે પડિતવર મદન

* કુમાર' માસિકના ચૈત્ર ૧૯૯૦ ના અકમાં તથા અલકા (કાવ્ય સગ્રહ) પૃષ્ઠ ૨૭ ઉપર કાવ્ય છપાયેલું છે તેમાંથી આ ઉતારો લીધો છે

મોહન માલવીયાજીને અર્પણ થયેલ આ ગ્રંથ સંપૂર્ણ નિર્દોષ નહિ હોવા છતાંય અનુકરણીય છે એમણે પંડિત ભાવમિશ્રને તમામ આધુનિક સામગ્રીના પ્રકાશમા યથા શક્ય રીતે ઉજ્વળ અને સ્પષ્ટ બનાવવા પ્રયાસ કરેલો છે એકાદ સારા નિઘંટુના આવી જાતના વિસ્તૃત અનુવાદની ગુજરાતી ભાષામા પણ જરૂર છે પંડિત વિશ્વનાથે ઈરાન, મિસર, સીરિયા વગેરે પ્રદેશના રેતાળ ભાગમા થતા યાસ ને ધન્વયાસ એટલે ધમાસો માનેલો છે અને ગધર (અફઘાનીસ્તાન)–કદહારના યાસ ને જવાસો માનેલો છે × પણ આ બેઉ જાતના છોડ ભારતમા પણ થાય છે અને તેથી ધાનજવાગી તે ધમાસો તથા અમારી કવિતામા વર્ણન પામેલો જવાસો તે યવાસક છે એમ સ્પષ્ટ થાય છે કોઈ કોઈ વળી 'ક્ષુદ્રદુરાલભા નામની એક ત્રીજી જવાસાની જાત પણ ગણાવે છે

સુશ્રુત અને ચરકમા યગાસશર્કરા નામથી જવાસાની સાકરના ગુણો વર્ણવેલા છે જવાસામાથી નીકળતી સાકર દવામા વપરાય છે અને તેને તુરંજબીન (Persian Manna કહે છે જવાસાની શાખાઓમાથી જામેલી આ સાકરના કણો મળી આવે છે અને તે છોડની નીચે કપડુ રાખીને હલાવવાથી હાથ લાગે છે હિંદના જવાસાના છોડમાથી આ સાકર મળતી નથી પણ તે છોડને ઉકાળવાથી જે ઘન બને છે, તેમા થોડી મીઠાશ હોય છે અસલ તુરંજબીન (જવાસાની સાકર) કદહાર અને હેરાત તરફથી આવે છે સુશ્રુત અને ચરકમા જવાસાની સાકરનો ઉલ્લેખ છે તે છોડમાથી નીકળતી મેન્ના તુરંજબીન નામની કુદરતી સાકર માટે છે કે, છોડના ઉકાળાના ઘનમાથી બનતી, કૃત્રિમ સાકર માટે છે તે બાબત વિદ્વાનોમા મતભેદ છે

ધાનજવાગી (ધમાસા)ના જેવાજ જવાસાના ગુણ હોવાનુ ભાવમિશ્રે કહેલુ છે ધમાસાની પેઠે જવાસાના છોડને પાણીમા ઉકાળીને નહાવાથી ખસ ખુજલી વગેરે મટે છે તેનો અમે જાતે અનુભવ કરેલો છે મતલબ કે ધાનજવાગીના અભાવે જવાસાનો ચર્મરોગ નિવારક તથા ખુજલી નિવારક તરીકે ઉપયોગ થઈ શકે છે આથી ભાવમિશ્રને પગલે ચાલીને વૈદ્ય રઘુનાથજી વગેરેએ જવાસાના ગુણ મોટે ભાગે ધમાસાના જેવાજ માનેલા છે તેમા શંકા જણાતી નથી જવાસાને ઊંટ બહુ ખાય છે તેથી તેને उष्ट्रभक्षिका પણ કહે છે

આ રીતે વિવિધ પ્રકારની પ્રત્યક્ષ અને પરોક્ષ માહિતીને આધારે જવાસો અને ધમાસો જુદી જુદી વનસ્પતિઓ હોવાનુ આપણે સમજી શકયા હવે તે બેઉ વનસ્પતિઓના ગુણ ઉપયોગ વગેરેને લગતી અલગ અલગ માહિતીની સ્પષ્ટ વિચારણા કરવી ઇષ્ટ થશે ગામડામા સુલભ ગણાતી આ વનસ્પતિઓ જનતા તથા વૈદ્યોને પણ ઉપયોગી હોઇ તે વિષે વિસ્તારથી લખવુ આવશ્યક છે પહેલા આપણે ધમાસા વિષે વિચાર કરીએ

---

× ભાવપ્રકાશ નિઘંટુ (હિંદી)ની પંડિત વિશ્વનાથ દ્વિવેદીની ટીકા પૃ૪ ૨૩૩

## ધમાસો

ધમાસો એટલે ધાનજવાસી-ધન્વયાસ નામનો રેતાળ જમીનમા થતો છોડ ચોમાસાની આખરે વિશેષ તાજો થયેલો દેખાય છે આ છોડ અડધા ફૂટથી ત્રણ ફૂટ લાબો હોય પાન ઝીણા અને પાનની પાસે અણીદાર કાટા હોય છે આ છોડ ખાગ્ય, રેતાળ અને કાપ વાળી જમીનમા ઊગે છે તે ગુજરાત, સિંધ, પજાબ અને દખ્ખણમા થાય છે

**વિવિધ નામ** — ધમાસાને સસ્કૃતમા ધન્વયાસ, દુરાલ્મા, વગેરે નામો અપાયેલા છે તેને બગાળીમા દુરાલભા, મરાઠીમા ધમાસા, હિદીમા ધમાસા અને ફારસીમા બાદાવર્દ કહે છે અરબી ભાષામા તેને શુકાઈ અને લેટિનમા Fagonia Arabica-ફેગોનિયા એરેબિકા કહે છે ધમાસાને કચ્છમા ધ્રામાઉ કહે છે અને હિદીમા તેનુ ઉસ્તરગર (ઉ તરખાર) એવુ નામ પણ મળે છે

**ધમાસાના ગુણ** —તે ગ્રાહી, શીતળ, મૂત્રલ, પાચિક, રક્તશોધક, જ્વરઘ્ન, સ્વેદલ, ઝરો અટકાવનાર, દીપન, મધુર અને કફઘ્ન તથા પિત્તને મટાડનાર છે ચરક અશોધ્ન, તૃષ્ણા નિગ્રહણ, હિક્કા નિગ્રહણ, કાસહર વર્ગમા ધમાસાને ગણાવે છે ધમાસાનુ હિમ ઉલટી અટકાવનાર છે અને તેના ભટામા જખમ રૂઝવવાનો ગુણ રહેલો છે

### ધમાસાનો ઉપયોગ

૧ મૂત્રરોગ ઉપર -ધમાસાના મૂળનો કાઢો અથવા તેનો સ્વરસ સાકર સાથે આપવાથી પેશાબ સાફ આવે છે ૨ દમ ઉપર -ધમાસાના પચાંગનું ધૂમ્રપાન ધતુરાના ફૂલ સાથે મેળવી કરાવવું ૩ મસા (અર્શ) ઉપર -ધમાસાનો લેપ તેમજ તેની ધુમાડી અર્શ ઉપર લાભકારક છે ૪ ચમ રોગ ઉપર -ધમાસાના છોડને સારી પેઠે કૂટી તેની પોટલી બાધી નહાવાના પાણીમા ઉકાળવી સાથે થોડાક લીમડાના પાન પણ કૂટીને ઉકાળવા એ ઉકાળેલા પાણી વડે સ્નાન કરવાથી ખસ, દાદર, લૂખસ વગેરે ચામડીના રોગ દૂર થાય છે **૫ મુખપાક ઉપર** - ધમાસાના ઉકાળાવાળા પાણીથી કોગળા કરવા. ૬ લોહિવિકાર ઉપર -ધમાસાના મૂળનો કવાથ લીંમડા અને ગળોની સાથે આપવાથી સારી અસર કરે છે ૭ ઊટની ખસ ઉપર -ધમાસાના છોડની રાખ ગધક તથા મોરથુથા સાથે મેળવીને તેલમા કાલવી ઊંટની ૫ મ (ખસ) ઉપર લગાડવામા આવે છે

## જવાસો

**વિવિધ નામ** —જવાસાને સસ્કૃતમા યાસ અધિ ક્ટક, દીર્ઘમૂલ, યવાસક વગેરે નામથી ઓળખે છે હિદીમા જવાસા, બગાળીમા યવાસા, મરાઠીમા જવાસ તથા કાટેચુણુક અને ફારસીમા તેને ફારાકયુશન કહે છે અરબીમા તે અલગુલ હાજ નામથી ઓળખાય છે જવાસાનુ લેટિન નામ અલ્હાગી મૌરોરમ (Alhagi Maurorum) છે અગ્રેજીમા તેને Cam le Thorn (કૅમ લ થોર્ન) એવુ પણ નામ આપેલુ છે તેનો અર્થ ઊટના કાટા એવો થાય છે

**જવાસાના ગુણ** — જવાસો મૂત્રલ, ગ્રાહી, કફઘ્ન, સારક, શીતળ, અને તાવ તથા ઉલટીને મટાડનારો છે તેના ગુણ ઘણાખરા ધમાસાના જેવાજ માનવામા આવે છે

જવાસાની સાકર (તુરંજબીન) મધુર, તુરી, શીતળ, શિક્ત, શ્લેષ્મહર અને સારક છે તે દાહ તથા તરસને મટાડનાર છે ઘન રૂપે જે કૃત્રિમ સાકર બને છે તે મૂત્રલ, સારક, કફઘ્ન અને પિત્તશામક ગણાય છે

## જવાસાનો ઉપયોગ

જવાસાના ઉપયોગ ઘણાખરા ઘમામાને મળતા છે **૧ અર્શ ઉપર** –જવાસાના પચાંગથી ધૂણી અર્શ (મસા) વાળા ભાગ ઉપર આપવાથી લાભ થાય છે **૨ સંગ્રહણી ઉપર** –જવાસાના મૂળની છાલનો કાઢો સંગ્રહણી ઉપર આપવો **૩ પ્રમેહ તથા પ્રદર ઉપર** –જવાસાના મૂળનો ઉકાળો સાકર નાખીને આપવો **૪ સંધિવા ઉપર** –જવાસાનાં પાન તથા કુણી ડાળીઓ તેલમા ઉકાળીને તે તેલ સંધિવા તથા બીજા દુખાવા ઉપર માલીશ કરવા આપવુ **૫ ખસ, દાદર, ખુજલી ઉપર** –જવાસાના છોડને તથા લીમડાના પાનને અધકચરાં કૂટીને પાણીમા ઉકાળીને તે વડે સ્નાન કરવાથી ચળ દૂર થઇ આરામ થાય છે **૬ શીતોપચાર માટે** –ઉનાળાની ધોમ ગરમીમા જવાસાની ટટ્ટીઓ (કટલીઓ બનાવી) બારી બારણા આગળ લટકાવી તે ઉપર પાણી છાંટવાથી ઉનો પવન ઠડો હીમ જેવો બની ઠંડક આપે છે (અમે અનેકવાર આનો અનુભવ કરેલો છે) **૭ પુરૂષાતન માટે** –જવાસાનો તાજો રસ દૂધ સાથે લેવાથી શરીર પુષ્ટ બની વીર્ય વધે છે અને ઘટ્ટ બને છે **૮ ગડગુમડા ઉપર** –જવાસાના પાન, ફુલ અને કુણી ડાળીઓ વાટી તેની મુલાયમ પોટીસ બનાવી લગાવવાથી ગુમડાની બળતરા શાંત થાય છે **૯ પિત્ત અને કફને શમાવવા માટે** –તુરંજબીન જવના પાણી સાથે આપવાથી દસ્ત સાફ આવી પિત્ત તથા કફદોષ દૂર થાય છે **૧૦ દમ તથા ઉધરસ ઉપર** –જવાસાના સૂકા છોડને બાળીને તેની ભસ્મ મધ અથવા સાકર સાથે આપવી **૧૧ લૂ ન લાગવા માટે** –જવાસાના પાન, સાત દાણા મરીના અને થોડા કાકડીના બીજ પથ્થર ઉપર ભાંગની પેઠે લઢીને તેને લૂગડેથી ગાળી તે શરબત ઠંડાઇ તરીકે પીવું

## ઉપસંહાર

યવાસ શર્કરા (તુરંજબીન) યકૃતમા પિત્તનો સ્રાવ સ્રાવનાર, વૃષ્ય અને સ્નિગ્ધ છે એમ આર એન ચોપ્રીનુ કહેવુ છે તે સાથે લેવાથી શરીરને પુષ્ટ કરનાર તથા કામદેવને વધારનાર પણ ગણાય છે આ સાકર યુનાની વૈદ્યો બાળકને રેચ આપવા માટે દૂધની સાથે વાપરે છે

જવાસો કેટલી સુલભ અને મારુતી વનસ્પતિ છે! તે ચોમાસા પછી સૂકાઈ જતા તળાવડા ખાબોચિયા, કાંસની ધારો તથા બીજી પડતર જમીનમા ખૂબ મોંઘા પ્રમાણમા ઊગી નીકળે છે ઢોર એના કાંટાને લીધે એને બહુ નુકસાન કરતા નથી એટલે એ આબાદ રહે છે અને જોઇએ તેટલો સરળતાથી મળી શકે છે આ સસ્તી–સુલભ વનસ્પતિના ગુણો ઘણા મોટા છે તેના પુષ્ટિવર્ધક પ્રયોગો તથા મસાને દૂર કરનાર પ્રયોગ વૈદ્યો તથા વનસ્પતિ રસિકો આ લેખ વાંચી અજમાવી જોવા પ્રેરાશે એવી આપણે આશા રાખીએ ચામડીના રોગોનો તથા કફ અને પિત્તનો શત્રુ અને દેહમા વીર્યવૃદ્ધિ કરી

પુષ્ટિ આપનાર આ મહાન છોડવો ગામને પાદર પથરાયેલો પડયો હોવા છતા આપણે તેના તરફ અવજ્ઞા સેવીએ તો તે આપણી કમનસીબીજ ગણાય

તુરજબીન નામની બહારથી આવતી સાકર અને જવાસાનુ ઘન બનાવીને તૈયાર કરેલો પદાર્થ એકબીજાના પ્રતિનિધિ તરીકે ચાલી શકે કે કેમ તેની ખાત્રી સંશોધન-રસિક વૈદ્યોએ પ્રયોગો દ્વારા કરવી જોઇએ આયુર્વેદની ઔષધીઓને દિનપ્રતિદિન વધતી મોંઘારતમાંથી બચાવવી હશે અને જનસુલભ બનાવવી હશે તો તે આવા પ્રયોગો દ્વારાજ શક્ય બનશે ગામેગામ મૂલ્યવાન વનસ્પતિના ભડાર પડેલા છે તેને આપણે યથાર્થ રીતે ઓળખીએ ને તેના અવનવા ઉપયોગ શોધી કાઢીએ તો જ દેશના ધન અને આરોગ્યનો અકાળ હ્રાસ થતો અટકશે

જ્યારે સકળ વનસ્પતિ સૃષ્ટિ ગ્રીષ્મની ગરમી અને જળના અભાવે શોષાવા માડે છે, નદી-નવાણ પણ દૂબળા પડે છે અને મનુષ્યો તથા ઇતર પ્રાણીઓના દેહમા પણ રસકસની ચોટ આવી રૂક્ષતા પેદા થાય છે ત્યારે પાતાળમાથી પાણી પીતો જવાસો લીલોછૂજ બની ગરમી, દાહ અને ધખતી લૂમાથી આપણને બચાવવા માટે આમત્રણ આપી રહે છે એનુ એ આર્દ્ર આમત્રણ આપણે સમજણપૂર્વક સ્વીકારીએ એની એ રાહ જુએ છે

સુશ્રુત, ચરક, ચક્રદત્ત, ભાવમિશ્ર અને શાર્ઙ્ગધર જેવાઓએ જેને વખાણ્યો છે, ડલ્હણ અને હિમક જેવા ટીકાકારોએ જેની નોધ લીધી છે સ્વ જયકૃષ્ણભાઈ તથા બોગી જેવાએ જેને સવિશેષ રીતે ઓળખાવેલ છે છતા તે જવાસા તથા ધમાસાને આપણે ગામડામા રોજ નજરે જોઇએ છતા ન ઓળખીએ, ન આરાધીએ તો તે વૈદ્ય તરીકેનુ આપણુ ઘોર અજ્ઞાન ન લેખાય! નિઘટુના જ્ઞાન વગરનો વૈદ્ય હાસ્યાસ્પદ બને તો નવાઈ નહિ

---

# બાળકોના ઘસારા

લેખક — રા રા હરિપ્રસાદ સી ભટ્ટ, જામનગર

## સુવા-સવા

શતાહ્વા મિશ્રેયા, સોયા, શેપુ-બાળ તશેપ, પ્યુસિડેનમ, ગ્રેવિઓલેન્સ (ડિલ સીડ).

કટુતિક્ત, ઉષ્ણ, કટુવિપાક, લઘુરૂક્ષ, તીક્ષ્ણ, દીપક, પાચક, રોચક, વાતહારક

શૂળ, ઉલટી, અતિસાર, આમ મગાહનાર, કૃમિઘ્ન છે

આર્તવ જનન, સ્તન્ય જનન, ધાવણ વધારનાર છે

પેટમા શૂળ, આફરો, અજીર્ણ, અરુચિ, ઉલટી, ઝાડામા અપાય છે

૧ પેટમા વાયુ થતો હોય—સુતી વખતે સુવા ૧-૧ તોલો ચાવી ખાઇ ઉપર ઘુટડો પાણી પી સૂઈ જવુ

૨ બાળકોને પેટમા પીડ ઉપડે છે—ત્યારે બાળકની મા સુવાદાણા ચાવી ખાઈ તેનો કોગળો ૮-૧૦ ટીપા બાળકના મોઢામા નાંખી પાય છે પેટ પીડ બેસે છે

૩ શરદીની મોસમમા—સુવા ને સુંઠનો ઘસારો બાળકને આપતા રહેવાથી તાવ કે સળેખમની બીક રહેતી નથી

૪ સુવાદાણાનુ પાણી—ડીલવોટર ર્રૂ રૈ તોલો રોજ પીવા આપવુ પેટમા ચૂક, અજીર્ણ, આફરો, અરૂચિ, ઉલટી, ઝાડા વગેરેમા પનાય છે

૫ કૃમિ—સુવા ૨ માસા છાશમા વાટી, ડીકામાળી ૧ માસો, હીંગ જરાક બાજરીપુર નાખી ગરમ કહછીમા નાંખી પાવુ ૪-૫ દિવસ આપવુ

૬ ચૂક, વાયુ—સુવાદાણા ૧ તોલો, ૨૦ તોલા પાણીમા ઉકાળી ૧૫ તોલા બાકી રહે તે ગાળી બાટલીમા ભરી લેવુ થોડો થોડો વખત ૪-૫ દિવસ રહી શકે છે

બજારૂ ડીલવોટરને બદલે એ સારી રીતે વાપરી શકાય છે

વારવાર ચૂકાતા બાળકની માતાએ સુવા ર્રૂ-૧ તોલો ચાવી જવા, જેથી ધાવણ ખૂબ વધે છે, સુધરે છે, ભૂખ લાગે છે, ઝાડો સાફ આવે છે

સુવાનો મુખ્ય ઉપયોગ સુવાવડી સ્ત્રી માટે માટે છે રોજ રાત્રે મુઠભર સુવા ચાવી ચાવીને ખાવા ને ઉપર ઘુટડો પાણી પી સૂઈ રહેવુ સુવાવડીની તબીયત સારી રહી કોઈ વિકાર થતો નથી દૂધ સુધરે છે ને પ્રમાણમા વધે છે

## સુવાદાણાની સુખડી

સુવાની ભાજીનુ શાક વાત હારક છે શરીરમા વાયુ હોય તેણે ભાજીનુ શાક ખાવુ

માત્રા —બીજ ચૂર્ણ ૧-૩ માશા, સુવાનું પાણી (ડીલવોટર) ૨-૪ તોલા

## સચળ

सौवर्चल - रुचक, સોથર - સાનાનમ, સચળ-પાદેનોણ, ઉનાબ્યા સોડિઆઈ ચોરિડમ

પ્રાકૃત અને કૃત્રિમ એમ બે પ્રકારનું મળે છે સાજીખાર અને મીઠુ મેળવીને પકાવી પજાબમા બનાવે છે પહાડોમાથી મળે છે આમા લોહ અને ગધકનો અશ હોય છે

સચળમા અપાનવાયુ છોડવાનો ગુણ વધારે રહેલો છે

લવણ કટુ ઉષ્ણ મધુર પાકી, લઘુ વિશદ સૂક્ષ્મ સ્નિગ્ધ, રેચક, અગ્નિદીપક, પાચક, ઉદ્ગાર શુદ્ધિકારક, ઉર્ધ્વ વાત, શુલ્મ, આમ શૂળ અરૂચિનો નાશ કરે છે બાળકની આફરી—આધ્માનમા ઉપયોગી—ફાયદાકારક છે અપાન વાયુ છોડે છે પેટનુ શૂળ-ચૂક બેસાડે છે

અજીર્ણના જુદા જુદા રૂપમા વપરાય છે

બાળકના પેટમા વાયુ જણાય —પેટમા કળકળ અવાજ થાય તો સમજવુ કે વાયુ છે એટલે પાણીમા હરડેના ૫-૭ ઘસારા સાથે સચળ ૨-૩ લસરકા ઘસી આપવો પેટપર આગળીથી ઠોકતા નગારાની માફક અવાજ કરે તો પાણીમા હરડે ઘસો, સચળ ઘસો, કાચકાનો શેકેલ ગોળો ૩-૪ લસરકા ઘસી ચમચો પાઇ દો આથી બાળકને દસ્ત

આવશે, પેશાબ છૂટથી થશે, પેટના ગહેલો વાયુ છુટી શાન્તિ મળશે

અજીર્ણ —સચળ આદુ અને લીંબુના રસમા આપવો

શૂળ-શૂળ —અજમો ને સચળનુ ચૂર્ણ પાણીથી લેવું

૧ સચળચૂર્ણ ૨-૩ રતી પીમા ચટાડવુ

૨ સચળ હીંગ, સૂઠ, અજમો, સમાન ભાગે લઈ ખાંડી લીંબુમા ગોળી બોર જેવડી કરી ખાવી

૩ 'સૂઠ સચળ અને કાયફળ,
ખાય તેને ન આવે આયફળ '

કુબ્જ —પેટમા ભાર હોય તો સચળ અને અજમો આપવો

સચળ અને હરડેનો ઘસારો આપવો

પચલવણ —ને આદાના રસમા ૭-૧૫ દિવસ સુધી ચણા જેવડી ગોળી કરવી ૧-૨ ગોળી આપવી વાતશૂળ મટે પચલવણથી ઝાડો સાફ આવે છે, પવન છૂટે છે, પેટ ચડેલુ હલકુ પડે છે

યકૃતોદર અને પ્લીહોદરમા સચળ અને મધ નાખી આપવુ

હિક્કા-હેડકી-ડચકી —બીજોરાના રસમા સચળ અને મધ નાખી આપવુ

અજીર્ણ — લીંબુની ફાડ કરી તેમા સચળ, સૂઠ, હીંગ થોડીક ભરી અગારા પર મૂકી ખદખદાવી લેવુ લગાર ઠંડુ થયે ચૂસી લેવુ

અરુચિ —સચળ, કાળીદ્રાક્ષ, મરી, જીરુ, કોકમ, દાડમના દાણાની ચટણી ગોળ નાખી બનાવી ખાવી

કૃમિ — સચળ, કપીલો અને હરડેનુ ચૂર્ણ અઠેકની મધ સાથે સવારસાજ આપવું

માત્રા —૧થી ૩ રતી (૫૨ ઉમ્મરમા) મોટાને ૧થી ૪ વાલ

પચલવણ સૌવર્ચલાદિ ગુટિકા નોમાનિ સામુદ્રાદિચૂર્ણ બિજોરાની ગોળી સુખરસ

## કરિયાતુ

(તાવની રામબાણ દવા)

કિરાતિક્ત-ભૂનિમ્બ, ચિનાયતા, કિરાતત, સ્વર્ણિયા, ચિરેટા-ચિરેટ્ટા

કડવુ, શીતવીર્ય, કટુ વિપાકી લઘુરૂક્ષ કફપિત્તશામક, કટુ પૌષ્ટિક છે દીપન પાચક, રક્ત શોધક, સ્ત ય શોધક, કૃમિઘ્ન, જ્વરઘ્ન શોથ નાશક યકૃત વિકાર, કૃમિમા વપરાય છે જીર્ણજ્વર અને વિષમ જ્વરમા અપાય છે જ્વરોત્તર દૌર્બલ્યમા વપરાય છે

માત્રા —ફાક ૩-૧૨ રતીથી ૧/૨ તોલો, બાળકને ૧/૨થી ૨ રતી

હીમ-ફાટ-કવાથ ૫-૧૦ તોલા

જ્વર-તપારો અને શરીરનો કોવારો કરીઆતાની પાદડી ૧/૨ તોલો સાંજે પલાળી ખી સાકર સાથે આપતા મટે છે

બાળકના તાવમા—કરીઆતું અને સોના મુખી પાન સમભાગે સેકાળી ગોળ મેળવી પાવાથી પેટનો ભાર તથા તાવ હલકો પડેછે

તાવમા—કડુ, કરીઆતાનો ઉપયોગ વખણાય છે

(૨) લીલી ચહા ૧ ભાગ, તજ ૧ ભાગ, કરીઆતુ ૪ ભાગને ૧૬ગણા પાણીમા ફાટ કરી લેવાથી તાવમા સારો ફાયદો થાય છે કરીઆતા સાથે તજ લવ ગ મેળવી ફાટ કરી લેવાથી વધુ સરસ લાભ થાય છે

જીર્ણજ્વર—કરીઆતાનુ ચૂર્ણ ૧/૪ તોલો રોજ સવાર સાજ ગરમ પાણીથી પીવુ

(૨) કરીઆતુ ૧/૨ તોલો, પાણી ૮ તોલા ઊકળતામા રાત્રે ભીંજવી સવારે તે પાણીમા મધ ૧ માસો, સાકર ૧ માસો મેળવી પીવુ

જીર્ણજ્વર— આમવાત, કરીઆતુ ૩ માસા રાત્રે પાણી ૧ અધોળમા ભીંજવી સવારે કપડેથી ગાળી કપૂર ૨ રતી શિલાજીત ૨ રતી મધ ૧/૨ તોલો મેળવી દરરોજ પીવાથી ૭ દિવસમા અચૂક ફાયદો કરે છે

(૨) કરીઆતુ, સુઠ, ગિકામારીનો કવાથ ૧/૮ કરી દિવસમા ત્રણ વખત પીવાથી ફાયદો કરે છે

સન્નિપાતજ્વર—અણુ ઉતાર તાવમા કરીઆતુ ૨ તોલા સુંઠ ૧ માસો અધકચરૂ કરી પાણી ૫ તોલામા ઉકાળી ૧ અધોળ પીવો

યકૃત વૃદ્ધિ—કરીયાતાનુ ૧/૪ તોલો ખાઈ ઉપરથી રોજ ગોમૂત્ર ૨ તોલા

કાસ—કરીઆતુ ૧ તોલો, અરડૂસીના ૧ તોલો, પાણી ૨૦ તોલામા ઉકાળી તોલા રાખવુ ૧–૧ અધોળ સવાર સાંજ પીવુ

શ્વાસનળીનો દાહ—કરીઆતાનો કાઢો કરી સાકર નાખી પીવો

સોજામા—કરીઆતુ અને સુઠનુ ચૂર્ણ ૧/૪–૧/૨ તોલો પાણી લેતા રહેવાથી સારો લાભ થાય છે સાટોડીના કવાથ સાથે લેવાથી જલદી ગુણ કરે છે

અમ્લપિત્ત-કરીઆતુ અને ભાગનો કાઢો કરી મધ નાખી આપવો બારે માસ દરરોજ સુદર્શનચૂર્ણ ૧/૪–૧/૨ તોલા જેટલુ લેતા રહેવાથી શરીર નીરોગી રહે છે, શરીરમા સુસ્તી રહેતી નથી અને ભૂખ લાગી પાચન બરાબર થાય છે સુદર્શનચૂર્ણમા કરીઆતુ ૧/૨ ભાગે નખાય છે

સુદર્શન ચૂર્ણ કરીયાતાનુ કરિયાતાનો
હીમ ફાંટ–
ભૂનિમ્બાદિ કવાથ ઈન્ફ્યુલમ ચિરેટા

## કાળીજીરી–કડવીજીરી

બાળકોના કફ–ઉધરસ મટાડનાર ત્વક્ રોગમા ઘણી ઉપયોગી દવા

अरण्यजीरक – तीक्ष्णजारक, કાળીજીરી, ડુંજિરે, સેન્ટ્રાથીરમ એન્થ લામિન્ટિકમ

કડવી તીખી, ઉષ્ણવીર્ય કટુવિપાકી, લઘુ તીક્ષ્ણ, કટુપૌષ્ટિક, જ્વરઘ્ન, કૃમિઘ્ન, ત્વચારોગનાશક–કફઘ્ન, રક્તદુષ્ટિહર, શોથશામક, ગર્ભાશય શોધક, સ્તન્ય જનન છે

માત્રા —બીજ–૩, ૧૨ રતીથી ૧ તોલો બાળકને ૫–૧૦ દાણા

બાળકોના તાવ – ઉધરસ — કાળીજીરી ૪ રતી વાટી મધમા ચટાડવી

(૨) કાળીજીરી ૪ રતી, સાકરનો નાનો ગાગડો ૧/૪ તોલો, પાણી ૧૦ તોલામા ઉકાળી ૧ રૂપીઆભાર રાખી થોડી થોડી વારે ૧૫–૨૦ ટીપા ઉપરાઉપરી પાવો

કૃમિ —કાળીજીરીનો કાઢો કરી આપવાથી કૃમિ નીકળી જાય છે

સુવારોગ–તાવ કફ ઉધરસ —કાળીજીરી ૧ તોલો પાણી ૨૦ તોલામા ઉકાળી ૧ અધોળ જેટલો રાખી મધ ૧/૨–૧ તોલો મેળવી એક અઠવાડિયું પાવો

ગર્ભિણીના સોજા — કાળીજીરી, જીરૂ, કડુનો ૨ તોલા ભૂકો ૨૦ તોલા પાણીમાં ઉકાળી ૧ અધોળ રાખી મધ ૧ તોલો મેળવી પાવો

શીળસ —કાળીજીરીનો ફાકડો ૧/૨ ૧ તોલો દિવસમા ૨-૩ વાર લેવાથી મટે છે

નળ ફૂલથા —કાળીજીરી ૧ તોલો, કાળા મરી ૧ તોલો રાત્રે પાણી ૧૦ તોલામા પલાળી સવારે ગાળી ગરમ કરેલી ઠીકરી છમકારી પાવુ

યકૃતના દરદવાળાને કાળીજીરી ક્ષાર — કાળીજીરી ૧ શેર, ગાયનુ મૂત્ર ૧ મણ, લોઢાના કડાયામા ગોમૂત્ર ગાળી લઇ નાખી સાફ કરેલ કાળીજીરી નાખી ઉકળવા દેવુ ઉકળતા ગોમૂત્ર બળી જાય અને ત્યારપછી કાળીજીરી પણ બળી જઇ કોલસા રહે ત્યારે બારીક વાટી ૧૦ તોલામાં, સાજીના ફૂલ (સોડાબાય કાર્બ) ૫ તોલા મેળવી ઘુટી શીશીમા ભરી રાખવો (ક્ષાર એક દિવસમા બનાવી લેવો રાત ન જવા દેવી) ૨ વાલ જેટલો ક્ષાર, મ દૂર ભસ્મ ૧ વાલ મેળવી પાણીથી આપવાથી નવી જીદગી આપે છે

ગર્ભિણીનો તાવ —કાળીજીરી ૧૧ તોલો, અરીઠાનું પાણી ૧૧ તોલો, બકરીનુ દૂધ ૧૦ તોલા બધાને વાટી શરીરે માલીસ-ખરડ કરવાથી વગર દવા ખાધે જ્વર ત્રણ દિવસમા જાય છે

ખરજવા —કાળીજીરી બાળી કોલસા જેવી (રાખ જેવી નહીં) તેલમા-ખાસ કરી કણુજીઆ તેલમા લમોટી લગાડવી

શ્વિત્ર-સફેદ કોઢ —કાળીજીરી ૪ ભાગ, હરતાલ ૧ ભાગ ગોમૂત્રમા વાટી લેપ કરાય છે

૨ કાળીજીરી, ત્રિફળા, હરતાલ સમભાગે લઈ ખાડી ગોમૂત્રમા વાટી ચોપડવુ

ચમ વિકાર —ફોડા ફુસી, શોથ વેદના વાળા દરદોમા લેપ કરાય છે

શરીરની ખુજલી —ગોમૂત્રમા કાળીજીરી વાટી ચોપડવાથી ખુજલી ખજવુ મટે છે

સોજા માટે — કાકડા ફુલ્યા હોય તો કાળીજીરી, ઝેર કચોલુ, થોડાવજ ઘસી લમોટી લેપ કરવો કાકડા ફુ યા હોય તો ગળાની બહાર સોજાએ લેપ કરવો

કપડાની અદર કાળીજીરી છાટવાથી બારિક જતુથી કપડા ખવાતા નથી

કાળીજીરીને કેટલાક સોમરાજી માને છે કાળીજીરીક્ષાર અવલ્ગુજાદિ લેપ સોમરાજી તેલ

અતિસાર-રક્તાતિસાર-લોહીવાળા અતિસાર અને મરડાની સરસ પ્રસિદ્ધ દવા

## કડાછાલ

कुटज-वत्सक, કુડા-કુરૈયા, કુસ, હોલેરિના એર્િ ટ ડિર્મો ટ્રસ કુર્ચી

તિક્ત કષાય, શીતવીર્ય, કટુવિપાકી, ત્રિદોષહર, લઘુ, રૂક્ષ દીપન પાચન, ગ્રાહી, અતિસાર, જ્વરાતિસાર, પ્રવાહિકા, અર્શ નાશક, જ્વરઘ્ન, કૃમિઘ્ન, રક્ત શામક

કડા ઝાડની શિગમાના બીજને ઈન્દ્રજવ-કલિ ગક કહે છે ઈંદ્રજવ ઉષ્ણવીર્ય છે કાળા કડાની શીંગમાનાં ઈદ્રિજવ કડવા નીકળે છે, તે જ વાપરવા જોઇએ

માત્રા —ત્વક-છાલચૂર્ણ ૨-૪ માસા ક્વાથ- ૧-૨ તોલા છાલનો

બાળકની હગામણ-ઝાડા —કડાનુ મૂળ ૮-૧૦ લસરકા હર્ડીના પાણીમા ઘસી પાવું

અતિસાર —કડાછાલનો કાઢો અષ્ટમાશ કરી અતિવિષની કળીનુ ચૂર્ણ ૪-૮ રતી મેળવી લેવું

૨ કડાછાલનો સ્વરસ પુટપાક રીતે કાઢી ૧-૨ તોલા મધ નાખી પાવો

જીર્ણજ્વર —કડાના મૂળની છાલ તથા ગળોને કાઢો પીવો અથવા રાત્રે પાણીમા પલાળી સવારે ગાળી શીત કષાય પીવો

વિષમજ્વર-તરીઓ એકાતરીઓ મટાડે છે

મૂત્રકૃચ્છ —લૂખ લાગવી—કડાની છાલ ગાયના દૂધમા વાટી પીવી

નાના બાળકોના કૃમિ — કડાછાલ ૩ માસા છાશમા ઘસી તેમા હીંગ ૧ રતી ડીકામાળી ૨ રતી મેળવી આપવાથી ગમે તે જાતના કૃમિ દૂર થાય છે

જ્વરાતીસાર —તાવમા ઝાડા થતા હોય તો—કડાછાલ, કરિયાતું સૂઠ, દરેક ૩-૩ માસા લઇ ૨૦ તોલા પાણીમા ઉકાળી ૧ અધોળ જેટલો રાખી કવાથ પીવાથી જ્વરા તિસાર દૂર થાય છે

પ્રદરમા—અત્યાત વમા લોહની સાથે કડાછાલ વાપરવાથી વધુ અસર કરે છે પ્રદરારિલોહ-પ્રદરા તક લોહ વપરાય છે

કડાછાલમા કૃમિ નહિ ઉત્પન્ન થવા દેવાનો ગુણ છે

કડાછાલના ઘન સાથે કવીનાઈનનુ મિશ્રણ કરવાથી જ્વરઘ્ન અસરમા વધારો થાય છે વાતાધિકય ને પિત્તાધિકય જ્વરમા અકસીર અસર બતાવે છે

કડાની કાળી અને ધોળી બે જાત છે, કાળી વધુ ગુણકારી છે

કડાછાલમા ચૂનાનુ તત્વ વધુ છે

માત્રા —ઘન ૧–૨ વાલ અરિષ્ટ ૨ થી ૫ તોલા, અવલેહ ૧/૨–૧ તોલો

શાસ્ત્રીય બનાવટ —

કુટજારિષ્ટ કુટજ ઘન વત્સકાદિ ગગાધર કડાપાકની ગોળી વટી કવાથ ચૂર્ણ કુટજાવલેહ કુટજાષ્ટક કવાથ એકસટ્રેકટ કુર્ચી

## વજ

વચા, ઉગ્રગન્ધા, બચ, વેખડ, એકોરસ કેલેમસ

તીખી કડવી, ઉષ્ણ, મધુરવિપાકી, દીપન, પાચન મેધ્ય, વાતકફઘ્ન વાન્તિકર, સ્વરભેદ અપસ્મારહર છે શોથહર છે

માત્રા —મૂળ (બાળકને ૨–૫ લસરકા મોટાને ૨–૫ રતી ઉલટી કરાવવા ૦।–૦।। તોલો)

શરદી, ખાસી, કફથી છાતી ભરાઈ જવી—વજ ૧/૨–૧ માસા ઘસી મધમા થોડુ મીઠુ મેળવી પાવુ ઉલટી થઇ કફ નીકળી જાય છે

આકડી બાળકની (આક્ષેપક) — વજનુ ૨–૩ રતી ચૂર્ણ ધાવણમા આપવુ

અપતત્રક-વાયુફેફરા માટે —વજ ૧/૪ તોલો, મરીચૂર્ણ બે આની પુર મધમા કે ખાટા દહીંમા સવાર-સાજ આપવુ

૨ વજ ૨ તોલા, ધાણા ૧/૪ તોલો કાળા મરી ૧/૮ તોલા, પાણી ૧-૧/૪મા ઉકાળી ૧૨ ઔંસ-૩૦ તોલા રાખી સાકર ૧૦ તોલા મેળવી ૧/૨–૧ ડ્રામ (૧/૨–૧ ચમચી) બાળકને વારવાર આપવુ

પેટમા દુખવુ —વજનુ ચૂર્ણ ૪ રતી છાશ ૫ તોલામા, મીઠુ ૪–૫ રતી મેળવી પાવુ

દાત આવતી વખતનો તાવ —વજનો ઘસારો ૧/૨ ચમચી આપવો

મગજ શક્તિ –સ્મરણ શક્તિ વધારવા — વજ, મરી સરખે ભાગે લઈ ગોળમા મગ જેવડી ગોળી કરવી ૧ ગોળી દૂધ સાથે પાવી ભોજનમા દૂધ ભાત ખાવો

૨ બ્રાહ્મી ઘૃત સાથે વજ ચૂર્ણ ૧-૧/૨ માસો આપવાથી સ્મરણશક્તિ વધે છે

સુકી ઉધરસ—ગળાના સોજામા —વજનો કટકો મોમા રાખી ચૂસી રસ ઉતારવો

ઉલ્ટી કરાવવા —વજ ૪૦ રતી, સિંધવ ૧ તોલો, પાણી ગરમ ૧ શેરમા મેળવી પીવરાવવું

કફ —વજનો બારિક ભૂકો છાતી પર ઘસવાથી કફ છૂટે છે

મૂરછો —મા વજનુ ચૂર્ણ નાકમા સુંઘા ડવું, છીંકો આવી સાવધ થાય છે

સળેખમ — માથુ દુખવુ — કપડામા વજના ચૂર્ણની પોટલી બનાવી સુંઘવુ

હરમના મમા —વજ, ભાંગ અને અજમાનો ધૂમાડો અપાય છે

ઘોડાવજની ધૂણી કરવાથી ઘરમા સાપ ન રહે

વિષમજ્વર — વજ, હરડે અને ઘીનો ધૂપ આપવો

અંડવૃદ્ધિ — વજ અને કિંચિત રાઈ પાણીમા એકત્ર વાટી લેપ કરવો

બાળકનુ ગળુ પડે —વજ અને જાયફળ દૂધમા ઘસી તાળવે લેપ કરવો

નખ —જખમમા કીડા—વજ અને કપૂરનુ ચૂર્ણ સમભાગે લઈ જખમમા ભરવું

કાન વહેતો હોય —વજને તલના તેલમા કઢવી, કપૂર મેળવી તેલ કાનમા નાખવું

કાન દુખતો હોય –વજને તેલમા કકડાવી તેલના ટીપા કાનમા નાખવા

એક બીજી જાત પારસિક વચ-દીપાંતર વચા-નામે ઓળખાય છે

વચાદિ ચૂર્ણ વચાદિ ક્વાથ

---

# માક્ષિક અને વિમલમીમાંસા

લેખક—વૈદ્યશાસ્ત્રી મણિશંકર ગોવીંદજી યાજ્ઞિક હુલાવ મ્ર (આયુર્વેદાચાર્ય)-રાજકોટ

ધાતુવાદ અને રસવાદ સાથે જેનો સબંધ છે તેવા માક્ષિક-અને વિમલ આ બે દ્રવ્યો વિષે આજે અનેક ભ્રમપૂર્ણ માન્યતા વર્તે છે એટલે આ લેખમા દ્રવ્યગુણવિજ્ઞાનશાસ્ત્રની દૃષ્ટિએ બન્ને દ્રવ્યોનો વિચાર કરીએ

માક્ષિક—સં માક્ષિક, તાપ્ય, તાપીજ સુવર્ણમાક્ષિક હિ સોનામાખી, અં ચેલ્કો પાયરાઈટ (Copper pyrite) કૉપર પાઈરાઈટ તથા (Chalco pyrite) વગેરે નામ મળે છે

જાતિ —માક્ષિક બે પ્રકારની માનવામા આવે છે (૧) સુવર્ણમાક્ષિક (૨) રૌપ્ય માક્ષિક કેટલાક વિદ્વાનો "કાસ્યમાક્ષિક" નામનો ત્રીજો ભેદ પણ માને છે

આકૃતિ અને ગુણધર્મ —ઉત્તમ માક્ષિક બહારથી કાળાશ પકડતી પરંતુ અંદર સ્વર્ણવર્ણ તથા કસોટી પર ઘસતા સુવર્ણ જેવો કસ આવે છે ગુણ-સ્નિગ્ધ, મધુર, તિક્ત, કષાય, શીતવીર્ય, ત્રિદોષહર, શામક, રક્તપ્રસાદક, બલ્ય, રસાયન અને યોગવાહી છે

ઉપયોગ — ભ્રમ, શિરશૂલ, અનિદ્રા, મદાત્યય, શોથ, અધિશોથ, પ્રમેહ, રક્તપિત્ત અર્શ, અમ્લપિત્ત, પ્રદર, ધાતુદોષ, પાંડુ, કામલા, વગેરે રોગોમા ઉપયોગ થાય છે

યોગ અને માત્રા —તાપ્યાદિલોહ, ગર્ભવિનોદ માત્રા -૧-૨ રતી આપી શકાય છે

રાસાયનિક યોગ — તામ્ર, લોહ અને ગંધકનું યૌગિક છે

વિમલ—સં વિમલ, અં Iron pyrite (આયર્ન પાયરાઈટ)

આકૃતિ અને જાતિ—ષટ્કોણ, વર્તુલ અથવા દ્વાદશકોણ પાસાદાર૨આવે છે વર્ણભેદથી તેના ત્રણ પ્રકાર માનવામા આવે છે (૧) સ્વર્ણવિમલ (૨) રૌપ્યવિમલ (૩) કાસ્યવિમલ રાસાયનિક યોગ—લોહ અને ગધકનુ યૌગિક છે

ગુણકર્મ -તિક્ત કટુ, જ્વરશોધક, પિત્ત વાતશામક, રક્તવર્ધક, શોથહર, દીપન, પાચન, વૃષ્ય અને રસાયન છે માત્રા -૧થી ૨ રતી છે રસ ચૂ અને રા નિ મા તેનું વર્ણન મળી આવે છે આ બ ને દ્રવ્યોનો સમાવેશ "મહારસ"મા થાય છે

## દ્રવ્યગુણવિજ્ઞાનદષ્ટિ

આયુર્વેદમા આ બ ને દ્રવ્યોને "પાર્થિવ" (ભૌમ) દ્રવ્ય તરીકે માનવામા આ યા છે પરતુ પ્રાચીન સહિતાઓમા પાર્થિવ દ્ર યોનુ બુદ્ધિગ્રાહ્ય વર્ણન મળી શકતું નથી અને વિશેષ સ્પષ્ટતા કરીએ તો 'રસ શબ્દ પ્રયોગ પણ જોવામા આવતો નથી પરતુ રસશાસ્ત્રનો સ્વતત્ર વિકાસ થયો તે પછીના વિદ્વાનોને વર્ગીકરણની જરૂરિયાત જણાઈ આવતા—રસશાસ્ત્રને અનુકૂળ 'રસ" મહારસ વગેરે પાર્થિવ દ્ર યોનું વર્ગીકરણ કરેલુ છે નિઘ ટુના લેખકોએ પાર્થિવ દ્ર યોની ગણના ધાતુવર્ગ મા કરી છે 'सुवर्ण समल पच लोहा ससिकता सुधा मन शिलालेमणयो लवण गैरिकाजन—भौम मौषधमुपदिष्टम् ॥ (च सू २) पार्थिवा सुवर्णरजतमणिमुक्ता मन शिलामृ कपालादय (सु सू १)

પાર્થિવ દ્ર યોના વર્ગીકરણ સબધમા પ્રાચીન રસાયનાચાર્યોમા પણ ખૂબજ મતભેદ જોવા મળે છે સાધારણ રીતે પાર્થિવદ્રવ્યોના વર્ગીકરણમાં રસ,-મહારસ, ઉપરસ સાધારણ લોહ, રત્ન અને ઉપરત્ન આ પ્રમાણે સાત વર્ગ મળી આવે છે આગળ જતા દરેક આચાર્યોને જે જે દ્રવ્ય વધારે સારું જણાયું તે પ્રમાણે તેના વર્ગો કર્યા છે એકજ ઉ। હરણ લઈએ કે રસાર્ણવ ગ્રથમા હિંગુલને 'મહારસ' તરીકે માનેલ છે ત્યારે આયુર્વેદ પ્રકાશમા 'હિંગુલ'ને ઉપરસ માન્યો છે અને રસે દ્ર ચૂર્ણ-મણિ ગ્રથમા તેજ દ્ર યને સાધારણ રસ મા યો છે આવીજ સ્થિતિ રત્ન-ઉપરત્નોના વર્ગીકરણમા પણ જોવા મળે છે

અતિ હર્ષનો વિષય છે કે આપણા વદ નિય સ્વરૂપસ્થ શ્રી યાદવજીભાઈએ રસામૃત ગ્રથમા આધુનિક દૃષ્ટિએ પાર્થિવ દ્ર યોનું વર્ગીકરણ કરેલુ છે અને તેથી આગળ વધીને જોઈએ તો આજના દ્ર યગુણ શાસ્ત્રના વિશેષજ્ઞોએ દ્રવ્યગુણ શાસ્ત્રની વાસ્તવિકતા સચવાઈ રહે તે દૃષ્ટિથી પાર્થિવ દ્રવ્યોના ત્રણ વર્ગ પાડ્યા છે

(૧) ધાતુવર્ગ (Heavymetlas) (૨) લવણક્ષાર (Alkalies & metals of alkali neearth) અને (૩) વિશેષ પ્રભાવશાળી દ્રવ્યો (Chemothera peutic agents) પ્રથમ વર્ગોમા સુવર્ણ, રજત તામ્ર આદિ ધાતુ વર્ગ, બીજામા સોડિયમ, પોટાશિયમ આદિ ક્ષાર-લવણ, તથા ત્રીજા વર્ગ મા પારદ, સોમલ આદિ વિશેષ કર્મ કરનારા દ્ર યોનો સમાવેશ થાય છે

## માક્ષિક મીમાસા

મીમાસા એટલે સૂક્ષ્મદૃષ્ટિપૂર્વક તપાસ સમાલોચના, સમીક્ષા વગેરે અર્થ થાય છે મીમાસાની દૃષ્ટિએ જોઈએ તો માક્ષિક દ્ર યનો સમાવેશ ત્રીજા નબરના મહારસમા થઈ શકે છે રસે દ્રચૂડામણિ ગ્રથમા સ્મરણીય પક્તિ મળી આવે છે કે "प्राणोरसेंद्रस्य" "માક્ષિક તે પારદનો પ્રાણ છે" માક્ષિકને પારદના

પ્રાણુસ્વરૂપ માનવામાં આવે છે પરંતુ કઈ દૃષ્ટિએ પ્રાણુસ્વરૂપ માનવામાં આવે છે, તે વિષે વિશેષ ઉલ્લેખ ગ્રંથકાર કરતા નથી તે જ ગ્રંથમાં બીજી પંક્તિ એ મળી આવે છે કે–'दुर्मेल लोहद्वयमेलनश्च' જે બે ધાતુઓ પરસ્પર મળી શકતી ન હોય અથવા મહા મહેનતે મળી શકતી હોય, તેવી બન્ને ધાતુઓને સરળતાથી મેળવી આપે છે આ પદમાં 'લોહ' શબ્દનો પ્રયોગ છે ઉપરની પંક્તિને અનુકૂળ પંક્તિ રસાર્ણવ ગ્રંથમાં મળી આવે છે કે –लोहवेधकरं માક્ષિક લોહધાતુનો વેધ કરે છે ધાતુવાદના ગ્રંથોમાં सर्वेषामेवलोहाना લોહધાતુ વિના બીજી ધાતુઓને પણ લોહસંજ્ઞા આપી છે આ પંક્તિઓ જે ગ્રંથમાં આપી છે તેમાં વિશેષ સ્પષ્ટતા કરી નથી કે કઈ લોહધાતુને વેધન કરીને તેનું રૂપ બદલે છે? તેનો જરાપણ ઉલ્લેખ નથી તો પણ તે ગ્રંથપ્રણેતાને ધાતુપરિવર્તન વિષે આવશ્યક વસ્તુ જાણવા મળી હશે અને સામાન્ય અનુમાન પણ થઈ શકે છે કે કોઈપણ પાર્થિવ દ્રવ્યનું પીત્તલ જેવી (પીત્ત રંગની) ધાતુના રૂપમાં પરિવર્તન થયું હશે રસકામધેનુ ગ્રંથકારના સમયમાં લોહ, તામ્ર અને માક્ષિકનું સત્વ કાઢયું હશે તેથી सत्व मुचति मुपायाध्मात शुल्बनिभं मृदु પ્રમાણ મળે છે-(રસકામધેનુ) માક્ષિક વિષે વિશેષ દૃષ્ટિ કરીએ તો माक्षिकोद्विविध तत्र पित्तशुद्ध विभागत (રસાર્ણવ) માક્ષિક બે પ્રકારની હોય છે (૧) સોનેરી ચમકવાળી અને (૨) કાસ્ય જેવી શ્વેત ચમકવાળી શ્વેત ચમકવાળી માક્ષિકનો રંગ-વર્ણ શ્વેત છે તેને રૌપ્ય જેવી નહી કહેતા કાસ્ય જેવી કહી છે આ માક્ષિક દેશભેદે ભેદવાળી છે–

कान्यकुब्जकदेशोत्थो माक्षिक स्वर्णवर्णवान् ।
तपतीतीर सम्भूतस्तार माक्षिक सन्निभ ॥

(રસરાજલક્ષ્મી) કાન્યકુબ્જ દેશમાંથી મળતી માક્ષિકનો રંગ સુવર્ણ જેવો છે (ટુકડા કાપતા) અને તાપી નદીની આસપાસ જે માક્ષિક મળે છે તેનો વર્ણ ચાંદી જેવો છે વસ્તુત માક્ષિકનો કાસ્યવર્ણ તે વિકલ્પ જણાય છે વાસ્તવિક રીતે તો સુવર્ણ અને રજતવર્ણ જણાવનારા પ્રમાણો બુદ્ધિગ્રાહ્ય જણાય છે ताप्या किरात चीनेषु यवनेषु च निर्मित (રસ ર સ) તાપીનદીની આસપાસ, અને નેપાલ, ચીન, ઇરાન અને યવનદેશોમાં પણ કુદરતે માક્ષિક આપી છે

## રસાર્ણવગ્રંથ પર દૃષ્ટિ

રસવિદ્યાના ગ્રંથોની ચર્ચાને અત્રે સ્થાન નથી પરંતુ રસાર્ણવ ગ્રંથમાં માક્ષિક વિષે ઉપયોગી ઉલ્લેખ મળી આવે છે એટલે રસાર્ણવગ્રંથ વિષે દૃષ્ટિ કરી છે રસવિદ્યાના મા ય ગ્રંથોમાં "रुद्रयामलतन्त्र" ગ્રંથનું સ્થાન છે આ ગ્રંથનો એકભાગ તેને–"રસાર્ણવકલ્પ" નામથી સંબોધે છે રસાર્ણવકલ્પ અને રસાર્ણવ આ બન્ને ગ્રંથોમાં ૯૦ ટકા મળતાપણું છે પણ બન્ને ગ્રંથોમાં મૂળ પ્રથમ ગ્રંથ કયો છે તે નિર્ણય કરવાનું કામ આપણે પુરાતત્ત્વ વિદ્યાના જાણકારોને સોંપીએ છીએ

આ લેખનો ઉદ્દેશ સુવર્ણમાક્ષિક અને વિમલ આ બન્ને દ્રવ્યોપર પ્રકાશ પાડવો તે જ છે અને દ્રવ્યગુણવિજ્ઞાનશાસ્ત્ર અને રસશાસ્ત્રના વિચારોનો સમન્વય કરી ઉપયોગી વિચારોને આવકાર આપવો છે

## સુવર્ણમાક્ષિક અને રસોપનિષદ્

नागार्जुन मुनि श्रीमान् दक्षोत्तमदिवर ।
दक्षिणे केरलेद्रस्य राष्ट्रेया समाकुल १
नातिदूरे समुद्रस्यग्रामे मातिसमाह्वये ।
तत्र पिप्पलि सस्थाना पाषाणा हेमधातव २

तानादाय प्रयत्नेन श्लक्ष्णचूर्णानिकारयेत् ।
चूर्णी कृतास्तुतान्सर्वानहयरक्तेन भावयेत् ३
मानुषेण च रक्तेन सप्तवारान् प्रवाहतान् ।
पुनस्तु तुलसी तोये पंचगव्येन प्रेषयेत् ४
शोषयित्वा यथान्याय मूषालेपतु कारयेत् ।
छिद्रयन्त्रविधानेन पातयित्वा रसोत्तमम् ५
तद्रस तुल्यमादाय शतांशेन तु विध्यति ।
तस्यतुल्यस्यचैकेन रंजित द्विगुण भवेत् ६
(રસોપનિષત)

ભાવાર્થ—સુવર્ણ માક્ષિકથી સુવર્ણ બનાવવાની શ્રેષ્ઠ વિધિ શ્રીમાન્ નાગાર્જુન મુનિએ બનાવીને જોઇ છે

ભારતના દક્ષિણે કેરલ દેશના વનમા પિપની નામનું સ્થાન છે તેના પાસેના ભાગમા સુવર્ણ માક્ષિક નીકળે છે તેને લાવીને ખુબ બારીક ચૂર્ણ બનાવવું પછી તે ચૂર્ણને ઘોડાના લોહીની સાત ભાવના આપવી તે પછી મનુષ્યના લોહીની સાત ભાવના આપવી અને તે પછી પાણી તુલસીની સાત ભાવના આપવી પછી ન પચગ ધમા વાટીને સૂકાવવું તે પછી તેને ા વચ્ચમા નાખીને છિદ્રય ત્રદ્વારા તેનુ ~ પાતન કરવું તે ૧ તોલા સત્વને એક સો (૧૦૦) તોલા તામ્રમા ગાળીને નાખવું તો તમામ તામ્ર સોનુ બનશે તે એક તામ્રદ્વારા બમણું રજિત થશે

રસોપનિષતના કર્તા વિષે ઉલ્લેખ મળતો નથી તેમજ ઉપરના શ્લોકોનો અર્થ પણ સદિગ્ધ છે તો પણ સુવર્ણ માક્ષિકને રસેદ્રપાર ના પ્રાણરૂપ સૂત્ર છે તે સૂત્ર ધાતુપરિવર્ત્તનની પુષ્ટિરૂપ હશે રસોપનિષતના અભ્યાસુ આ સબધમા વિશેષ પ્રકાશ પાડશે

## સુવર્ણમાક્ષિક અને સુવર્ણ-ગુણધર્મની ભિન્નતા

આજના વૈદસમાજનો કેટલોક ભાગ માને છે કે સુવર્ણ ભસ્મના અભાવમા સુવર્ણ માક્ષિક ભસ્મ આપવી આ મા યતામા વૈદ્યોને એવો વિશ્વાસ છે કે સુવર્ણમાક્ષિકમાં સુવર્ણ નો અશ છે તેથી જ તેને સુવર્ણ માક્ષિક કહે છે અને તેથી જ તેને સુવર્ણ ની ઉપધાતુ માની છે પર તુ આ મા યતા દ્રવ્યગુણવિજ્ઞાનની કસોટીએ ટકી શકતી નથી કારણકે સુવર્ણમાક્ષિકમાતામ્ર, લોહ અને ગ ધકનો યોગ છે આજે પણ તામ્રધાતુ સુવર્ણ માક્ષિકમાથી કાઢવામા આવે છે જો સુવર્ણમાક્ષિકમા સુવર્ણ નો અશ હોય તો આજના વૈજ્ઞાનિકો સોનાના મહત્વ અને ઉપયોગમા આવતા વામણો પણ સોનાના બનાવતે, પર તુ સુવર્ણ માક્ષિકમા સુવર્ણનો અશ છે, તે ચાની આવતી એક પ્રકારની સ્થૂળ મા યતા જ છે હવે શાસ્ત્રીય દષ્ટિએ વિચાર કરીએ તો સુવર્ણ ભસ્મના અભાવે સુવર્ણ માક્ષિકનો ઉપયોગ કરી શકાય નહી

ભારતમા—નેપાલ ભૂતાન, કાશ્મીર, અલવર ઉદેપુર—જયપુર બીકાનેર વગેરે સ્થળે મળે છે સુ માક્ષિકની ખાણો છે પણ તે જોઈએ તેવી શુદ્ધ નથી અને ઈંગ્લેંડથી આવતી સુ મા શુદ્ધ (સ્વચ્છ) આવે છે

### વિમલ

વિમલ નામથી સબોધન પામતું દ્રવ્ય મે આજસુધી જેયુ નથી મારા ધારવા પ્રમાણે રસવૈદ્યો સિવાય બીજા વૈદ્યમિત્રો વિમલદ્ર યના ગુણ—ધર્મોથી ભાગ્યે જ પરિચિત હશે પ્રાચીન કાળના રસશાસ્ત્રના ગ્રથોના પાઠો પૂરા સમજી શકાતા નથી તેથી સભ્રમ થવા સભવ છે

'વિમલ" દ્રવ્યનુ 'મહારસ"મા સ્થાન છે સુવર્ણ સિદ્ધિ અર્થાત્ ધાતુપરિવત ન કરવાના પુરૂષાર્થી રસવૈદ્યો વિમલને તે દૃષ્ટિથી માને છે

વિમલ-દ્રવ્યના ગુણગાન કરતા ત્રણ શ્લોકો અત્રે આપુ છુ આ શ્લોકો કયા ગ્રથમા છે તે મારા જાણવામાં નથી વિમલદ્રવ્ય વિષે રસ ચૂ ગ્રથમા કાઈક માહિતી મળે છે પ્રાચીન રસગ્રથો (અનાત નામ)મા લખે છે કે—

विमलस्तु मणिर्दिव्योरस काचनप्रभम्-
तमोघ्न सत्यमेदीस्याद् वीर्याद् वह्न्त्वद्भवेत
यत्प्रोक्त माक्षिक कर्म-विमलस्यापि तद् भवेत
विमल माक्षिकालाभे माक्षिक विमलभवेत
द्वयो समान कर्मोक्त विमलस्तु विशिष्यति
पक्षच्छेदकर चैव लोहाना च तमोपहा-

વિમલ નામનો મહારસ સુવર્ણની ત્રભા વાળો દિવ્યમણિ છે જે પોતાની શક્તિથી ધાતુઓની કાળાશ-કાલિમાનો નાશ કરનાર સત્વવેધી છે વિમલના અભાવમા માક્ષિક અને માક્ષિકના અભાવમા વિમલ નાખવો કેમકે બ ને સમાન ગુણધર્મવાળા છે બલ્કે માક્ષિકથી વિમલ અધિક છે અને તે પારદને અગ્નિસ્થાયિ કરે છે તથા લોહની શ્યામતા દૂર કરે છે

સુવર્ણમાક્ષિકનો તામ્રધાતુ પરિવર્તન માટેનો પાઠ (સુવર્ણ કરવાનો) રસોપનિષત્મા છે અને વિમલ લોહની શ્યામતા દૂર કરે છે આ હકીકત જોતા વિમલ લોહધાતુનું પરિવર્તન કરે છે અને પારદને અગ્નિસ્થાયિ કરે છે વિશેષમા માક્ષિક અને વિમલ બ ને સમાન ધર્મવાળા છે, એવો ધ્વનિ ઉપરના શ્લોકમા છે

આશા રાખીએ છીએ કે "પારદ અનુસધાન" કરનારી સસ્થાઓમા વપરાતા અભ્રક, સુવર્ણ માક્ષિક વિમલ ચપલ (પારદનુ નામ ચપલ છે પણ તે ચપલ નહી સ્વતત્ર દ્રવ્ય મનાય છે તે) વગેરે દ્રવ્યો પર ઐતિહાસિક અને રસાયનશાસ્ત્રની દૃષ્ટિએ બુદ્ધિગ્રાહ્ય પ્રકાશ પાડશે તો વૈદ્યસમાજને ઘણુંજ જાણવાનું મળશે

---

# વૈદ્યકીય સામયિકોની સ્થિતિ

(તત્રી સ્થાનેથી)

વર્તમાન પત્રોની માફક વૈદ્યોને અને જનતાને આયુર્વેદનું જ્ઞાન આપવા માટે આયુર્વેદીક પત્રો-અઠવાડિક, પાક્ષિક કે માસિકના રૂપે ભારતમા અનેક સ્થળેથી પ્રગટ થાય છે એકલા મુબઈ પ્રાતમાથી જ લગભગ ૧૫થી ૨૦ આયુર્વેદીક પત્રો નીકળે છે તેમાના કેટલાક પત્રો ફાર્મસીઓ તરફથી પ્રગટ થાય છે આયુર્વેદીક સાહિત્યની ચકશતિ આવા માસિકો મારફત થાય છે ફાર્મસીઓ તરફથી પ્રગટ થતા પત્રો મોટે ભાગે તે સસ્થાના પ્રચાર વાજીત્ર હોય છે એવા ઘણા જુજ ફાર્મસી તરફથી પ્રગટ થતા માસિકો છે કે જેમા ફક્ત એકલુ આયુર્વેદનુ જ સાહિત્ય હોય

આયુર્વેદના પ્રચાર માટે વર્તમાન પત્ર-માસિકોની જરૂર તો છેજ આવા માસિકો બે કક્ષાનાં જુદા જુદા કાઢવા જોઈએ એક વૈદ્યકીય દૃષ્ટિએ વૈદ્યકીય પરિભાષામા લખાયેલા અને માત્ર વૈદ્યોને જ ઉપયોગી હોય તેમજ બીજુ લોકો સમજી શકે એવી રીતે લખાયેલા આયુર્વેદના સ્વસ્થવૃત્તનુ અને રોગપરિચયોનુ જેમા વર્ણન હોય આ રીતે બે જાતના પત્રોની આયુર્વેદના પ્રચાર માટે આવશ્યકતા છે આયુર્વેદીક માસિકપત્રો સિવાય અન્ય સાહિત્યના વર્તમાન પત્રો અને માસિકોમા પણ આયુર્વેદ અગે થોડુ ઘણું સાહિત્ય હોય છે પણ આ સાહિત્ય વ્યવસ્થિત રીતે અથવા યોગ્ય વિદ્વાનો મારફત કેટલીક વાર લખાયેલુ

ન હોવાથી જનતા તેનો ખાસ લાભ ઉઠાવી શકતી નથી

વૈદકીય દૃષ્ટિએ પ્રગટ થતા વર્ષોના માસિકોમા પણ આયુર્વેદના સિદ્ધાંતોની યોગ્ય છણાવટ કરતા હોય એવા પત્રો ઘણાજ જુજ છે આયુર્વેદીક માસિકોમા વૈદકના સિદ્ધાંતોની તલસ્પર્શી ચર્ચા હોવી જોઇએ ચિકિત્સકોના પોતાના દરદીઓના અનુભવોની ચિકિત્સાનોંધ હોય, વૈદકના સશોધન વિષય ઉપરના લેખો હોય, નવા ભણતા વૈદ્યો માટેની અધ્યયનપૂર્તિ હોય, આયુર્વેદના નવા નવા પ્રગટ થતા પુસ્તકોની સારગર્ભિત સમાલોચના હોય, વૈદકના અન્ય પત્રોમા પ્રગટ થયેલા લેખોનો ઉપયોગી સારાશ હોય તેમજ નવા આધુનિક વિજ્ઞાનના સશોધનોને આયુર્વેદીક નો સાથેનો સમન્વય હોય તેવા લેખો વૈદકીય પત્રોમા પ્રગટ થવા જોઇએ એનાથી પણ વિશેષ તો એ છે કે વૈદકીય પત્રોના સપાદકોએ વૈદ્યોને કેવા સાહિત્યની જરૂર છે તે જાણીને તે પ્રકારનુ સાહિત્ય પોતાના પત્રમા પ્રગટ કરવુ જોઇએ અન્યત્ર પ્રગટ થયેલા વૈદકીય માસિકો વૈદ્યોને ત્યા પહોંચ્યા પછી તે પુરા વચાયા વગરજ પડીકા વાળ વામા તેનો ઉપયોગ થાય છે

વૈદ્યોની વૈદકીય પત્રો તરફ અભિરૂચી જાગ્રત કરવા સપાદકોએ મહત્વનો ફાળો આપવો જોઇએ એકને એક ચર્વીત ચર્વણ જેવા લેખો અનેક માસિકોમા પ્રગટ થાય એટલે વૈદ્યોને તે માસિકો વાચવા ગમતા નથી વૈદ્યોની વૈદકીયપત્રો પ્રત્યેની ઉદાસીનતા ઘણીક વાર તે પત્રોના માલિકોની આર્થિક સ્થિતિ કઢગી કરી મુકે છે અને પરિણામે કેટલાક પત્રોનુ નાઈલાજે પ્રકાશન બધ કરવુ પડે છે

વિવિધ પત્રો વૈદકીય સમાજમા એક ચોક્કસ સ્થાન તો ધરાવે જ છે કોઇક પત્ર વૈદકનુ રાજકારણ ચચતુ હશે તો કોઈ વૈદકના સિદ્ધાતો ચર્ચતુ હશે, કોઇક પત્ર વિદ્યાર્થીઓના અધ્યયનની સામગ્રી પુરી પાડતુ હશે તો કોઈક પત્ર લોકભોગ્ય સાહિત્ય પીરસતુ હશે આ પ્રમાણે જુદી જુદી દૃષ્ટિએ પ્રગટ થતા વૈદકીય પત્રોની જુદી જુદી નીતિ હોવાના કારણે કોઇ પણ પત્રનો પુરેપુરો વિકાસ થતો નથી પરિણામે યોગ્ય ગ્રાહકો ન મળવાથી પત્રના સસ્થાપકોને આર્થિક હાની સહન કરવી પડે છે આ સ્થિતિમા અમોને લાગે છે કે વૈદકીય પત્રોના સપાદકોનુ એક મડળ હોવુ આવશ્યક છે અને વૈદ્યોને કે જનતાને કેવા પ્રકારના આયુર્વેદીક સાહિત્યની જરૂર છે તેનો વિચાર કરી તે રીતે માસિક પત્રોમા તેનુ પ્રકાશન થવુ જોઇએ

આયુર્વેદના વિકાસ માટે નવેસરથી વિચારવાની હવે જરૂર છે આયુર્વેદીક ઔષધોનો, લોકો વધુમા વધુ લાભ ઉઠાવે આયુર્વેદીક સાહિત્ય અને સિદ્ધાંતને નીધી અને સાદી ભાષામા જનતા સમજી શકે તે જાતના લખાણોની આવશ્યકતા છે કેવળ પ્રચાર કાર્યના જોરથી એલોપથી અત્યારે વૈદકનુ ઉત્તમ વિજ્ઞાન બની ચુકયુ છે જ્યારે આયુર્વેદનો વિકાસ ઘણો મદ થયો છે તેમા ફરીથી ચેતન લાવવાની જરૂર છે અને તે ત્યારેજ સિદ્ધ થઈ શકે જો આયુર્વેદીક સાહિત્ય માટે યોગ્ય પત્રકારત્વ હોય

# ❀ કેટલાક સમાચાર ❀

૧ મોરબીના મિશ્રચિકિત્સકે મંડળે રા ગ અમૃતલાલ કે ગણાત્રાના પ્રમુખપણા નીચે મોરબીની મહેન્દ્રસીંહજી હોસ્પીટલના ડૉ ત્રિવેદીની બદલી ગજેટેડ થવાથી એમને વિદાયમાન આપવાનો એક સમારંભ તા ૧૪-૬-૫૯ના દિને યોજાયો હતો

૨ મુબઈની આયુર્વેદ પ્રચાર સસ્થા તરફથી પુનર્વસુ આયુર્વેદ મહાવિદ્યાલયથી સયુક્ત એન પુનર્વસુ આરોગ્યશાળા (Hospital) નુ ઉદ્ઘાટન રા ગ મા યવર આરોગ્ય મત્રીશ્રી કન્નમવરજીના હસ્તે તા ૧૪-૬-૫૯ ને રોજ ડો કૈલાસના અધ્યક્ષપદે થયુ હતું શ્રી કન્નમવરજીએ ઉદ્ઘાટન કરતા કહ્યું હતું કે આપણા મોટા મુબઈ શહેરમા ૨૪ બેડની આયુર્વેદીક હોસ્પીટલ ઘણીજ મામુલી કહેવાય હુ એવો દિવસ જોવા ઇચ્છુ છુ કે આ જગ્યાએ ૧૦૦૦ બેડની આયુર્વેદીક હોસ્પીટલ બને અધ્યક્ષ સ્થાનેથી પ્રવચન કરતા ઉપ સ્વાસ્થ્ય મત્રીશ્રી ડૉ કૈલાસે કહ્યુ હતું કે વિશ્વસનીય ઔષધો મેળવવા માટે આ સસ્થા તરફથી ફાર્મસી વિભાગ પણ દાખલ થવો જોઇએ

૩ મોરબી વૈદ્ય સભા તરફથી સૌરાષ્ટ્રના ભૂતપૂર્વ આયુર્વેદ નિયામક રા વાસુદેવ મૂ દ્વિવેદીના પ્રમુખ સ્થાનેથી તા ૧૪-૬-૫-ના દિને વૈદ્ય સભાના મત્રીઓ રા શ્રી વસત રાય ભટ્ટ અને રા હેમશકર વ્યાસને સન્માન પત્ર અને ચાંદીના કાસ્કેટ અર્પણ કરવામા આવ્યા હતા

૪ બનારસની આયુર્વેદીક કોલેજના પ્રીન્સીપાલ શ્રી કે એન ઉડુપ્પાએ પોતાના એક પ્રવચનમા જણાવ્યુ હતુ કે "ભારતમા આયુર્વેદ પ્રત્યે ભલે ગમે તેટલી ઉદાસીનતા રખાય પણ પરદેશમા તો આયુર્વેદીક ઔષધીઓ તરફ તીવ્ર આકર્ષણ જાગ્યું છે ગયે વર્ષે જ એકલા કાશ્મીરમાથી બે કરોડ રૂપીઆની પરદેશમા નિકાસ થઈ હતી અમેરિકામા વિદેશીઓ તરફથી આયુર્વેદીક ઔષધીઓ માટે એક રીસર્ચ સસ્થા થવાની છે મને ભય છે કે કદાચ ભવિષ્યમા આપણી પરપરાગત આયુર્વેદીક ચિકિત્સાના અભ્યાસ માટે પણ આપણે પરદેશ સામુ જોવુ પડશે"

૫ ઉત્તરસડા ખાતે ચારૂતર મેડીકલ રીલીફ સોસાયટીના આશ્રયે એક આયુર્વેદીક મેડીકલ કોલેજ શરૂ થવાના સમાચાર જાણવા મળે છે આ સસ્થાને મુબઈની ફેકલ્ટીએ માન્યતા આપી છે આ સસ્થાને પ્રિન્સીપાલ તરીકે ડૉ ગોવર્ધનભાઈ પટેલ M B B S, આયુર્વેદાચાર્ય પોતાની સેવાઓ આપશે

# ઝંડુ કેસરી જીવન

આ કેસરી જીવન તાજા લીલાં આમળામાંથી બનાવેલા ચ્યવનપ્રાશાવલેહ (જીવનમાં) રસસિંદૂર અભ્રકભસ્મ, કેસર કસ્તુરી તથા બીજા અનેક દિપનપાચન પૌષ્ટિક વસાણાઓથી ભરપૂર છે

આ કેસરી જીવનથી શરીરમાં બળ આવે છે આબાલ વૃદ્ધ સ્ત્રી પુરુષની દરેક પ્રકારની નિર્બળતામાં ઉપયોગી છે

રતલ ૦ા ની બાટલી ૧ ની કિંમત રૂ. ૪-૦-૦
રતલ ૧ ,, ,, ,, ,, રૂ. ૮-૮-૦






# झंडु केसरी जीवन

## शारीरिक और मानसिक शक्ति बढानेवाला स्वादिष्ट, पौष्टिक चाटण

વધુ માટે પૂછો

ઝંડુ ફાર્માસ્યુટિકલ વર્કસ લિમિટેડ,
ગોખલે રોડ (દક્ષિણ) પો. બો. નં ૭૧૫,
મુંબઈ – ૨૮

ઝંડુ ફાર્માસ્યુટિકલ વર્કસ લિ. વતી તંત્રી શ્રી ગોપાલ મ. પરીખ ગોખલે રોડ (દક્ષિણ) મુંબઈ ૨૮
મુદ્રક અને પ્રકાશક : જયંતીલાલ મોરારજી મહેતા, [illegible] સમાચાર પ્રેસ, [illegible]

## વિજ્ઞપ્તિ

આયુર્વેદ વિજ્ઞાનનો આ અંક વાંચીને આપ જાણી શકશો કે આયુર્વેદના વિજ્ઞાનને સ્પર્શતા લેખોનો આમાં સમાવેશ કરવામાં આવ્યો છે

આયુર્વેદના જ્ઞાન અને પ્રચાર માટે વૈદ્યોને વૈદકના વિદ્યાર્થીઓને ઉપયોગી નીવડે તેવુ આ માસિક છે સામાન્ય સ્વાસ્થ્ય કેમ પાળવુ અને રોગોથી કેમ બચવુ તે વિષે પણ આ માસિકમાં માર્ગદર્શન કરાવવામાં આવ્યુ છે આ માસિક દર અંગ્રેજી મહીનાની પંદરમી તારીખે પ્રગટ થાય છે લવાજમ કીમત રૂા ૪-- (પરદેશના રૂ ૬--) ટપાલ ખર્ચ સહિત રાખવામાં આવ્યુ છે લાઈબ્રેરીઓ દ્વારા આ માસિકનો બહોળો પ્રચાર થાય તે હેતુથી લાઈબ્રેરીઓ માટે લવાજમ ફક્ત રૂા ૩-- રાખવામાં આવ્યુ છે અત્યારના આ જમાનામાં આ લવાજમ ઘણું ઓછુ છે છતાં આયુર્વેદની સેવા ખાતર અમોએ લવાજમ ઓછુ રાખ્યુ છે આશા છે કે આપ સર્વે વૈદ્ય બંધુઓ આ માસિકના ગ્રાહક જેમ બને તેમ જલદીથી થઈ જશો. તેમજ આપના બીજા ૧૦ મિત્રોમાં તેનો પ્રચાર કરી વધુને વધુ ગ્રાહકો કરી મોકલશો અથવા વી પી.થી અંક મોકલવા માટે પત્ર લખશો એજ વિનંતિ.

પત્રવ્યવહારનું સરનામું

તંત્રી

**આયુર્વેદ વિજ્ઞાન,**

૩-૪, ફાર્માસ્યુટિકલ વર્કસ લિ.

ગોખલે રોડ (દક્ષિણ) મુંબઈ ૨૮

# આયુર્વેદ વિજ્ઞાન

प्रत्यक्षतो हि यद्दृष्टं शास्त्रदृष्टं च यद्भवेत् ।
समासतस्तदुभयं भूयो ज्ञानविवर्धनम् ॥

| | | | |
|---|---|---|---|
| પુસ્તક ૭ | આદ્ય તંત્રી | સદ્ગત દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી | શ્રાવણ ૨૦૧૫ |
| | કાર્યવાહક તંત્રી | શ્રી ગોપાલ મ. પરીખ | |
| અંક ૧૧ | સહાયક તંત્રી | શ્રી. નવનીતલાલ બ. પંડ્યા | ઓગષ્ટ ૧૯૫૮ |

ઝંડુ ફાર્મસી તરફથી


## મહાકુષ્ઠ—(LEPROSY) નો એક ઉપચાર


લેખક —હરિપ્રસાદ કૃપારામ ભટ્ટ, જાફરાબા.


મહાકુષ્ઠ અથવા જેને સામાન્ય જનતા રક્તપીત અથવા પતના નામથી ઓળખે છે ને રોગની ભયંકરતાથી ભાગ્યેજ કોઈ અજ્ઞાત હશે પત્રો દુર્દષ્ટ ઘાતક એમ આ રોગ ખાસ કરીને વાસી અને સડેલા અન્ન ખાનાર ગરીબ જનતાનેજ વધારે થાય છે આ રોગ થવાનું ખાસ કોઈ કારણ જાણવામાં નથી પણ "લેપ્રી" નામના જન્તુથી થાય છે, વળી તે વારસામાં ઉતરનાર અને ચેપી દર્દ હોઈ, આ રોગવાળા પતીપત્ની રોગીના સંસર્ગથી હંમેશા ખૂબ સાવચેત અને દૂર રહેવું એ અતિ આવશ્યક છે આ રોગથી પીડાતો રોગી વિરૂપ બની જાય છે અને પોતાનું જીવન આ રોગને કારણે રોગીને શાપરૂપ બની રહે છે આવા રોગીઓ માટે કયાંય કયાંય રૂગ્ણાલયો (Lepar Asylums) છે અને ત્યાં તેઓની ચિકિત્સા થાય છે પરંતુ આ રોગ અસાધ્ય હોઈ રોગીને પોતાનું દુઃખી જીવન સમાજ અને આપ્તજનોથી દૂર રહી રીબાતા રીબાતા જીવાય ત્યાં સુધી જીવી પૂરું કરવાનું હોય છે

આ ભયંકર રોગની શરૂઆત બહુ ધીમી થાય છે અને ધીમે ધીમે તે ઉગ્ર રૂપ ધારણ કરે છે શરીરના અંગોમાં જડતા આવવી, સ્પર્શજ્ઞાન ઓછું થવુ, પ્રસ્વેદ ખૂબ થવો અથવા બીલકુલ ન થવો, સાંધાઓ ઢીલા થવા, શરીરમાં સોય ભોંકાવા જેવી વેદના થવી, ચળ આવવી, બળતરા થવી, શરીર પર ગાંઠો નીકળવી અને ચકામાં ઉપડી આવવા, કાન પર કપાળ પર તેમજ બીજા અંગો ઉપર સોજો આવવો વગેરે આ રોગના મુખ્ય અને સૂચક લક્ષણો છે રોગ ઉગ્ર રૂપ ધારણ કરે છે ત્યારે હાથપગની આંગળીઓ વાંકી વળી જાય છે, નખ ખવાઈ જઈ ખરી પડે છે, ચામડીમાં ફુટ થાય છે, પાણી ઝરે છે અને માંસ ખરી પડે છે આ રોગના બે પ્રકાર છે જે પ્રમાણમાં—લાલ ભુખરા રંગના ચાઠાઓ શરીર ઉપર ઉપસી

આવી પછી ગાંઠો થઈને ફુટી તેમાથી પરૂ નિકળે છે તેને ગઠીઓ રગતપીત કહે છે અને જેમા અગ ખોટાં પડે, ચામડી બ્હેરી સ્પર્શિતજ્ઞાન વિહોણી થઇ જાય, શરીર પર ફોલ્લો કે ફોલ્લા ઉપડે—તે ફુટી રૂઝાય અને ત્યા ફરચની વાળા ધોળા ડાઘ પડે વગેરે ચિહ્નો મુખ્ય હોય તેને શુષ્ક રગતપીત કહે છે બીજા પ્રકારમા આગળા સડી ખરી પડવાને બદલે અદર સકોચાઈ વાકા વળી જાય છે

આ અતિ ભયકર રોગના મહા મજી ષ્ઠાદિ કવાથ, ચૌલ મોગરા તેલ ગડુચી તેલ ગળો, એરડીયુ વિડગ તદુલનો પ્રયોગ વગેરે અનેક ઉપાયો છે પણ તેનું દીઘકાળ સુધી સેવન કરવું પડે છે પૂરૂ પથ્ય પાળવું પડે છે અને તે બધો સમય રોગીને અલગ રાખવો પડે છે અને આ બધુ કર્યા છતાયે રોગી રોગ મુક્ત થશે જ તેવો ખાત્રી લાયક કોઇ અકસીર ઈલાજ હોય તો તે અમારા જાણવામા આવેલ નથી પરતુ કોઇ પાસે આ ભયકર રોગનો કોઇ સચોટ અનુભૂત રામબાણ ઇલાજ હોય તો તે નિસ્વાથ ભાવે, રોગગ્રસ્ત ગરીબ જનતાના કલ્યાણ માટે, સમાજ પાસે તે જાહેરમા મુકવાનો તેનો માનવધર્મ છે, અને એ માનવ—ધર્મ બજાવવા તૈયાર થયેલ ઉદાર—ચિત્ત ભાઇશ્રી અબાનાદ બીન અબ્દુલા સાઇનો આ લેખદ્વારા એ ધર્મ—કાર્ય બજાવવામા નિમિત્ત બનવા માટે હું આભારી ભાઇશ્રી અબામા આરબજાતિના અને જુનાગઢના વતની છે, અને હાલ જાફરાબાદમાં આવેલ સૉલ્ટ વર્કસમા ભાગ સહકાર્ય કર છે પોતે અનેક સુનાની અને આયુર્વેદીય નુસ્ખાઓના અચ્છા જાણકાર છે અહિંની ગરીબ પ્રજામાના અનેકને તેણે પોતાની નિસ્વાથ વૃત્તિથી નાના મોટા દર્દોમાથી મૂક્ત કર્યા છે અને કરે છે, અને તેઓના આશીર્વાદના ફળ કમાય છે તેમની પાસે કેટલાયે અદ્ભુત અને અનુભૂત ચમત્કારિક પ્રયોગો છે જે અવકાશ મળ્યે જાહેર જનતા પાસે રજુ કરવાની ખ્વાહિશ છે, કે જેથી જુદા જુદા રોગોથી પીડાતી વ્યાધિગ્રસ્ત જનતાને તે આશીર્વાદ રૂપ થઇ પડે "આયુર્વેદ વિજ્ઞાન" માસિકનો, આ લખનાર ભૂતકાળનો ઉપતત્રી હોઇ સ્હેજે આ માસિક દ્વારા તે રજુ કરવાની ઇચ્છા થાય તે સ્વાભાવિક છે

ઉપર્યુક્ત પ્રસ્તાવના પછી મહાકુષ્ઠ (લેપ્રસી)નો જે પ્રયોગ આજે જાહેરમા મૂકવા હુ ઉદ્યુક્ત થયો છુ તે પ્રયોગ નીચે પ્રમાણે જે બે દર્દીઓ પર અજમાવેલ છે તે બે દર્દીઓની હકિકત ટૂકમા નીચે પ્રમાણે છે —

(૧) કોળી વીરાજી ભગવાન ઉમ્મર લગભગ ૩૦થી ૩૫ વરસ જ્યારે પ્રસ્તુત પ્રયોગ તેની પર અજમાવવામા આવ્યો ત્યારે રોગ છ સાત વરસનો જૂનો થયો હતો હાથ—પગના આંગળા વળી ગયા હતા શરીર પરના જુદાં જુદા ઘારાંઓમાથી કાળુ લોહી નીકળતું હતું શરીર પર ગડો હતા અને એક મ લાલ અને સૂજેલી રહેતી હતી જરા લાણુ ચાલતા હાથ—પગ ફુલી જતા હતા અને થાક અતિશય લાગતો હતો આ માણસ પોતાના રોગથી હારણ થઈ ગયો

હતો–અને પોતાના પર આ પ્રયોગ અજમાવવાની તેણે તત્પરતા બતાવી, એટલે સહુથી પ્રથમ તેના પર અજમાયેશ કરવામા આવી પણ દુર્ભાગ્યે સાત દિવસનો આ પ્રયોગ તેણે એકજ દિવસ કર્યો–અને તે પણ પૂરી વિધિ કે કરી સાથે નહિ છતા એકજ દિવસના પ્રયોગથી તેની તબીયતમા અજબ જેવો સુધારો જણાયો હતો આખોનો રગ લાલમાથી સફેદ થઇ ગયો, આખની આસપાસનો સોજો પણ તદ્દન ઉતરી ગયો, ચાલવાથી થાક પણ બહુ ઓછો જણાતો હતો અને શરીરમા કોઇ નવુ ચેતન આવ્યાનું પોતાને ભાન થવા માડયુ હતુ રોગી પોતે તો પછી દેખાયો નહીં પરન્તુ તેના ભાઈ ઠકુર ભગવાને આવી પ્રતિજ્ઞાપૂર્વક ઉપરની હકિકત જણાવતા આ પ્રયોગની સચોટતા ઉપર વિશ્વાસ બેઠો–અને તે નીચેના બીજા રોગી ઉપર અજમાવવામા આવ્યો

૨ રામભાઈ લાલજી, જાતે કોળી ઉમર લગભગ ૬૦ વરસ બીમારી લગભગ દોઢ વરસની ત્વચામાંથી સ્પર્શજ્ઞાન ચાલ્યું ગયેલુ સોઈ ભોકીએ તો પણ તેની અસર લાગે નહીં શરીરમા ચેતન બીલકુલ જણાતું નહીં, મોઢે ખૂબ થેથર રહેતી, આખો લાલ રહેતી, શરીર આખુ કાળુ પડી ગયેલ, પગે સોજા ચડી જતા, પગના તળીયા સાવ બાળા રહેતા, ચાલી શકાતુ નહીં અને ખૂબ થાક લાગતો, ડાક્તરોને તબીયત બતાવતા તેઓએ કહેલ કે "કોઢ છે–તમે કોઢ માટેના દવાખાનામા દાખલ થઇ જાઓ" પ્રથમ પોતાને કોણીએ ફોલ્લો થયેલ–તે ફૂટી જતા પછી ત્યા ધોળો કરચલીવાળો ડાઘ થયેલ અને પછી શરીરમાથી ચેતન સાવ હણાઇ ગયાનુ પોતાને જણાએલ આમ આ કેસ પણ ચોકખો પતનો જણાતાં અને પોતે પ્રયોગ કરવાની તત્પરતા બતાવતા તેના પર પ્રયોગ શરૂ કરવામા આવ્યો

પ્રયોગ શરૂ કર્યાને ત્રીજેજ દિવસે તબીયતમા એકદમ સુધારો થતો જણાયો ચહેરો એકદમ કાળો પડી ગયેલ તેમા લાલાશ આવી ગઈ શરીરમા ચેતન જણાવા માડયુ અને સાત દિવસનો પ્રયોગ પૂરો થયો ત્યા સુધીમા બધી તકલીફ ચાલી ગઈ શરીરમા ચેતન આવી ગયુ, કમ્મરનો દુ ખાવો હતો તે પણ ચાલ્યો ગયો હાથપગ જાણે ખોટા પડી ગયા હોય તેવું થઇ ગયેલુ તે પણ બધુ મટી ગયું આ ભયકર રોગનું જાણે હવે પોતાનામા નામ નિશાન રહ્યુ જ નથી તેમ પોતાને લાગે છે છતા એ પ્રયોગ પોતે પહેલીવાર બરાબર રીતે કરી શકયા નથી માટે બીજીવાર કરવા ઇચ્છે છે કે જેથી પોતાના શરીરમા એ રોગનું છૂપુયે ઝેર રહ્યુ હોય તો તે નિકળી જાય

ઉપર પ્રમાણેની હકિકત સદરહુ રોગી રામભાઈ પાસેથી રૂબરૂ સાભળ્યા બાદ અને આ અનુભૂત પ્રયોગની સચોટતા વિષે સપૂર્ણ ખાત્રી કર્યા બાદ સદરહુ પ્રયોગ અત્રે રજુ કરવાનુ ઉચિત ધારૂ છુ —

પ્રયોગ – તુર્તનો મારેલો કાળોતરો નાગ લઇ એક માટીની હાડલીમા કોદથી બદેર ચોખા તેના પર પાથરી નાગના શરીરને સપૂર્ણ ઢાકી દેવુ, ત્યાર બાદ હાંડલી પર ઢાકણુ ઢાળી ચીકણી માટીથી તેને કપડછાણુ

કરી લેવું, પછી જમીનમા આ હાંડલીને દાટી દઇ તેના પર ધૂળ વાળી દેવી, સદરહુ હાંડલીને પૂરા પીસ્તાલીસ દિવસ આ પ્રમાણે જમીનમા દાટેલી રાખી, છેત્તાળીસમે દિવસે તેને બહાર કાઢવી અને હાંડલીનુ મોઢું ખોલી, સાપનુ ખવાઈ ગયેલુ હાડપિંજર અંદરથી બહાર કાઢી ફેંકી દેવું અને ચોખા વગેરે જે દ્રવ્ય અંદર રહ્યું હોય તે રહેવા દેવું, પછી પાચ છ માસની ઉમ્મરના કુકડીના સાત બચ્ચાં લેવા અને તે બચ્ચાઓને સવાર સાંજ માત્ર આ હાંડલીમાના સાપના માંસ યુક્ત ચોખાના આહાર ઉપરજ રાખવા બીજો કોઇ ખોરાક કે કોઇ પણ વસ્તુ (પાણી સિવાય) તેના લેવામા આવે નહીં તેની ખાસ કાળજી રાખવી, અને જે દિવસથી તેને આ ચોખા નાજ ખોરાક પર રાખવા શરૂ કર્યા હોય તેને ત્રીજે દિવસે એક કુકડીનું બચ્ચુ કાપી તેની જૂના ચોખા લઈ બીરીઆની બનાવવી અને તે બીરીઆનીજ માત્ર આખા દિવસના ખોરાકમા દરદીએ લેવાની છે, એવી રીતે રોજ એકેક, એમ સાતેય બચ્ચાની બીરીયાની બનાવી સાત દિવસ સુધી દરદીએ લેવાની આ બીરીયાની સિવાય બીજો કોઇ ખોરાક દરદીએ લેવાનો નથી જો ચાનુ વ્યસન હોય તો ચા દૂધ વગરની લેવાની પેલી હાંડલીમાના ચોખા પણ સાત દિવસમા કુકડીના બચ્ચાઓને ખવરાવી પૂરા કરી દેવાના છે તે ખ્યાલમા રાખી બચ્ચાઓના ખોરાકમા વધઘટ કરવાની છે

દરદીને આપવાની બીરીઆની બનાવવાની રીત —બીરીઆની જુદી જુદી રીતે બનાવવામા આવે છે પણ આ પ્રયોગને માટે તે આ રીતે બનાવવાની છે —

પ્રથમ લસણુ તોલા ૨॥, આદુ તોલા ૨॥, પાચ સાત લીલા મરચા, હળદ ૨, મીઠું લઈ તેને લસોટી તેની ચટણી તૈયાર કરવી પછી કુકડીના બચ્ચાને કાપી તેના ઠીક ઠીક મોટા કટકા કરી તેને પાણીથી ધોઈ–તેને ચટણી સાથે મેળવી જે વાસણમા બીરીઆની બનાવવી હોય તેમા તળીએ પાથરી દેવા ત્યાર બાદ દરદી બે ટંકમાં જેટલા ચોખા (આ માંસ સાથે) જમી શકે તેટલા જૂના સારી જાતના ચોખા લઈ જુદા વાસણમા રાંધી તૈયાર કરવા અને તે તૈયાર થાય ત્યારે તેને ઓસાવી નાખી પછી ચારણી કે કપડા પર પહોળા કરી ઠરવા દેવા, ઠરી ગયા બાદ તેના પર ઠંડા પાણીની છાંટ મારવી આ પ્રમાણે રંધાઈ તૈયાર થયેલા ચોખાને પછી જે વાસણમા તળીયે કુકડીનું માંસ પાથરેલુ હોય તેમા ૦। શેર ઘી નાખી તેના પર તે બરાબર ઢંકાઈ જાય તે પ્રમાણે થરમા પાથરી દેવા પણ તે પાથર્યા અગાઉ માંસના થર ઉપર નીચે પ્રમાણે તૈયાર કરેલી ડુંગળી ભભરાવવી ડુંગળી શેર થી દોઢ શેર લઈ તેની ઝીણી કાચરી કરી ઘી અથવા તેલમા તે લાલ થઈ જાય ત્યા સુધી ભુંજી ઝારીથી બ્હાર કાઢી પ્લેટમા પાથરી તે સુકાઇ કડક થઇ જાય ત્યારે તેને હાથથી ચોળી ભુકો કરી નાખી તેને માંસ ઉપર ભભરાવવી અને તે પર કોથમીર, ફુદીનો પણ ઠીક ઠીક છાંટવા, અને તેના ઉપર, ઉપર જણાવ્યા પ્રમાણે ૦। શેર ઘી નાખી ચોખાનો થર કરવો ત્યાર બાદ તેના પર એક આનીથી

બે આની ભાર કેશરનુ પાણી બનાવી તે છટકોરવું, અને પાછો તે ચોખા પર ૦ા શેર ઘીનો દોર દઈ પછી ચોખા પર વચમા સળગતા કોલસાનો ખોટાવરો મુકી તેના પર થોડુ ઘી રેડી તુર્તજ ઢાકણુ ઢાંકી દેવુ આ ઢાકણુ તેને બરાબર ચોટી રહે અને વરાળ બ્હાર નિકળી ન જાય તે માટે વાસણની ધાર પર ઘઉંના બાંધેલા લોટની ફરની પાળ કરી તેના પર ઢાંકણુ બેસાડી તેના પર પાચ થી સાત શેર વજન મુકવુ આ પ્રમાણે વિધિ કર્યા પછી વાસણને ચુલાપર ચડાવી એકદમ અગ્નિ દેવી પણ તે અગ્નિ સારા પ્રમાણમા આજુ બાજુ રહે પણ વાસણને તળીયે વચમા ઓછો તાપ લાગે તે રીતે દેવી પછી જ્યારે પ્રથમ ધીમે ધીમે અને પછી જોરથી વાસણમાથી વરાળ નિકળવી શરૂ થાય ત્યારે નીચેની આગ બ્હાર ખેંચી, નીચે સ્હેજ તાપ રહેવા દઈ, ઉપરના ઢાકણુ પર વજનની આસપાસ થોડા અગારા મૂકવા આ પ્રમાણે દસેક મિનિટ રાખતા દરદીને ખાવા લાયક બીરીઆની તૈયાર થઈ જશે

રોગીએ ઉપર પ્રમાણે તૈયાર થયેલ બીરી આનીમાથી પેલો અદર મુકેલ ખોટાવરો બ્હાર કાઢી લઇ, બીરીઆની બે કે ત્રણ વખત જે પ્રમાણે પોતાને જમવાની હોય તે પ્રમાણે તેના બે કે ત્રણ ભાગ તવેથાથી પાડી તેનો એક ભાગ ઠેઠ તળીએથી લઈ દરેક ટકે જમવો

ઉપર પ્રમાણેના, માત્ર સાતજ દિવસના આ પ્રયોગ (ખોરાક)થી મહાકુષ્ઠ જેવા ભય કર રોગમાથી રોગી સપૂર્ણ બચી જ જવો જોઇએ તેમ અનુભવ કહે છે અને તેથી અનેકને આ પ્રયોગ આશીર્વાદ રૂપ બનવા સભવ હોઇ તેને અહીં જાહેરમા મુકવાનુ ઉચિત ધાર્યું છે આશા છે કે ચિકિત્સકો આ પ્રયોગને અજમાવી તેના પરીણામો આ માસિક દ્વારા રજુ કરશે

અગત્યની સૂચના –(૧) રોગીએ સાપ-ચોખાવાળી હાડવી દાટે ત્યારથી એટલે કે દોઢ માસ સુધી–બે ચાર દિવસે એરડીયું લીધા કરવું અને પોતાની હોજરી સાફ રાખવી જેથી પ્રયોગની વધારે સારી અસર થાય (૨) સાપ કાળોતરોજ હેવાનો–અને બને ત્યાં સુધી લોઢી સાથેજ હોય–તો વધારે સારૂ-કારણ કે તે ખોરાકની અસર તો કુકડીના બચ્ચા દ્વારા લેવાની છે–અને કોઇ જોખમ નથી

ઉપની હકીકત બહુજ સ્પષ્ટતાથી લખી છે–તેમ છતા કાઇ પૂછવા જેવુ જણાય તો જવાબવાળા કવર સાથે ભાઈશ્રી અબાસાહ બીન અબ્દુલા, ન સી મ સોલ્ટ વર્કસ, જાફરાબાદ (સૌરાષ્ટ્ર)ને પૂછાવવાથી વટતો ખુલાસો મળી રહેશે

# બાળકોના ઘસારા

લેખક —રા વૈદ્ય હરિપ્રસાદ રસી ભટ્ટ, જામનગર

## મીંઢળ

મદનફલ–पिण्डीतक, મૈનફળ–ગવેફળ, રેંઢ્યા ડ્યુ મેરારમ્ (ઇમેટિક નટ)

માત્રા –ફળ ચૂર્ણ સામાન્ય ૧–૨ માસા વમનાર્થ ૩–૬ માસા.

મધુર કટુતિક્ત, ઉષ્ણ કટુવિપાકી, રૂક્ષ ત્રિદોષ–વિશેષ કરી કફહર–કફનિ સારક છે

લેપન, વામક, વાતાનુલોમન–પકવા માશય શોધક, આર્તવજનન છે

મીંઢળ ફળમા ૧/૩ પરિમાણમા સેપો નિન તત્વ રહે છે

એમા મુખ્યત્વે વમન–ઉલટી કરાવવાનો ગુણ છે

હિ દીઓમા લગ્ન પ્રસગે વર વધૂના હાથે મીંઢળ બાધવાનો રિવાજ ચાલ્યો આવે છે મારૂ અનુમાન છે કે કદાપિ કોઇને વિષ–ઝેર ખવરાવવાનો પ્રસગ ઉપસ્થિત થાય તો હાથે બાંધેલ મીંઢળનો તાત્કાલિક ઉપયોગ કરી શકાય આયતી વેળાએ મેળવવા દોડાદોડ ન કરવી પડે એવી દીર્ઘદૃષ્ટિ વૃદ્ધોની જાણી શકાય છે

બે મીંઢળની માત્રાથી સારી રીતે તાબડ તોબ ઉલટી થઈ ઝેર નીકળી જાય છે,

બાળકની છાતીએ કફનુ જાળુ બાઝયું હોય તો મીંઢળનો ઠળીઓ પાણીમા ઘસી પાવો ઉલટી થઇ કફનુ જાળુ નીકળી છાતી મોકળી થાય છે

મીંઢળ સાથે લીંડીપીપરનુ ચૂર્ણ તથા સિંધવ કે સચળનુ ચૂર્ણ મેળવવાથી સારો ગુણ કરે છે પ્રતિશ્યાય કાસશ્વાસમા ફાયદો કરે છે

કૃમિ –મીંઢળનુ વસ્ત્રગાળ ચૂર્ણ ૧ માસા જેટલુ મધમા ચટાડવુ ઝાડો સાફ થઇ કૃમિ નીકળી જાય છે

અતિસાર –ગમે તેટલા ઝાડા થતા હોય તો મીંઢળનુ વસ્ત્રગાળ ચૂર્ણ ૩–૪ રતી દિવસ ત્રણ વખત ચટાડવાથી ૨–૩ દિવસમા જ ઝાડા બધ થઈ જાય છે

ઉલટી કરાવવા –જેઠી મધના ઉકાળામા રાત્રે પલાળી રાખે છે અને બીજી સવારે ચોળી મસળી કપડેથી ગાળી થોડુ ક ગરમ કરી મધ સિંધવ મેળવી થોડુ થોડુ પાતા રહેવુ

ઉદરશૂળ –મીંઢળ ફળને સિરકામા અથવા કાજીમા વાટી નાભિપર ૫–૭ વખત લેપ કરવાથી આરામ થાય છે

શીઘ્ર પ્રસૂતિ માટે –જનનેન્દ્રિયને મીંઢળની ધૂણી આપે છે

ચોમાસાને માટે ધા ય સગ્રહ કરી રાખ રાખવાનુ હોય તેમા લીલાં મીંઢળ નાખવા એટલે તે ધાન્ય સડી જતુ નથી

રાખમાં પારો મિશ્ર કરી રાખ ધા યમા નાખે છે, તે કરતા મીંઢળ નાખવાની રીત સારી છે

## માયુ—માયફળ

માયાફલ, માજૂફળ, માયા.ળ,
ઓકગૉલ-મેજિસ્ટ કર્ન્સ ઇ.ફે ગેઞ્ગિયા

માયા કીડાએ બનાવેલુ કીટ ગૃહ છે ફળ જેવુ દેખાય છે

માયામા ૫૦-૭૦ ટકા ગેલેટેનિક એસિડ અને ૩ ટકા ગેનિક એસિડ હોય છે

કષાય, શીત, કટુપાકી, લઘુ, રૂક્ષ

અતિસાર, ગ્રહણી, ગ્લાર્શમા વપરાય છે

રક્તસ્તમ્ભન, યોનિસાવને દૂર કરે છે

ગળા હાલ અને મુખ રોગમા કોગળા કરવામા તથા દતમજનમા વપરાય છે

ગુદભ્રશ અર્શ તથા વ્રણમા ચૂર્ણ ભભરાવાય છે

કેશરજન સ્તમ્ભન વ્રણરોપણ છે

માત્રા —ફળચૂર્ણ બાળકને ૧–૨ ગ્રી મોગાને ૧–૨–૪ માસા

બાળકોના ઝાડા-વિશેષ કરી લોહી પડતા ઝાડામા રામબાણ છે

માયું ઘીમા ઘસી જરાક મધસાકર મેળવી એક એક આગળી જેટલુ વારેઘડીએ ચટાડવું અથવા દૂધમા ઘસી પાવું

બાળકના જીર્ણજ્વરમા માયુ દૂધમા ૨–૫ લસરકા ઘસી પાવુ

બહુ લાળ ગળવી-માયાફળના કાઢામા ફટકડી કાથાનુ ચૂર્ણ નાખી કોગળા કરવા અથવા આ ત્રણનુ ચૂર્ણ મોમા ભભરાવવું

દાત હાલવા-માયું ફટકડી કાથો સમ ભાગે લઇ વસ્ત્રગાળ ચૂર્ણ કરી દાતે ઘસી લાળ ગળવા દેવી દિવસમા ૨–૩ વખત ઘસવું

૨ ત્રણેનુ ચૂર્ણ કરી મધમા કાલવી ૫–૭ વખત ચોપડવુ

દાતના પેઢામાથી લોહી નીકળવું-ફટકડી અને માયાનુ વસ્ત્રગાળ ચૂર્ણ કાને દિવસમા ૩–૪ વખત ઘસવાથી લોહી બધ થાય છે

ગુદભ્રશ-આમળુ-માયાફળના કાઢાની બસ્તિ એનિમા આપવી અથવા તો આ કાઢામા કપડુ ભીંજવી ગુદા ઉપર રાખવુ

૨ માયાનું ચૂર્ણ ૪–૫ વખત ભભરાવું

ગળુ પડે-તાળવું નીચુ જઇ માથામા ખાડો પડે છે-માયુ પાણીમા ઘસી તાળવાના ખાડામા ભરવું ઉપર એરડિયાનુ પોલ મુકવુ

મુખપાક-માયફળ, મોનાગેરૂ, કુલાવેલ ટકણ, ચણકબાબનુ ચૂર્ણ કરી ચોપડવુ મધમા કાલવી પણ ચોપડી શકાય છે

પહેલાના વખતમાં ચોપડા તથા પોથીઓ લખવાની કાળી શાહી બનાવવામા માયાને ઉપયોગ થતો હતો

## મોનામુખી પાન—મીંઢીઆવળ

માર્કણ્ડી-સ્વર્ણપત્રી, સનાય, ભૂર્તિન્વક, સેના-ગેસિયા ઍાગસ્ટિફોલિયા.

તિક્તકષાય, ઉષ્ણ, કટુવિપાકી, લઘુરૂક્ષ, તીક્ષ્ણ, કફપિત્તહર, તુરી, રેચક, મૂત્રલ, શ્રમ શોધક છે સારો હલકો જુલાબ.

ઉદરશૂળ ગુલ્મ, ઉદરરોગ, કૃમિનાશક, કડૂનાશક છે અર્શ, મળાવરોધ, ત્વચારોગમાં

વપરાય છે હરસમા કિમતી સારક સોના મુખી સાદો સહીસલામત જુલાબ છે

ગ્લાનિકારક સ્વાદ હોવાથી અને અમળાટ વાનો સ્વભાવ હોવાથી સુંઠ, સંચળ, સાકર, કાળી દ્રાક્ષ જેવી ચીજ મેળવવી ઠીક રહે છે નાના આતરડામા ભરાયલા મળને જોરથી ધકેલી કાઢે છે

માત્રા–પાન ૧/૪–૧/૨–૧ તોલો જુલાબ માટે સામા મ ૧–૩ માસા

સોનામુખી પાનનુ ચૂર્ણ ૧/૪–૧/૨ તોલો રોજ લેવાથી હરસ-મૂળ વ્યાધિનો ત્રાસ કમી થાય છે સ્વાદિષ્ટ વિરેચનની ફાકી ઉત્તમ છે તેમાના ગંધકથી મળની ગાઠો નરમ કરી તે પ્રદેશના રક્તસચયને કમી કરે છે

ઝાડો સાફ ન આવવાની–ઘણાને ફરી આદ હોય છે તે માટે સોનામુખીનુ ચૂર્ણ ૩–૪ માસા જેટલુ રાત્રે સુતી વખતે પાણીથી લેવાથી ઝાડો સાફ થાય છે

વાયુ ને કબજીઆત—સોનામુખી ૧/૨ તોલો, અજમો ૧/૨ તોલો વાટીને ફાકી ગરમ પાણીથી લેવાથી વાયુમા ફાયદો કરે છે

સોનામુખીની ચા—સોનામુખી પાન ૫ તોલા, તુલસીના સુકા પાન ૫ તોલા સાથે મેળવી રાખવા ૧/૨થી ૧ તોલો ચાલી ૧૦ તોલામા ઉકાળી, થોડી સાકર અને દૂધ મેળવી પીવાથી સામાં ય ચા જેવી લાગે છે એક દસ્ત બહુ સારી રીતે થઈ જુનો મળ કાઢી આતરડા સાફ કરે છે ચૂકનો દોષ તુલસી દૂર કરે છે

કોઠે રતવા—જે સ્ત્રીને કોઠે રતવા હોય તેણે સોનામુખી પાન અને ગોખરૂ સરખે ભાગે લઈ ચૂર્ણ કરી ૧/૪–૧/૨ તોલો, મધ ૧ તોલા સાથે ચાટવાથી ગરમી શાન્ત થાય છે

ઉદરરોગ–સોજામા — સોનામુખી પાન ૧ તોલો, પાણી ૧ નવટાકમા રાત્રે પલાળી સવારે પાન ચોળી તે પાણી, સાકર મેળવ્યા સિવાય પીવું ૪–૬ મોટા જુલાબ થઈ સોજો કમી થાય છે કોઠામાની ગરમી નીકળી જાય છે

કોઈપણ પદાર્થથી ઝેર ચડયુ હોય હોય—તો સોનામુખી પાન નંગ ૫૦, પાણી ૧ નવટાકમા રાત્રે પલાળી સવારે મસળી ગાળી લઈ હળદર ચપટી નાખી પીવું બે અઠવાડીઆ લેવાથી ઝેર–ખાસ કરી દુષિવિષ કમી થાય છે

## આસધ–અમગધ

અશ્વગાધા, અસગ ધ, આસંધ–આસ્કંધ વિથાનિયા સોમ્નિફેરા (વિણ્ટરચેરી)

તિક્ત કષાયમધુર, ઉષ્ણ મધુર વિપાકી, લઘુ સ્નિગ્ધ

રસાયન બલ્ય પૌષ્ટિક વાજીકરણ વાત વ્યાધિ શામક

દુર્બલતા – બાલશોષમા અધિક લાભ કરે છે

નાના બાળકોને શક્તિ માટે–આસધનુ ચૂર્ણ ૪–૬ રતી દૂધમાં આપવુ વજન વધે છે

સાધાનો દુ ખાવો–અસગધનું ચૂર્ણ ૧/૪ તોલો ૧/૪ ઘી સાકર ૧/૨ તોલા સાથે સવાર સાજ લેવુ

વીર્યવૃદ્ધિ માટે-આસધનુ ચૂર્ણ ૧/૪ તોલો, સાકર ૧ તોલો અને ગાયનુ દૂધ નવટાક સાથે લેવુ અથવા દૂધ મધમા લેવું

ગર્ભના પોષણ તથા વૃદ્ધિ માટે-અશ્વગંધાનુ ચૂર્ણ ઘી સાકરથી આપવુ

(૨) આસધનો કાઢો કરી આપવો

પ્રદર-ધાતુ વિકાર માટે-આસધનુ ચૂર્ણ ૧/૪ તોલો સાકર ૧ તોલો મેળવી ગાયના દૂધમા સવાર સાજ આપવુ

ધાતુ ક્ષય માટે-આસધનુ ચૂર્ણ સવાર સાજ સાકર મધ ઘી સાથે પીંપરનુ ચૂર્ણ મેળવી આપવુ

સ્ત્રીઓનુ ધાવણુ વધારવા-આસધ, સોય કોળુ, જેઠીમધનો કાઢો તૈયાર કરી દૂધ મેળવી આપવો

કટિ શૂલ-કમ્મર દુખવા પર-આસધનુ ચૂર્ણ ઘી સાકરથી લેવુ

વાગા ઉપર – આસધનુ લીલુ મૂળ પાણી કે છાશમા ઘસી ચોપડે છે

પ્લેગની ગાંઠ-લસિકા ગ્રંથિ મોટી થઈ હોય તો મૂળ ઘસી વારવાર ચોપડવુ

## કપુર કાચની

શઠી ગન્ધશઠી कपूर कचरी, હેડીચિયમ સ્પાઇકેટમ

તુરી, તીખી, ઉષ્ણ, કટુવિપાકી, લઘુ, વાતનાશક છે

ઉલટી મટાડનાર, ખાસી—કફ મટાડનાર છે

વમન, ખાલી ઉબકા, વાયુની મોળ મટાડનાર છે

ગર્ભિણીની ઉલટી માટે સારો નિર્દોષ ઉપાય છે

કપુરકાચની કહની ગોળ કાતરી-કટમ રૂપે મળે છે

માત્રા —૬૬-ગાઠીઆની કાતરી ૧ માસો.

નાના બાળકને ઉલટી —ધાવણની ઉલટી-કપુરકાચની લગભગ ૧/૨ પાણીમા ઘસી ૧ ચમચી કપુર, જરાક મધ ઉમેરી પાવુ દિવસમા ૨–૩ વાર ઉલટી બધ કરે છે

ઉલટી —કપુર કાચલીનુ વસ્ત્રગાળ ચૂર્ણ પાણી સાથે ઘુટી ચણા જેવડી ગોળી બનાવી છાયામા સુકવી લેવી

મોટા માણસને બે ત્રણ ગોળી પાણીથી, જરૂર પડયે ૨–૩ કલાકે ત્રણ ચાર વખત આપવી બાળકને ૧/૨–૧ ગોળી આપવી

(૨) કપુર કાચની ૧ તોલો, ૧શેર પાણીમા ઉકાળી, ૫ તોલા બાકી રાખી મધ ૦ા તોલો સાકર ૦ા તોલો મેળવી ૫–૫ ટીપા જેટલુ પાવાથી ઉલટી મટે છે, પિત્ત ઓછુ થાય છે

તાવ - કપુર કાચલી ૧ તોલો, ૧ શેર પાણીમાં ઉકાળી ૫ તોલા બાકી રાખી થોડે થોડે આખા દિવસમા પાવુ

ભૂખ લાગતી ન હોય તો કપુરકાચલીનુ ચૂર્ણ ૧–૧ાા માસો મધમા બે ત્રણ વાર ચટાડવુ થોડાક દિવસમાં ભૂખ લાગવા માડે છે

બહાર લગાડવામા કહી છે અબીલમા પડે છે શરીરે લગાડવાના ઉગટનમા આસ

નખાય છે–ચણાનો લોટ, કપુર કાચલી, આમળાં, હળદર જરાક સુખનુ તેલ મેળવેલી ભૂકી, શરીરે અભ્યંગ-તેલની માલીસ કર્યા પછી ઘસવામા વપરાય છે, તેથી તેલની ચીકાશ જઇ, શરીર સુંવાળુ, સુગધી અને કાંતિકારક થાય છે ચામડીના વિકાર થતા નથી

નાના બાળકોને માથાના વાળમા જે ગુમડા થઇ કચકચે છે, તેમા કપુર કાચલી તેલમા બાળીને વાટી ચોપડવાથી ફાયદો કરે છે માથાની જુ, લીખ મરી જાય છે

માથામા નાખવાના તેલમાં નાખે છે અગરબત્તી–ધૂપમા વપરાય છે

---

## ✻ અભ્રક કલ્પ ✻

લેખક —રા વે. કૃષ્ણપ્રસાદ ત્ર્યંબકલાલ મુબઈ ન ૧

[ આયુર્વેદમાં અનેક રસાયન કલ્પોનુ વર્ણન કરેલુ છે તેમાં ચિકિત્સાની દૃષ્ટિએ વધુ ઉપયોગી એવા અભ્રક કલ્પનું હુ અત્રે વર્ણન કરૂ છુ યોગની દૃષ્ટિએ તન સામાન્ય હોવા છતાં તેમાં વપરાતા દ્રવ્યો એ આયુર્વેદનાં ઉત્કૃષ્ટ રસાયણો છે તેનો ઉપયોગ રસાયન ગુણ ઉપરાંત અનેક દર્દો ઉપર સફળતાથી વાપરી શકાય છે ]

હવે આપણે તેના યોગ સબધી વિચાર કરીશુ —

मृताभ्र त्र्योप सयुक्त विडङ्गामलकान्वितम् ।
वेशराज रसेनेह सलिलेनाथ वा भिषक् ॥
यन्त्रे सम्पेषयेत्प्राज्ञ गुटिका कारयेत्तत ।
छायायाम् शोषयित्वा च काचकुम्भे निधापयेत् ॥
एकैका गुटिका प्राज्ञ समश्नीयान्निरन्तरम् ।
मास षट्क त्रिमास वा वेदवाचि कृतादर ॥
दिव्य दृष्टिर्दीर्घकायो दीनेश द्युति दीप्तिमान् ।
दृढ दन्तो भवेद्रुपे द्वितीय इव दर्पक ॥

(रसतरंगीणी)

निश्चन्द्रमभ्रक भस्म धात्री त्र्योपविडङ्गकम् ।
भृङ्गाम्बुना जलैर्वापि खल्वे मर्द्य द्वियामकम् ॥
गुटिका कारयेत्सर्वा छाया शुष्का सुरक्षयेत् ।
एकैका भक्षयेत् प्राज्ञो वत्सरैकं निरन्तरम् ॥
द्वितीये तु पुनर्वर्षे भक्षयेद्गुटिकाद्वयम् ।
एव सवत्सरेणैव गुटिकैका विवर्धयेत् ॥
त्रिवर्षस्य प्रयोगोयमभ्रकस्य प्रकीर्तित ।
अनेन क्रमयोगेन त्र्योष्ण शतपञ्च नर ॥
अधान्नवेन सदेहो वज्रकायो महाबल ।

(आयुर्वेद प्रकाश)

નિશ્ચન્દ્રિક અભ્રક ભસ્મ ત્ર્યોષ (સુંઠ, મરી પીપર ત્રણેયનુ સમાન ભાગે બતાવેલ ચૂર્ણ), વાવડીંગ આમળા, ચારેય વસ્તુનુ વજન ગાળ ચૂર્ણ સમાન ભાગે લઇ ભાગરાંના રસ કે પાણીથી બે પ્રહર મર્દન કરી છાયાશુષ્ક ગોળી કરવી

હું નિશ્ચન્દ્રિક અભ્રક ભસ્મ નહીં લેતા સહસ્ત્ર પુટી કે પાચસો પુટી જ વાપરૂ છુ અને લીલો ભાગરો સુગમતાથી મળતો હોવાથી "પાણી"નો વિકલ્પ ગ્રાહ્ય ન કરતા ભાગરાના રસમાં જ ગોળી વાપરૂ છુ

અભ્રક કલ્પના ગુણો — આ ગોળીનો ત્રણ કે છ માસ સુધી પ્રયોગ કરે તો શરીરમા શક્તિ આવે છે આખ હાથ, જઠરાગ્નિ અને શુક્રની વૃદ્ધિ થાય છે આમશોષ અસ્થિશોષ ક્ષય, પચકાસ, શ્વાસ અર્શ, ગ્રહણી, પાડુ, કમળો, અઢાર કુષ્ઠ અને આમ વાતને દૂર કરે છે આયુર્વેદ પ્રકાશમા રસાયન પ્રયોગને પહેલે વરસે દરરોજ ૧-૧ ગોળી બીજે વરસે ૨-૨ એમ દર વર્ષે ૧-૧ ગોળી વધારવી, ત્રણ વર્ષ સુધી પ્રયોગ કરવા કહે છે અને તેનાથી વજ્રકાય બને છે

ત્રણ માસ પ્રયોગ કરવાથી ઉપર કહેલા રોગો દૂર થાય છે

આ કલ્પ આયુર્વેદના ખાસ ચાર રસાયન દ્રવ્યોના યોગથી બનાવવામા આવ્યો છે અભ્રક, આમળા, ભાગરો અને વાવડિંગ

रसायनम् तु तद् ज्ञेय यज्जरा व्याधि नाशनम् ।

જે ઔષધ ઘડપણ અને રોગનો નાશ કરે છે તે રસાયન કહેવાય છે રસાયન દ્રવ્ય શરીરના જીર્ણ થયેલા કોષોમા નવુ ચેતન પુરે છે (Rejuvination) નવા કોષો બનાવે છે અને નકામા થઈ ગયેલા કોષોને બહાર કાઢી નાખે છે આવી જાતનુ કાર્ય રસાયન દ્રવ્યોનુ હોવાથી એ દ્રવ્યો વયસ્થાપક હોય છે વિકૃત થયેલા દોષો અને ધાતુઓને પ્રાકૃત અવસ્થામા લાવી વ્યાધિને ઉત્પન્ન થતો અટકાવે છે અને ઉત્પન્ન થયેલ વ્યાધિને મટાડવામા મદદ કરે છે દોષો અને ધાતુઓનુ સમત્વ એજ સ્વસ્થના લક્ષણોમા મુખ્ય છે

વ્યોષ—

पिप्पली मरिच शुठी त्रिभिस्त्र्यूषणमुच्यते ।
दीपन श्लेष्म दोषघ्न कुष्ठ पीनसनाशनम्
जयेदरोचक साम मेह गुल्मगलामयान् ॥

રસાયનનુ પૂરેપૂરૂ ફળ મેળવવુ હોય તો સ્રોતોરોધ દૂર થવો જોઈએ જો સ્રોતોના મુખ 'આમ'થી લેપાયેલા હોય તો રસાયનનો પૂરો ફાયદો મળતો નથી એટલા માટે જ સ્રોતોના મુખ ખુલા કરવા માટે 'વ્યોષ'ને સ્થાન આપ્યુ છે વ્યોષ પ્રમાથી હોવાથી કફાદિક દોષોના સચયને પોતાના વીર્યના પ્રભાવથી મથન કરી બહાર કાઢે છે દીપન તથા આમનુ પાચન કરનાર હોવાથી જઠરાગ્નિ પ્રદિપ્ત કરી આધ્માન, મેહ, ગુલ્મ વગેરેને મટાડે છે કૃમિઘ્ન છે

अनुपान विनाऽभ्र जरा मृत्युरुजापहम् ।
योजयेदनुपानैर्यावत्तद्रोग दूर क्षणात् ॥

અભ્રકનુ અનુપાન યોજવાથી રોગ મટવાની શક્ય વધે છે અભ્રક ઉપધાતુ છે ઉત્તરોત્તર રસાદિ સપ્ત ધાતુઓની વૃદ્ધિ કરે છે વાતાદિ દોષોને પ્રાકૃત અવસ્થામા રાખે છે ધાતુઓની વૃદ્ધિ થવાથી અને ત્રણેય દોષો પ્રાકૃત અવસ્થામા રહેવાથી અન્તે વીર્યવૃદ્ધિ થવાથી શરીર દૃઢ થાય છે અને આયુષ્માન પ્રજોત્પત્તિ થાય છે અને જો જીતેન્દ્રિય રહે તો ઓજસ વધે છે અને દ્યુતિદિપ્તિમાન થઈ કામદેવ જેવુ સૌંદર્ય થાય છે

વિડગ—

विडग कटुतीक्ष्णोष्ण च च वह्निकर लघु ।
शूलाध्मानोदर श्लेष्म क्रिमिवात विबधनुत् ॥

વાવડીંગ કટુ, તિક્ષ્ણ, ઉષ્ણ, હિતકર અને લઘુ હોવાથી વ્યોષને મદદ રૂપ બને છે વિષારી હોવાથી આમથી પેદા થયેલ વિષનો નાશ કરે છે

ધાત્રી —

रक्तपित्त प्रमेहघ्न पर वृष्य रसायनम् ।
हन्ति वात तदम्लत्वात् पित माधुर्य शैत्यत ॥
कफ रुक्ष कषायत्वात् फल धात्र्यास्त्रिदोषजित् ॥

અભ્રકની માફક જ આમળા પણ શીતળ, વૃષ્ય, રસાયન અને ત્રિદોષઘ્ન છે છતા ફેર એટલો છે કે અભ્રક એ ઉપધાતુ છે આમળા એ "ફળ" છે આમળામા એ ગુણો કુદરતી રીતેજ આવેલા છે ત્યારે અભ્રકમા અગ્નિ અને વનસ્પતિના યોગથી ગુણો તદાધાન થયેલુ છે બ નેનો સયોગ થવાથી એક બીજાના ગુણની અત્યત વૃદ્ધિ થાય છે બ નેની શીતળતા અને મધુરતા વ્યોષ, વિડ ગ અને ભૃ ગરાજની ઉષ્ણતાને ઓછી કરી કલ્પને સમશીતોષ્ણ બનાવે છે,

भृगराज—

भृगराज कटुस्तिक्तो रुक्षोष्ण कफवातनुत् ॥
केश्यस्त्वच्य क्रिमि श्वासकासशोथामपाण्डुनुत्॥
दन्त्योरसायनो ब य कुष्ठनेत्रशिरोऽर्तिनुत् ।

ભૃ ગરાજ કટુ તિક્ત રુક્ષ ઉ ષ્ણ રસાયન છે અભ્રક તથા આમળા શીતવીર્ય રસાયન છે ભાગરો ઉષ્ણવીર્ય રસાયન છે આમળા અને અભ્રકનો મધુર વિપાક થાય છે અને રસ રક્તાદિ ધાતુઓની તથા ત્રણે દોષોમા રહેલી ઉષ્ણતાને દૂર કરી શીતળતા આપે છે અને પ્રાકૃત અવસ્થામા રાખે છે ત્યારે ભાગરાનો કટુ વિપાક થઇ રસ રક્તાદિ ધાતુઓની તથા ત્રણે દોષોમા રહેલી વધુ પડતી શીતળતા માધુર્ય કફે ન વગેરે દૂર કરી પ્રાકૃત અવ સ્થામા રાખે છે

અભ્રકકલ્પનો મારા ચિકિત્સા વ્યવસાયમા જ્યા જ્યા ઉપયોગ કર્યો છે તેની ટુક નોધ નીચે મુજબ છે

(૧) તમકશ્વાસ ઉપર ખાસ અસર—

તમકશ્વાસ ઉપર આ ગોળીની ખાસ અસર છે પણ હુમલો હોય ત્યારે તાત્કાળીક દબાવી દેવા માટે એની અસર કરતી નથી તેથી શ્વાસકુઠારની ગોળીઓ દર્દના બળની માત્રામા આદુના રસ ને મધમા આપ્યા પછી ફરી હુમલો ન થાય અને રોગ નાબુદ થાય તે માટે અભ્રકક પ વટીની વાલ વાલની ગોળી ચાર રોજ બન્ને સવાર સાજ પાણી સાથે આપુ છુ ત્રણ માસ સુધી આ રીતે ગોળી ચાલુ રાખવી જોઈએ દમનો હુમલો કદાચ આવે તો પણ અતી નરમ આવે છે અને ત્રણ માસના સેવન પછી પણ જો હુમલો આવે તો બી ન ત્રણ માસ આપવાથી "દમ"નુ દરદ મટી જાય છે

ઘણીવાર બાળકોને તમકનો હુમલો થઈ આવે છે ત્યારે શ્વાસકુઠારથી હુમલો શાત કર્યા પછી ત્રણ માસ સુધી આ ગોળીનુ સેવન રોજ એક એક કે એક સવારે તથા એક સાજે એમ રોજ બે ગોળી ત્રણ માસ આપવાથી બીલકુલ હુમલો આવતો નથી મે કેટલાય બાળકોને આ રીતે આ ગોળી આપી છે અને હજુ એકેય કેસમા 'નિષ્ફળતા' મળી નથી અત્યારે એક કેસ સાત

વરસની બાળકીનો છે તેને પુનમ કે અમાસે હુમલો આવી જતો અત્યારે એ સામવી ગોળી ચાલુ છે, હજુ હુમલો થયો નથી અને મને ખાત્રી છે કે ત્રણ માસનો પ્રયોગ પુરો થયા પછી થશે પણ નહિ

આબોહવાના ફેરફારથી થતા દમના વ્યાધી ઉપર અને પ્રતિશ્યાય ઉપર પણ આ ગોળીઓની ઘણી સારી અસર છે દેશમાથી મુબઈ આવતા જ પ્રતિશ્યાય કાયમ રહે અને દમ જેવુ ચાલુ રહે પણ ન તો "તમક"નુ વ્યક્ત સ્વરૂપ હોય અને ન તો "પ્રતિશ્યાય" એવા ઘણા લોકો આ ગોળીનુ સેવન કરવાથી સારા થયા છે, પણ ત્રણ માસનો પ્રયોગ કરવાથી દરદ જડમુળથી જાય છે એવો અનુભવ છે

(૨) કૃમિઘ્ન અસર—

એક ચાર સાલનો બાળક પાચ પાચ મિનિટે પડી જતો હતો જઠરાગ્નિ અતિ તિવ્ર હતો જેથી પુખ્ત વયના માણસ જેટલો ખોરાક તે લેતો હતો કઈ ચોક્કસ નિદાન થતુ ન હતુ એટલે પછી અભ્રક પવટી નિર્દોષમ તથા રસાયન હોવાથી ચાલુ કરી થોડા દિવસો પછી તે બાળકને ઝાડા થવા અને કપાળ તથા શરીર ઠાળા પડી ગયા તો પણ શ્રદ્ધા રાખી ગોળીઓ ચાલુ રાખી પરિણામે એક દિવસે મોઢામાથી ગોળ કૃમિ નીકળ્યુ અને ત્યાર પછી એકાદ કલાકમા ઝાડા વાટે જીવતા કૃમિની આખી ગાઠ નીકળી ગાઠમા એક સાથે પદરથી વીસ ગોળ કૃમિ એકબીજા સાથે વીંટળાએલા નીકળ્યા ત્યાર પછી પણ ગોળીઓ ચાલુ રાખી એ ઉપરાત હાળસાત નિ સવે ખાદ્ય ચીજો તથા દુધ વિગેરેમા વાવડીંગ નાખીને જ આપવાનુ ચાલુ રાખ્યુ ધીરે ધીરે દસ્ત વાટે કૃમિ નીકળવા માડયા રોજ દસ્તમા દોરા જેવા કૃમિ, ઝીણાં કૃમિ અને મોટા મોટા ગોળ કૃમિ નીકળતા ત્યાર બાદ તે બાળક જે પાચ પાચ મિનીટે પડી જતો તે બધ થઈ ગયું પણ આઠ દસ દિવસે એક વખત ખેચાતો ગ્લીસરીન સીરીંજ આપતા દસ્ત આવતા ઠીક થઈ જતું પણ ત્યાર પછી વાવડીંગ તથા ગોળીઓ ચાલુ રાખી ત્રણ ચાર દિવસે (જરુરી) અભયાદિ મોદકનો જુલાબ આપવાથી હવે ખેચાતો નથી કોઠો એટલો સખત હતો કે અભયાદિ મોદકની એક ગોળીથી માત્ર એક કે બે દસ્ત થતા હતા

બલ્ય તરીકે—એક પાડુના દરદીને સતત ફરવાનુ કામ રહેવાથી પાડુના વર્ષે, દોઢ વર્ષે હુમલા આવી જતા જે એકાદ માસ સપૂર્ણ આરામ કર્યા સિવાય કાબુમા આવતા નહોતા આ વખતે પણ નબળાઈ તથા થાક લાગવાનુ શરૂ થતાજ 'કલ્પપટી' ની ગોળીઓનો ત્રણ માસનો પ્રયોગ ચાલુ કર્યો જે હજી ચાલુ છે ત્રણ માસનો પ્રયોગ હજી પૂરો થયો નથી ત્યા વજન કોઈ વખત નહોતું એટલુ વધ્યુ છે અને શરીર પણ એક દમ તદુરસ્ત થઈ ગયુ છે જો કે કામનો ભાર તો ઘણોજ રહે છે

ઉટાટીયુ (*Whooping Cough*)—રોગપ્રતિબધક (Prophyleotio) તરીકે ઉપયોગી માલુમ પડેલુ છે જો કે માત્ર એકજ

કેસમા વાપરવાની તક મળી છે ઘરના બે બાળકોમાથી એક બાળકને મોટી ઉધરસ થતા બીજાને પણ ન થાય માટે અ ય યોગ્ય સૂચનાઓ સાથે રોજ એકએક ગોળી આપતા એક મહિને પેલા બાળકને મોટી ઉધરસ સાવ મટી ગઇ ત્યાં સુધી અને પછી પણ બીજા બાળકને ન જ થઇ

---

# આયુર્વેદીય ફાર્મસીઓ ઉપર નિયત્રણ હોવુ જરૂરી છે

(તત્રી સ્થાનેથી)

ભારત સરકારે આયુર્વેદની સ્થિતિ જાણવા માટે તથા તેની દવાઓનુ સ્થાન શું છે તેની તપાસ અર્થે ડૉ કે એન ઉડુપાના પ્રમુખ પ નીચે એક કમીટી નીમી હતી આ કમીટીનો રીપોર્ટ બહાર પડી ચુકયો છે તેમા આયુવેદનો અભ્યાસક્રમ, આયુવેદીક સશોધન, અનુસ્નાતક અભ્યાસક્રમ અને ઔષધો બનાવવાની પદ્ધતિ વગેરે બાબત ઉપર સરકારને વિચાર કરવા તથા આયુર્વેદીક પદ્ધતિને કાયદેસરની મા યતા આપવા આગ્રહ કર્યો છે

આ કમીટીએ આયુર્વેદીક ફામસીઓ માટેની હાલને તબક્કે જરૂરીયાત ઉપર ભાર મુકયો છે અસલના વખતમા વૈદ્યો પોતાના હાથે ઔષધો બનાવતા એટલે તે સમયે ફામસી નિયત્રણની આવશ્યકતા રહેતી ન હતી જ્યારે હાલમા મોટે ભાગે વૈદ્યોને ફાર્મસીઓના ઔષધો ઉપર આધાર રાખવો પડે છે એટલે ફામસીઓના ઔષધો સારા અને શ્રેષ્ઠ પ્રકારના બને તે માટે કઈ પણ નીતિ નિયમ હોવા જરૂરી છે

આ કમીટીએ ભારત સરકારને ભલામણ કરી છે કે (૧) દરેક ફાર્મસીઓ પાસે અનુભવી ટેકનીકલ સ્ટાફ હોવો જોઇએ, જેમાં આયુવેદીક એક્ષપર્ટ આયુર્વેદીક ફાર્માસીસ્ટ, મીકેનીકલ સ્ટાફ, બોટનીસ્ટ અને કેમીસ્ટનો સમાવેશ થાય છે (૨) સરકારે આયુવેદીક ફામસીના જ્ઞાન માટે (બી ફામ આયુર્વેદીક) બી ફામની કક્ષાનો અભ્યાસક્રમ તાત્કાલિક ઘડવો જોઇએ (૩) ૧૯૪૦ના ડ્રગ એક્ટ જેવો આયુવેદીક ઔષધો માટેનો એક ડ્રગ એકટ બનાવવો, અને (૪) કેન્દ્ર સરકારે એક આયુર્વેદીક ઔષધ સલાહકાર બોર્ડ (ડ્રગ એડવાઇઝરી કાઉન્સીલ)ની સ્થાપના તાત્કાલિક કરવી જોઇએ

કમીટીની આ ભલામણો મોટે ભાગે મેન્યુફેકચરો ઉપરના નિયત્રણ માટે છે ફામસીઓમાં કેમીસ્ટની જરૂરીયાત ઉપર પણ કમીટીએ ભાર મુકયો છે અમો આ ભલામણોને આવકારીએ છીએ આયુર્વેદનાં ઔષધો એક સરખા બને, તેની બનાવટની પદ્ધતિનું સ્ટે ડર્ડાઈઝેશન થાય અને એ ત્યારે જ શક્ય બને કે જ્યારે એક સરખુ શિક્ષણ પામેલા શિક્ષિત અને અનુભવીઓને હાથે તે તૈયાર થયુ હોય આ માટે ડ્રગ કંટ્રોલ જેવો, આયુર્વેદીક ઔષધો બનાવવાની પદ્ધતિ

નક્કી કરતો એક કાયદો હોવો જરૂરી છે વળી આવો કોઈ પણ કાયદો કરવામા આવે તો તે મધ્યસ્થ સરકાર તરફથી થાય પ્રાતીય સરકાર તરફથી નહીં કે જેથી તેનો અમલ સારાયે દેશમા એક સરખો થઈ શકે હાલમા ડ્રગ એક્ટ જે એલોપથી માટે છે તેની સપાટીએ જ તે થવો જોઈએ બને પદ્ધતિના કાયદાનો અમલ એક જ ખાતા મારફત નાખવો આ ખાતામા બને પદ્ધતિના નિષ્ણાતોને સ્થાન આપવું જરૂરી છે આમ કરવાથી એક સરખુ ઉંચુ ધોરણ બને જાતની ફાર્મસીઓમા જળવાઈ રહે દવા વાપરનારા ઓને પણ ખાત્રી મળે કે આયુર્વેદમા પણ હવે કઈક નિયમનુ અને સ્ટેન્ડર્ડ છે

જનતા તથા વૈદ્યો ખાત્રીવાળા ઔષધો બજારમાથી મેળવી શકશે અને ઓછા ગુણ વાળી નીચી કોટીની અને આયુર્વેદના નામને બદનામ કરતી દવાઓ અદૃશ્ય થશે આમ કરવાથી ફાર્મસીવાળાઓને પણ સારી શ્રેષ્ઠ દવાઓના પ્રચાર માટે સારો એવો લાભ મળશે એવી અમારી માન્યતા છે

અમો આ રીપોર્ટને ઉપરોક્ત દૃષ્ટિએ આવકારીએ છીએ અને તેમા જણાવેલ ઉપર મુજબની ભલામણોને સરકારે સ્વીકારી તે અગે આવશ્યક કાયદાઓ ઘડવા અને તેના અમલની વ્યવસ્થા કરવા મધ્યસ્થ સરકારને અમારી આગ્રહભરી વિનતિ છે

---

# કેટલાક સમાચાર

**એશીયન આયુર્વેદીક હેલ્થ ઓર્ગેનીઝેશન**—જાણવા મળે છે કે શ્રી પડીત શીવશર્માજીએ એશીઆઈ આયુર્વેદીક સ્વાસ્થ્ય સગઠન (A. A. H. O.)ના વિષય ઉપર પોતાના વિચારો સીલોનની સરકારને લખી મોકલ્યા છે અને તે સરકારે આ કાર્યના પ્રારભિક ખર્ચના ૨૦ લાખ રૂપીઆ મજુર કર્યા છે આ દિશામા કાર્ય શરૂ થઈ ચુકયો છે એશીયાના દેશોના બધા આરોગ્ય મત્રીઓ તથા અધિકારીઓને આ બાબતમા પત્રો લખાયા છે

**ગુજરાત યુનિવરસીટીમા સ્નાતકોને મતાધિકાર**—ગુજરાત યુનિવરસીટીની આયુર્વેદ ફેકલ્ટીમા જી એફ એ એમ ડીગ્રી ધારી સ્નાતકોને મતાધિકાર પ્રાપ્ત થયો છે પ્રત્યેક સ્નાતક રૂપીઆ પાચ મોકલી પોતાનું નામ રજીસ્ટર્ડ કરાવે રજીસ્ટર્ડ ગ્રેજ્યુએટ આયુર્વેદીક ફેકલ્ટીમા બે સભ્યોને ચૂટી મોકલી શકે છે

હજુ ડી એ એસ એફ અને તત્સમ અન્ય ઉપાધિવાળાને યુનિવરસીટીએ મતાધિકાર આપ્યો નથી આ બાબતમા સ્નાતક મડળે પ્રયત્ન કરવા જોઈએ.

**નવી સ્વાસ્થ્ય સમિતિ**—ભારત સરકારે ૧૯૪૯મા ભોર કમિટીને જાહેર સ્વાસ્થ્યની બાબતમા તપાસ કરી રીપોર્ટ કરવાનું સોપ્યુ હતુ આ કમિટીએ પોતાના રીપોર્ટમા સ્પષ્ટ કહ્યું હતુ કે "અમો આયુર્વેદ

વિષે કઇ પણ અભિપ્રાય ઉચ્ચારી શકયા નથી કારણ કે અમને એનો અભ્યાસ નથી" ભોર કમિટીનો રીપોર્ટ એક આધારભુત ગણાય છે એની ભલામણો મુજબ જાહેર સ્વાસ્થ્ય વિભાગમા કેટલીક પ્રગતિ થઇ છે ભારત સરકારે હાલમા નવી કમિટી નીમી છે જે "હેલ્થ સર્વે કમિટી" તરીકે ઓળખાય છે આના પ્રમુખ મદ્રાસ યુનિવરસીટીના વાઇસ ચાન્સેલર ડૉ લક્ષ્મણ સ્વામી મુદાલીયર છે અન્ય સભ્યોમા શ્રી તીરૂમલરાવ પાર્લામેન્ટના સભ્ય, ડૉ મેકકોટ પાર્લામેન્ટ સભ્ય, શ્રી પીટનાઈ આરોગ્ય કચેરીના મંત્રી, ડૉ કરૂણાકરન ઇ મે એના પ્રમુખ, લશ્કરી કચેરીના મેડીકલ સર્વીસના ડીરેક્ટર જનરલ, ભારતીય મેડીકલ સર્વીસના ડીરેક્ટર , બંગાળ રાજ્યના ડાકટરી નિયામક, યુનીવરસીટીના વાઇસ ચાન્સેલર, ...મન કાઉન્સીલ ઓફ મેડીકલ રીસર્ચના ...રેકટર, લખની મેડીકલ કોલેજના પ્રીન્સીપલ, આંધ્ર રાજ્યના ડાકટરી નિયામક, ડૉ કુ લાઝારસ વિશાખા પટ્ટનમ્, ડૉ પ્રાણજીવનદાસ મહેતા જામનગર ડૉ રાજા અને ડૉ તીવારી મંત્રીઓ સભ્યો તરીકે છે

આ સમિતિ હિંદના ભાવી સ્વાસ્થ્યનો તલસ્પર્શી અભ્યાસ કરશે અને તે અંગે ભારત સરકારને રીપોર્ટ કરશે. આ સમિતિ ઉપર એક પણ વૈદ્ય નથી એ એક સૂચક છે આ કમીટીમા આયુર્વેદના પુરસ્કર્તા તરીકે મા ડૉ પ્રાણજીવનદાસ મહેતા છે તેઓ આયુર્વેદના વિકાસ અંગે યોગ્ય વિચારો કમીટીને તથા ભારત સરકારને સાદર કરશે એવી અમો આશા રાખીએ છીએ

**મિશ્ર કોર્સ બંધ થશે** —મુબઈ સરકારે આયુર્વેદીય શિક્ષણ કઈ રીતે આપવું તે નક્કી કરવા માટે એક સમિતિ નીમી છે અને તેના મત પ્રમાણે લગભગ આવતા વર્ષથી મુંબઈ રાજ્યમા એક જ જાતનો આયુર્વેદનો ડીગ્રીકોર્સ અમલમા આવશે બધા જ મિશ્ર વિદ્યાલયોએ આ કોર્સ શીખવવો પડશે અને જે વિદ્યાલય એમા નહીં જોડાય તેને મળતી સરકારી ગ્રાંટ બંધ થશે ઉપર મુજબ એક પત્રકાર પરિષદમા નાયબ આરોગ્ય મંત્રી શ્રી ડૉ કૈલાસે જણાવ્યું હતું આ વિદ્યાલયોનો દરજ્જો આધુનિક તબીબી વિદ્યા આપતી સંસ્થાઓ જેવો જ રહેશે આ કોર્સમા શરીર-રચના એનેટોમી અને શરીર ક્રિયા ફીઝીયોલોજી આ બે વિષયોનું જ્ઞાન સમાવી દેવામા આવશે (મુસ ૨૨-૭-૫૯)

**પોદ્દાર આયુર્વેદીક કોલેજની હડતાલ** —મુબઈની પોદ્દાર આયુર્વેદીક કોલેજના વિદ્યાર્થીઓ જેઓ તારીખ ૧૫મી જુલાઈથી હડતાલ ઉપર ઉતર્યા હતા તેનો અંત તારીખ ૨૨મી જુલાઇએ આવ્યો હતો હડતાલ પાડવાનું કારણ એ હતું કે તેઓના મોડર્ન વિષયોની પ્રેકટીકલોમા કાપ મુકવામા આવ્યો હતો વિદ્યાર્થીઓની માગણી ઉપર પુરેપુરો વિચાર કરવામાં આવશે તેવી ખાત્રી મળતા હડતાલનો અંત આવ્યો હતો આ સમાધાનની વાટાઘાટોમા ડૉ ટી આર નરવણે, ડૉ માડનીક, એસ એમ જોશી, કે કે શાહ, ભાનુશંકર યાજ્ઞિક, પી જી એર, રામસહાય પાંડે, બી એન શર્મા, ડૉ ગીલ્ડર વગેરેએ

વિદ્યાર્થીઓના સવાલનુ નિરાકરણ કરવામા મહત્વનો ભાગ ભજવ્યો હતો

**નવી અભ્યાસક્રમ સમિતિ**—મુબઈ સરકારે મુબઈ રાજ્યમા સર્વત્ર એકજ પ્રકારનો અભ્યાસક્રમ થાય તથા તેમા આયુર્વેદના વિષયોનુ પ્રાધાન્ય હોય અને પ્રવેશ ધોરણ પણ એક સરખુ બને તે નક્કી કરવા એક સમિતિની નિમણુંક કરી છે આમા નીચે જણાવેલા ૧૪ સભ્યો છે રા વૈ પડીત શીવશર્મા (મુબઇ)-અધ્યક્ષ, રા વૈ મો ચ હેલે, રા વૈ વામન ત્રિવેદી વ્યાસ (મુબઇ), રા વૈ વ લભરામ વિશ્વનાથ (અમદાવાદ), રા વૈ. કે ની કુલકર્ણી (પુના), રા વૈ વી આર અહુરકર (નાદેડ), રા વૈ છ એમ વૈદ (થાણા), રા વૈ ના હ જોશી (મુબઇ), રા વૈ. બાલકૃષ્ણ દવે (જામનગર), રા પ્રો એ એન નામજોશી (મુબઇ), રા વૈ રામ ગોપાલ શર્મા (મુબઇ), ગ વૈ તીવારી (નાગપુર), રા વૈ પડીત હરિદત્ત શાસ્ત્રી (મુબઇ), રા વૈ વેણીમાધવ શાસ્ત્રી (મુબઇ)

—રા રા વૈદરાજ વામનરાવ દ્વિ વ્યાસ એક જાહેર વિજ્ઞપ્તિ દ્વારા વૈદ્યોને જણાવે છે કે "મુબઇ સરકારે એક આયુર્વેદીય અભ્યાસ ક્રમ સલાહકાર સમિતિ નીમી છે આ સમિતિ તરફથી અમુક પ્રકારની પ્રશ્નોત્તરી વૈદ્યોને પ્રશ્ન પુછવા માટે પ્રગટ થશે જો આવી પ્રશ્નોત્તરી આવે તો તેના સવાલ જવાબો આયુર્વેદીય સિદ્ધાત અનુસાર હોવા જોઇએ આયુર્વેદમા જ પૂર્ણ શ્રદ્ધા રાખનાર આયુર્વેદ વિદ્વાનો, આયુર્વેદીય વિદ્યાલયો, આયુર્વેદીય અધ્યાપકો, ગુરૂઓ અને વૈદ્ય બધુઓએ આ પ્રસગે ઉદાસીનતા છોડી સાવચેત રહી પ્રશ્નોત્તરીના ઉત્તરો આયુર્વેદ શાસ્ત્રાનુકૂળ રીતે આ સમિતિ ઉપર મોકલી આપવા વિનતિ છે"

---

# પારદ શેધન સંસ્કાર-વિમર્શ

વૈદ્યશાસ્ત્રી મણિશકર કાન્તિદાસ યાજ્ઞિક, હાલ કર આયુર્વેદાલ ઢાર—ટકારા

રસશાસ્ત્રમા પારદના અઢાર સસ્કાર માટે બે પ્રકારના મન્તવ્યો છે—

રસરત્ન સમુચ્ચયમાં અઢાર સસ્કારની સૂચી (૧) સ્વેદન, (૨) મર્દન, (૩) મૂર્છન, (૪) ઉત્થાપન, (૫) ત્રિવિધ પાતન, (૬) રોધન (૭) નિયામન, (૮) સદીપન, (૯) ગગન ભક્ષણમાન, (૧૦) સચારણા, (૧૧) ગર્ભદ્રુતિ, (૧૨) બાહ્યદ્રુતિ, (૧૩) જારણા, (૧૪) ગ્રાસ, (૧૫) સારણ, (૧૬) સક્રામણ, (૧૭) વેધ, (૧૮) યોગ

ઉપર જણાવેલા અઢાર સસ્કારના નામો રસેન્દ્ર ચિંતામણિમા જે છે તેની સૂચી -(૧) સ્વેદન, (૨) મર્દન, (૩) મૂર્છન, (૪) ઉત્થાપન, (૫) પાતન, (૬) રોધન (૭) નિયામન, (૮) દીપન, (૯) અનુવાસન, (૧૦) ગગનગ્રાસ, (૧૧) ગ્રાસ પ્રમાણ, (૧૨) મા ણ, (૧૩) ગર્ભદ્રુતિ, (૧૪) બાહ્ય દ્રુતિ, (૧૫) જારણ, (૧૬) રજન, (૧૭) સારણ, (૧૮) ક્રામણ છે

બ ને ગ્રંથોમા સસ્કારની સખ્યા અઢાર ની છે પરતુ કેટલાક નામોમા ભિન્નતા છે, અત્ર રોધન સસ્કાર જેને બોધન સસ્કાર પણ કહે છે તે વિષે વિચાર કરીએ છીએ રોધન સસ્કારને નિરોધન નામથી પણ સબોધાય છે હવે બ ને ભિન્ન નામથી સબોધન પામતા છતા જેનુ ધ્યેય એક જ છે એટલે બન્ને નામદ્વારા રસ શાસ્ત્ર સૂચના કેવી રીતે કરે છે તે જોઇએ

रोधनलक्षणम्—

जलसैंधव युक्तस्य रसस्य दिवसत्रयम् ।
स्थितिरास्थापनी कुंभे यासौ रोधनमुच्यते ॥
(२ २ स अ ८)

માટીના ઘડામા પાણી અને સિધાલુણ નમક ભરીને પારદને મજબુત કપડામા બાધીને તે ઘડામા ત્રણ દિવસ રાખવો આ ક્રિયા સ્વેદન-મૂર્છાનાદિક સસ્કારોથી, ષઢત્વ ભાવ પારદમા આવ્યો હશે તેનો નાશ કરીને પારદમા ઉત્કૃષ્ટ ગુણો, આસ્થાપન કરશે

नि-रोधन संस्कार—

सूण्यम्बुजे निरोधेन ततोमुख करो रस ।
स्वेदनादिवशात् सूतो वीय प्राप्नोत्यनुत्तमम् ॥
(२ २ स अ. ८)

સ્વેદન તથા આદિ પદથી મદન, મૂર્છન અને ત્રિવિધ પાતન સસ્કારોથી પારદ દોષ રહિત થાય છે, પરતુ તે સસ્કારોથી મદવીયતા (ષઢત્વ) પ્રાપ્ત થાય છે, તે કારણથી પારદનો રોધન સસ્કાર કરવો જોઇએ હવે રોધન સસ્કાર જેનુ નામ રસેન્દ્ર ચિતામણી ગ્રથમા બોધન સસ્કાર નામ છે, તે बोधन संस्कार વિષે રસેન્દ્ર ચિ ની માન્યતા જોઇએ

यच्च कदर्थित सूत षढत्वमधिगच्छति ।
तन्मुक्तयेऽस्य क्रियते बोधन कथ्यते हितत् ॥
विश्वामित्र कपाले वा काचकूप्यामथापिवा ।
सृष्ट्यम्बुज-विनिक्षिप्य तत्र तन्मज्जनावधि ।
पूरयेत् त्रिदिन भूम्या राजहस्त प्रमाणत ॥
अनेन सूत राजोऽयं षढत्व भाव विमुचति ॥
(रसे चि )

આગળ કહેલી ક્રિયાઓથી પારદ ષઢત્વ પામે છે, તેને નિવારવા માટે બોધન ક્રિયા કહેવામા આવે છે

નારિયેલની કાચલીમાં અથવા કાચની કૂપીમા પારદને મુકી તેમા પાણી ભરવુ-પારદ ડુબે તેટલુ પાણી ભરવુ પછી તેનું મોઢુ બધ કરી સવા હાથ ઉંડા ખાડામાં ત્રણ દિવસ સુધી દાટી રાખવુ તેથી પારદ ષઢત્વ ત્યજી દેશે

રસેન્દ્રસાર સગ્રહમાં અત્ર આપેલો શ્લોક છે પરતુ સૃષ્ટયમ્બુજ પદના ઠેકાણે "सुतेजल्म" પદ છે "રાજહસ્ત"ના ઠેકાણે ગજહસ્ત પદ છે

बोधन સસ્કાર વિષે અન્ય મત છે તે પણ આપણે જોઇએ

१ भूजपत्रे निधायाथ रसराज निरोधयेत् ।
प्रक्षिप्य सैधव तोये दोलायत्रे पचेद्बुध ॥
एव सस्वेदित सूतो भृशमाप्यायितो भवेत् ।
जातवीर्य प्रकर्षोहि षढतामिह मुचति ॥

२ जल सैंधव सूत पूरिता क्षितिगर्भे खलु काच कूपिकाम् । विनिधायदिनत्रय ततो गत षाढ्य सबलो रसेऽभवेत् ॥

३ सैंधवेनाम्लपिष्टेन रसेन्द्रकूपिका गत ।
गर्ते निधाय चोष्णन्तु देयो लघुपुटो बुधै ॥

पच सपुटित शीघ्र सूक्ष्माप्यायते रस ।
जात वीर्य प्रकपश्च षढभाव विमुचति ॥
સદાનંદ શાસ્ત્રી–૨ મી સદી (૨ તર)

અન્ય મતા—

मदन मूर्छन पातै कर्दयितो भवति मदवीर्यत्वात
सृष्ट्यम्बुजे निरोधात् ल घाप्यायो न षढस्यात्
(રસહૃદય)

અન્ય મત —

कदर्थने नेव नपुसकस्य प्रादुर्भवेदस्य रसस्य
पश्चात् । चलप्रकर्षाय च दोलिकाया स्वेद्यो
जले सैन्धव चूर्णे गर्मे । (રસસારોદ્ધાર પદ્ધતિ)

મર્દન–મૂર્ચ્છન, પાતનાદિ સસ્કારોથી પારદ મદવીર્ય અર્થાત્ નપુસકત્વપણું પામે છે અને તેની કાર્ય કારિણી શક્તિ જતી રહે છે એટલે તેને દૂર કરવા માટે એ પાંચ સસ્કારો પછી તે પારદને સૈંધવ લવણના ચૂર્ણમા મધ્યે રાખીને ત્રણ દિવસ અથવા તેથી વધારે સાત દિવસ દોલાયત્રદ્વારા સ્વેદન કરવામા આવે તો પારદનુ ષઢત્વ જાય છે અને તે પારદ વીર્યવાન બને છે

વિમર્શ –રસશાસ્ત્રોના આચાર્યોએ પોતાના સમયમા દેશ, કાલ, પાત્રને દૃષ્ટિ સામે રાખી ને પારદના સસ્કારો કર્યા છે અત્રે આપણે ભિન્નભિન્ન આચાર્યોના મન્તવ્યો રજૂ કર્યા છે, થોડા શબ્દ અને ક્રિયાભેદે પારદનુ ષઢત્વ દૂર કરી પુન વીર્યવાન બનાવવાની દૃષ્ટિ એકજ છે પરતુ રોધન–અથવા બોધક નામના છઠ્ઠા સસ્કારમા સૃષ્ટ્યમ્બુજ શબ્દ પ્રયોગ પ્રાય સૌ આચાર્યોએ કર્યો છે ફક્ત રસેન્દ્રસાર સગ્રહમા 'સુતેજલ" પદ છે બાકી તમામ આચાર્યોએ સૃષ્ટ્યમ્બુજ પદનો પ્રયોગ કર્યો છે હવે "સૃષ્ટ્યમ્બુ" શબ્દ રસશાસ્ત્રો ના સાકેતિક ભાષાનો શબ્દ છે એટલે રસ શાસ્ત્રની પરિભાષા તરફ દૃષ્ટિ કરીએ

गोऽजा वि नरनारीणा मूत्र शुक्र च शोणितम्।
सृष्टिरेषा समाख्याता षढ दोष विनाशिनी ॥
(પ્રથપાદ–શક્તિઅવતાર તત્ર)

ગાય, બકરા, મેષ (ઘેટા) નર અને નારીનું મૂત્ર, શુક્ર (વીર્ય) રજ (ઋતુ) તેને સૃષ્ટ્યમ્બુજ કહે છે આ મત શક્તિ અવતાર તન્ત્ર થથનો છે, અને રસાવતાર ગ્રથમા કહેછે કે

"સ્ત્રીપુસા શુક્રયુગલમપ્રસૃતા રજસ્તયા।
एतत् सृष्टित्रय प्रोक्त गुणमेतत् वरानने॥
આ શ્લોક પ્રમાણે સ્ત્રી–પુરૂષનુ શુક્ર (વીર્ય) તથા અપ્રસુતાના રજને સૃષ્ટિ કહે છે (રસાવતાર)

આજના રસવિદો સૃષ્ટ્યમ્બુ એટલે "લવણ" અર્થ માને છે, એક પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે શક્તિ અવતાર અને રસાવતાર બન્ને તત્રમિશ્ર રસશાસ્ત્રના વિચારો વિશેષ ઉપાદેય માની શકાય છે તોપણ બીજો પ્રશ્ન એ ઉભો થાય છે કે ગો પ થી ગાય, અજા પ થી બકરા, અવિ પ થી મેષ ઘેટા લઈએ, પણ અવિ શબ્દ રજસ્વલા બોધક પણ છે અવય શૈલ, મેષાર્કો (અમર) પર્વત, મેઢા અને સૂર્ય એ ત્રણ અવિ મજ્ઞાક છે અવિ રજોવતી સ્ત્રીનુ પત્ર નામ છે (અમરકોશ) પરતુ આ સ્થળે તો અવિ શબ્દનો અર્થ ઘેટાનુ મૂત્ર જ કરી શકાય તેમ છે

કેટલાક રસવૈદો સૃષ્ટ્યમ્બુજની વ્યાખ્યા જૂદી જ કરે છે કે સૃષ્ટિ–વૃદ્ધિચૂર્ણ, અને અને અમ્બુજ–નેત્રવાળાનુ ચૂર્ણ અથવા

पत्र सपुटित शीघ्र मूत्रमाप्यायते रस ।
जात वाय प्रकपश्च पद्मभाव विमुचति ॥
સદાન શાસ્ત્રી-૨ મી સદી (૨ તર )

અન્ય મતા—

मदन मूछन पाते कदर्थितो भवति मदनीर्यत्वाव
सृष्ट्म्बुजे निरोधात् स्थाप्यायो न षढस्यात्
(રસહૃદય)

અન્ય મત —

कदथनेनैव नपुसकत्व प्रादुर्भवेदस्य रसस्य
पश्चात् । वल्प्रकर्षाय च दोलीकाया स्वेदयों
ऊले सेन्धव चूर्णे गर्भे । (રસસારોદ્ધાર પદ્ધતિ)

મર્દન-મૂચ્છન, પાતનાદિ સસ્કારોથી પારદ મદવીર્ય અર્થાત્ નપુસકત્વપણું પામે છે અને તેની કાર્ય કારિણી શક્તિ જતી રહે છે એટલે તેને દૂર કરવા માટે એ પાંચ સસ્કારો પછી તે પારદને સૈંધવ લવણના ચૂર્ણમા મધ્યે રાખીને ત્રણ દિવસ અથવા તેથી વધારે સાત દિવસ દોલાયંત્રદ્વારા સ્વેદન કરવામા આવે તો પારદનુ ષઢત્વ જાય છે અને તે પારદ વીર્યવાન બને છે

વિમર્શ —રસશાસ્ત્રોના આચાર્યોએ પોતાના સમયમા દેશ, કાલ, પાત્રને દૃષ્ટિ સામે રાખીને પારદના સસ્કારો કર્યો છે અને આપણે ભિન્નભિન્ન આચાર્યોના મન્તવ્યો રજૂ કર્યો છે, થોડા શબ્દ અને ક્રિયાભેદે પારદનુ ષઢત્વ દૂર કરી પુન વીર્યવાન બનાવવાની દૃષ્ટિ એકજ છે પરંતુ રોધન-અથવા બોધક નામના છઠ્ઠા સસ્કારમા 'सृष्टम्बुज' શબ્દ પ્રયોગ પ્રાય સૌ આચાર્યોએ કર્યો છે ફક્ત રસેન્દ્રસાર સગ્રહમા 'सुतेजल' પદ છે બાકી તમામ આચાર્યોએ સૃષ્ટમ્બુજ પદનો પ્રયોગ કર્યો છે હવે "सृष्ट्यम्बुज" શબ્દ રસશાસ્ત્રોનો સાંકેતિક ભાષાનો શબ્દ છે એટલે રસ શાસ્ત્રની પરિભાષા તરફ દૃષ્ટિ કરીએ

गोऽजाऽवि नरनारीणा मूत्र शुक्र च शोणितम् ।
सृष्टिरेषा समाख्याता षढ दोष विनाशिनी ॥
(પ્રથપાડ-શક્તિઅવતાર તત્ર)

ગાય, બકરા, મેષ (ઘેટા) નર અને નારીનું મૂત્ર, શુક્ર (વીર્ય) રજ (ઋતુ) તેને સૃષ્ટ્યમ્બુજ કહે છે આ મત શક્તિ અવતાર તત્ર ગ્રથનો છે, અને રસાવતાર ગ્રથમા કહે છે કે

"स्त्रीपुसो शुक्रयुगलमप्रसूता रजस्तथा।
एतत् सृष्टित्रय प्रोक्त गुह्यमेतत् वरानने ॥
આ શ્લોક પ્રમાણે સ્ત્રી-પુરૂષનુ શુક્ર (વીર્ય) તથા અપ્રસુતાના રજને સૃષ્ટિ કહે છે (રસાવતાર )

આજના રસવિદો सृष्टम्बुज એટલે "લવણ" અર્થ માને છે, એક પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે શક્તિ અવતાર અને રસાવતાર બન્ને તત્રમિશ્ર રસશાસ્ત્રના વિચારો વિશેષ ઉપાદેય માની શકાય છે તોપણ મોટો પ્રશ્ન એ ઉભો થાય છે કે गो પદથી ગાય, अजा પદથી બકરા, अवि પદથી મેષ ઘેટા લઇએ, પણ अवि શબ્દ રજસ્વલા બોધક પણ છે અવય શૈલ, मेघार्को (અમર) પર્વત, મેઢા અને સૂર્ય એ ત્રણ अवि સજ્ઞાક છે अवि સ્ત્રીવની સ્ત્રીનુ પણ નામ છે (અમરકોશ) પરતુ આ સ્થળે તો अवि શબ્દનો અર્થ ઘેટાનુ મૂત્ર જ કરી શકાય એમ છે

કેટલાક રસાનદો સૃષ્ટ્યમ્બુજની વ્યાખ્યા જુદી જ કરે છે કે સૃષ્ટિ-વૃદ્ધિસૂત્ર, અને અથવા અને _ અમ્બુજ-નેત્રવાળાદ સૂત્ર

વત્સનાભનું ચૂર્ણ તેવું એમ માને છે વિષ પારદની મંદતાને દૂર કરે છે "માર્યવિષાણિ નિઘ્નન્તિ" એ ઉપર જણાવેલી ઔષધિઓ સાથે પારાને ઘુંટીને એક ઘડામાં પાણી ભરીને તેમાં ઘુટેલો પારદ નાંખવો પછી ઘડાનું મુખ બંધ કરી આપવું અને ત્રણ દિવસ સુધી જમીનમાં ખાડો ખોદી તેમાં ઘડો દાટી આપવો આ પ્રમાણે રોધન સંસ્કાર કરવાથી પારદને મુખ આવશે અર્થાત્ અભ્રક તથા સુવર્ણને પોતાનામાં મેળવી લેવાની શક્તિ પારદમાં આવશે અને પારદ ષંઢતાનો ત્યાગ કરી ઉત્તમ શક્તિ મેળવશે (ર ર સ ની સુરત્નોજ્વલાટીકા)

**વિશેષ વિમર્શ**—પારાના પાંચ સંસ્કાર, સ્વેદન, મર્દન, મૂર્છન, ત્રિવિધ પાતન પાતન સંસ્કારમાં પણ તિર્યક્ પાતન પછી પારદ શુદ્ધ થઇ જાય છે तदाऽसौशुद्धयते सूत कर्मकारी भवेद्सुवम् ॥ તિર્યક્ પાતન કરેલ પારદ સર્વ દોષથી રહિત થઈ શુદ્ધ થઈ જાય છે તથા રસાયન કર્મમાં પ્રયુક્ત કરવાથી નિશ્ચય પૂર્વક દેહસિદ્ધિ કરણ થાય છે અને मर्दनैमूर्च्छनै पात्तैर्मंदशान्तो भवेद्रस (ર. ર સ )'સ્વેદન, મર્દન, મૂર્છન અને પાતનાદિ સંસ્કારોથી મંદ અર્થાત્ દોષ રહિત પારદ થાય છે તો પછી રોધન-બોધન-સંસ્કારમાં જણાવ્યું કે પ્રથમના પાંચ સંસ્કારોથી પારદમાં ષંઢત્વ આવ્યું તો ષંઢત્વ એ તો એક પ્રકારનો દોષજ ગણાય આ પ્રમાણે રસ સંસ્કારની પરસ્પર અસંગત વાત જણાય છે, અત્ર આ ચર્ચાને છોડી આપીએ પણ **ધરણીધર** નામના રસાયનાચાર્ય રોધન સંસ્કાર વિષે જેમ તથ્ય રજુ કરે છે તે જોઇએ

राजिका चित्रक हिंगु लवण व्योष संयुतम् ।
सूतपाद मिदं सर्व स्वर्जिका क्षार संयुतम् ॥
शिग्रुपत्र रसेनेत्थपिष्ट्वा कुल्लिका कृतिम् ।
कुर्याद् भूजदले सम्यग्यथवा कदलीदले ॥
सुधौ सुदृढे धापि घस्र पट्टे चतुर्गुणे ।
तन्मध्ये रसमादाय वध्नीयात् पोटली शुभाम् ॥
क्षाराम्ल-मूत्रवर्गेण स्वेदयेत् दिनस त्रयम् ।
वीर्यवान् जायते सूत षंढभावो विनश्यति ॥
(ધરણીધર સંહિતા)

રાઈ, ચિત્રક, હીંગ નમક, સુંઠ, મરી, પીંપર સાજીખાર આ તમામ દ્રવ્ય પારદથી ચોથા ભાગે લઈને એ તમામને સહજનના પાદનાં રસમાં ઘુટીને લુગદી બનાવીને કેળાના પાદમાં અથવા ભોજપત્રમાં રાખીને તેની વચ્ચમાં પારદને રાખવો પછી જાડા મજબૂત કાપડને ચારવડું કરી તેમાં ઉપર કહેલી પોટલીને બાંધવી પછી એક ઘડામાં ક્ષાર, અમ્લ અથવા મૂત્ર વર્ગમાં કહેલા મૂત્ર ભરીને તેમાં પોટલી લટકાવવી આ પ્રમાણે ત્રણ દિવસ સ્વેદન કરે તો પારદ ષંઢત્વ ત્યજીને વીર્યવાન બની જશે

આ સ્થળે બે મુદ્દા તારવી શકાય છે ક્ષાર અને મૂત્રવર્ગ બંનેનો ઉપયોગ થયો છે જમીનમાં ખાડો ખોદીને ઘડો જમીનમાં દાટ્યો અને ક્ષાર અને આગળ જણાવેલા દ્રવ્યોના રસની પોટલી મૂકી સ્વેદન કરવું

ગમે તેમ હોય પરંતુ પારદના પ્રારંભના પાંચ સંસ્કારથી પારદ ષંઢત્વ પામે તો પછી પ્રથમના પાંચ સંસ્કારનું મહાત્મ્ય જણાવ્યું કે પારદ શુદ્ધ થાય છે અને દેહસિદ્ધિના કામમાં ઉપયોગી બને છે તે પરસ્પર અસંગત બાબત વિદ્યાર્થીઓને જરૂર સૂઝશે જ

કહેવાય છે (શા) આમને પચાવે નહિ પણ જે અગ્નિકૃત્ હોય, આમને પચાવે અને કોઈ વાર ન પચાવે તે દ્રવ્યને દીપન કહે છે (અ ૯)

ભૂતગુણાધિક્ય પૃથિવી અનિલ ગુણાધિક્ય

ઉદાહરણ -સુવા, ભાગ, ઘી વિગેરે

१ पिप्पली-પીપર २ पिप्पलीमूल-પીપરી મૂળ, ३ चव्य-ચવક ४ चित्रक ચિત્રક, ५ शृङ्गवेर આદુ, ६ अम्लवेतस-અમ્લવેતસ, ७ मरिच-મરી ८ अजमोदा- અજમોદ ९ भल्लातकास्थि-ભીલામા, १० हिङ्गुनिर्यास-હિંગ

વક્તવ્ય —દીપન દ્રવ્યો આમાશયમા રહ્યા પરિભ્રમણ તેમજ આમાશયમથી નીકળતા પાચક રસોને વધારે છે એનાથી ભૂખ લાગે છે જેમકે સુગંધિ દ્રવ્ય નિક્ત દ્રવ્ય, મદ્ય તેમજ મદ્યઘ્નિતયોગ, ક્ષાર વિગેરે

શતપુષ્પા -સુવા, લઘુ, તીક્ષ્ણ પિત્તકૃત્, દીપનીય અને કટુ છે, છતા આમને કેમ પચાવતી નથી? અને આમનો નાશ કર્યો સિવાય અગ્નિ-અધુક્ષીણ અર્થાત્ અગ્નિ પ્રબોધ શી રીતે થાય? द्रव्याणां प्रभावोऽ विचारणीय (सु)। દ્રવ્યોનો પ્રભાવ અચિંત્ય છે એ એક કારણ છે

આમ એટલે આહારનો અપરિપક્વ રસ आम इति अपरिपक्वरस । जठराग्नि दौर्बल्या दविपक्वस्तु यो रस । स आमसंज्ञको ज्ञेयो देहदोषप्रकोपण ॥ (आ) ॥

જઠરાગ્નિની દુર્બલતાને લીધે થતો આહારનો અપરિપક્વ રસ આમ કહેવાય છે, અને તે દોષોને પ્રકુપિત કહે છે

## ૭ પાચન

પર્યાય—पाचनम्, पाचनीयम्।

વ્યાખ્યા—

पचत्याम न वह्निं च कुर्याद् यद् तद्धि पाचनम्।
नागकेशरवद् विद्याच्चित्रो दीपनपाचन ॥ (शा)

અર્થ — જે દ્રવ્ય આમ અથવા અપક્વ અન્તરસ અને મલને-આમયુક્ત દોષો, ધાતુઓ અને મલોને-પચાવે પરંતુ જઠરાગ્નિને પ્રદિપ્ત ન કરે અર્થાત્ જઠરાગ્નિને પ્રદિપ્ત કરવાનો ગુણ જેમા પ્રધાન ન હોય તેને પાચન અથવા આમપાચન કહે છે ઉદા—નાગકેશર

ભૂતગુણાધિક્ય—વાયુ-અગ્નિ ગુણાધિક્ય

ઉદાહરણ—નાગકેશર, મુસ્તા (અ ૯) વિલઘન ક્રિયા

વક્તવ્ય —કેટલાક દ્રવ્યો એવા હોય છે જે દીપન અને પાચન ઉભય કર્મ કરે છે જેમકે-ચિત્રક દીપન પાચન છે અર્થાત્ આવાં દ્રવ્યો જઠરાગ્નિનુ દીપન પણ કરે છે, અને આમને પચાવે છે પણ ખરા

ઉપયોગ—જ્યારે ભૂખ સારી રીતે લાગતી હોય પણ અન્નનો પરિપાક બરાબર થતો ન હોય ત્યારે પાચન દ્રવ્યનો ઉપયોગ કરવો જોઈએ જ્યારે ભૂખ બરાબર લાગતી ન હોય તેમજ ખાધેલુ અન્ન પણ બરાબર પચતુ ન હોય ત્યારે દીપન પાચન દ્રવ્યનો ઉપયોગ કરવો જોઇએ

[અપૂર્ણ]



# આયુર્વેદ વિજ્ઞાન

વૈદક સિદ્ધાંતોને તુલનાત્મક દૃષ્ટિથી તથા અનુભવની દૃષ્ટિથી ચર્ચનારું માસિક

પુસ્તક ૭ ]　　ભાદ્રપદ ૨૦૧૫　સપ્ટેમ્બર ૧૯૫૮　　[ અંક ૧૨

नमामि धन्वन्तरिमादिदेवं सुरासुरैर्वन्दितपादपद्मम् ।
लोके जरारुग्भयमृत्युनाशं धातारमीशं विविधौषधीनाम् ॥





तदेव युक्तं भैषज्यं यदारोग्याय कल्पते ।
स चैव भिषजां श्रेष्ठो रोगेभ्यो यः प्रमोचयेत् ॥

આદ્ય તંત્રી　સ્વ. રા. રા. દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી

સંપાદક તંત્રી　રા. રા. શ્રી. ગોપાલ મ. પરીખ

સહાયક તંત્રી　નવનીતરાય બ. પંડ્યા, એલ. સી. પી. એસ., ડી. એ. એસ. એફ. (મુંબઈ)

ઝંડુ ફાર્માસ્યુટિકલ વર્ક્સ, લિમિટેડ, તરફથી,
૩ ગોખલે રોડ (દક્ષિણ) મુંબઈ ૨૮.

## અનુક્રમણિકા



---

## વિજ્ઞપ્તિ

આયુર્વેદ વિજ્ઞાનનો આ અંક વાંચીને આપ જાણી શકશો કે આયુર્વેદના વિજ્ઞાનને સ્પર્શતા મૌલિક લેખોનો આમા સમાવેશ કરવામાં આવ્યો છે

આયુર્વેદના જ્ઞાન અને પ્રચાર માટે વૈદ્યોને વૈદકના વિદ્યાર્થીઓને ઉપયોગી નીવડે તેવું આ માસિક છે સામાન્ય સ્વાસ્થ્ય કેમ પાળવું અને રોગોથી કેમ બચવું તે વિષે પણ આ માસિકમાં માર્ગદર્શન કરાવવામાં આવે છે આ માસિક દર અંગ્રેજી મહીનાની પંદરમી તારીખે પ્રગટ થાય છે લવાજમ ફક્ત રૂ ૪- - (પરદેશના રૂ ૬- -૦) ટપાલ ખર્ચ સહિત રાખવામાં આવ્યુ છે લાઇબ્રેરીઓ દ્વારા આ માસિકનો બહોળો પ્રચાર થાય તે હેતુથી લાઇબ્રેરીઓ માટે લવાજમ ફક્ત રૂ ૩- - રાખવામાં આવ્યુ છે અત્યારના આ જમાનામાં આ લવાજમ ઘણું ઓછું છે છતાં આયુર્વેદની સેવા ખાતર અમોએ લવાજમ ઓછું રાખ્યુ છે આશા છે કે આપ સર્વે વધુ બધુઓ આ માસિકના ગ્રાહક જેમ બને તેમ જલદીથી થઈ જશો તેમજ આપના બીજા ઇષ્ટ મિત્રોમાં તેનો પ્રચાર કરી વધુને વધુ ગ્રાહકો કરી મોકલો અથવા વી.પી.થી અંક મોકલવા માટેના પત્ર લખશો એજ વિનંતિ

પત્રવ્યવહારનું સરનામુ

તંત્રી

**આયુર્વેદ વિજ્ઞાન,**

ઝંડુ ફાર્માસ્યુટિકલ વર્ક્સ લિ.

ગોખલે રોડ (દક્ષિણ) મુંબઈ ૨૮

# આયુર્વેદ વિજ્ઞાન



प्रत्यक्षतो हि यद्दृष्टं शास्त्रदृष्टं च यद्भवेत् ।
समासतस्तदुभयं भूयो ज्ञानविवर्धनम् ॥

| | | | |
|---|---|---|---|
| પુસ્તક ૭ | આદ્ય તંત્રી | સ્વ. ગત દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી | ભાદ્રપદ ૨૦૧૫ |
| | કાર્યવાહક તંત્રી | શ્રી ગોપાલ મ. પરીખ | |
| અંક ૧૨ | સહાયક તંત્રી | શ્રી નવનીતલાલ બ. પંડ્યા | સપ્ટેમ્બર ૧૯૫૮ |

ઝંડુ ફાર્મસી તરફથી


## ✻ કેશ ✻


લેખક — નવનીતલાલ બ. પંડ્યા-ગૃહીતાયુર્વેદ શાસ્ત્ર આયુર્વેદ વિશારદ-મુંબઈ


કેશ, લોમ, રોમ, શ્મશ્રુ કે વાળના નામથી જાણીતો થયેલો આ શબ્દ વાળની જુદી જુદી સ્થિતિનો દર્શક છે. વ્યવહારમાં તો તે દરેક વાળજ કહેવાય છે. છતાં જે ઝીણા અને ટુંકા વાળ હોય છે તેને રોમ કહે છે. જે મોટા અને લાંબા વાળ હોય છે તેને કેશ કહેવામાં આવે છે. લોમ શબ્દ મૂળ સંસ્કૃત રોમ શબ્દ ઉપરથી અપભ્રંશ થયેલો છે. શ્મશ્રુ શબ્દ દાઢી અને મુછના વાળ માટે વપરાય છે.

શૃંગારના પ્રસાધનોમાં વાળ એ મુખ્ય છે. પુરુષ કે સ્ત્રી સુંદર વાળથી વધુ સૌંદર્યવાન દેખાય તેવા પ્રયત્નો કરતા હોય છે. અને તેમાં પણ સ્ત્રીઓના સૌભાગ્ય શૃંગારમાં વાળનું અનોખું સ્થાન છે. પદ્મિની સ્ત્રીઓના માથાના વાળ કાળા ભ્રમર જેવા હોય છે. સ્ત્રીઓ તેમના માથાના વાળની વિશેષ કાળજી રાખી તેનું ગુંથન કરે છે. કેશકલાપ એ પણ એક પ્રકારની કળા છે. ભારતમાં આ વિષે કંઈ સ્વતંત્ર સાહિત્ય જોવામાં આવતું નથી. સંસ્કૃત સાહિત્યમાં સ્ત્રીઓના વાળની રચના, પ્રસાધન, ગુંથન વગેરે ઈતસ્તત જોવામાં આવે છે. પાશ્ચાત્યોમાં Trichology The Science of Hair એ નામનું સ્વતંત્ર તંત્ર છે. તેની ઉપર ઘણા પુસ્તકો લખાયેલા છે. જે જે ઔષધો કેશ-વાળને માટે ઉપયોગી હોય, વાળના સંવર્ધનમાં, રંગમાં અને મૃદુતા માટે ઉપયોગી હોય તે ઔષધને કેશ્ય એટલે કે કેશને હિતકારી એમ કહેવામાં આવે છે. કેશ્ય ઔષધોમાં ભાંગરો-ભૃંગરાજને મુખ્ય ગણેલ છે. ભાંગરાનું બીજું નામ કેશરાજ પણ છે. જેમ ચામડીના રંગ જુદા જુદા હોય છે તેમ વાળના પણ જુદી જુદી જાતના રંગો હોય છે. જુદી જુદી પ્રજા અને જુદા જુદા લોકોમાં એ રંગ જુદા જુદા પ્રકારના હોય છે. વાળનો જે કાળો રંગ છે તે તેમાં રહેલા Melanin નામના રંજક દ્રવ્યને લીધે છે. યુરોપીયનોના વાળમાં આ દ્રવ્ય ન્યૂનતમ

હોય છે અને તેથી તેમના વાળ ભુરા કે સફેદ હોય છે જ્યારે હબસીઓના વાળમા આ તત્વ વિશેષ હોય છે એટલે તેમના વાળ કાળા વિશેષ હોય છે આયુર્વેદમા વાળનુ વર્ણન નીચે મુજબ છે

કેશની ઉત્પત્તિ — ગર્ભોત્પત્તિના ક્રમ વૃદ્ધિમા અષ્ટાગ સગ્રહમા કહ્યુ છે કે છઠ્ઠા માસમા ગર્ભસ્થ બાળકના માથા ઉપર વાળ આવે છે શરીર ઉપર કેશ અને રોમ વ્યક્ત થાય છે કેશ એ પિતૃજ અવયવ છે પિતૃજ અવયવ એટલે કે પિતાના વિર્ય મારફત વારસામા મળેલા સૂક્ષ્મ દ્રવ્યમાંથી પેદા થયેલુ તે વાળ આખા શરીર ઉપર હોય છે પણ હાથની હથેળીમા કે પગના તળીઆમા તે જોવામાં આવતા નથી

પ્રાકૃત કેશનું વર્ણન —કેશમા જે સ્નિગ્ધતા અને સુંવાળાપણું છે તે કફના કારણે છે મૃદુતા છે તે પિત્તના કારણે અને સૂક્ષ્મ સ્થિર, એક એક, અલ્પ બદ્ધમળતા અને કૃષ્ણવર્ણ તે વાયુના કારણે છે

પ્રકૃતિ અનુસાર કેશ —વાતપ્રકૃતિવાળા માણસનાં રોમ-કેશ-શ્મશ્રુ અને પક્ષ્મ (પાપણ) ધૂસર અને સ્ફુટીત હોય છે

પિત્તપ્રકૃતિવાળા માણસનાં વાળ અલ્પ, મૃદુ, કપિલ અને પિંગળ હોય છે

કફપ્રકૃતિવાળા માણસના વાળ અતિમૃદુ સ્નિગ્ધ, શ્લક્ષ્ણ ઘન, નીલ, સ્થિર, સુબદ્ધ અને કુટીલ હોય છે

માથા અને દાઢીના વાળ લાબા, પાપણ-ભ્રમર-કાન અને નાકના વાળ ટૂકા અને તુટી જાય તેવા હોય છે અને બાકીના શરીર ઉપરના નાના અને મૃદુ વાળ હોય છે

કેશની સખ્યા —ચરક કહે છે કે શરીરમા કુલ ૨૯૦૦૯૫૬ કેશ છે આધુનિકોએ માથાના વાળની ગણત્રી કરી છે તેમનુ કહેવું છે કે માણસના માથાનું ક્ષેત્રફળ સામાન્યરીતે ૧૨૦ ચોરસ ઈંચ હોય છે અને એક ચોરસ ઈંચમા લગભગ ૧૦૦૦ વાળ હોય છે

કેશનું પોષણ —સુશ્રુત કહે છે કે શરીરની તિર્યક્ગા ધમનીઓ ઉત્તરોત્તર સેકડો અને હજારોમા વિભક્ત થઈ અપરિસખ્યેય થાય છે અને તેના મુખો રોમકૂપો-(Hair follicles)થી સબધીત હોય છે તે દ્વારા તે સ્વેદ પરસેવાનુ પણ વહન કરે છે રસવાહીનીઓની સૂક્ષ્મ શાખાઓ દ્વારા કેશનું પોષણ રસધાતુથી થાય છે નખ અને વાળ હમેશાં વધતાજ રહે છે જ્યારે દૃષ્ટિ અને રોમકૂપની કદાપિ વૃદ્ધિ થતી નથી

કેશને દોષ સાથે સબધ —કેશનો સબધ ત્રણે દોષ સાથે છે ત્રણે દોષ સમાન અવસ્થામા રહે તો તે પ્રાકૃત રહે છે કેશનુ સંહન અને બૃહણ કફથી થાય છે મૃદુતા પિત્તથી થાય છે અને અવિભક્તતા વાયુથી થાય છે કેશના મૂળ ચેતનાધિષ્ઠાન મન અને ઈન્દ્રિયથી યુક્ત છે કેશ રોમ, નખાગ્રતો અન્નમળદ્રવ એટલી વસ્તુઓ વેદનારહીત છે

કેશનું શારીર — કેશના શારીરના બે વિભાગ છે-(૧) મૂળ, (૨) કાડ મૂળ ભાગ સ્થૂળ હોય છે અને તે નાના ખાડામાં હોય છે જેને રોમકૂપ કહેવામાં આવે છે વાળ ખેચવામા આવે તો આ સ્થૂળ ભાગ પણ બહાર આવે છે પ્રત્યેક રોમ તથા કેશ સ્વતત્ર

માંસસૂત્રોથી યુક્ત છે શીત, ભય કે અધિવૃક્ક એડ્રીનલ ગ્રંથિ કના સ્રાવથી આ સૂત્રો સંકુચિત થઈ જાય છે આ અવસ્થાને રોમાંચ કે રોમહર્ષ કહે છે રોમ યા કેશનો શ્યામ વર્ણ તેમાં રહેલા રંજક દ્રવ્યને લીધે છે વાળનો બીજો ભાગ તેને કાંઠ કહે છે વાળના આ ભાગમાં ત્રણ પડ હોય છે જેને Medula અંતસ્તર, મધ્યભાગ Cortex અને બહિસ્તર Cuticle કહે છે વાળનું રંજક દ્રવ્ય વાળની મધ્યમાં Cortexમાં રહે છે વાળના પોલા ભાગમાં આ પડ હોય છે સફેદ વાળમાં આ પડ પારદર્શક હોય છે અને ઝીણા હવાના પરપોટા પણ તેમાં હોય છે વૃદ્ધાવસ્થામાં આ રંજક દ્રવ્ય ઓછું થઈ જાય છે એટલે વાળ સફેદ બને છે વાળમાં ચેતન નથી કારણ કે તેમાં ચેતન નાનતંતુ નથી તેમજ લોહીની કેશવાહીની પણ નથી વાળના મૂળની આસપાસ જ્ઞાનતંતુઓના ગુચ્છાઓ વળેલા હોય છે એટલે વાળને સાધારણ ખેંચવાથી તેની અસર ત્યાં માલમ પડે છે વાળના મૂળમાં જે માંસના સ્નાયુઓના સૂત્રો હોય છે તેને Erector-Pilli કહે છે તેની ઉપર અનૈચ્છિક જ્ઞાનતંતુઓની અસર હોય છે એટલે શરીરની અસર પણ તેને થાય છે વાળના મૂળમાં સુંવાળી ગાંઠ જેવું હોય છે અને ચામડીની અંદર તે ચોંટેલુ રહે છે જેને રોમકૂપ-Hair follicles કહેવામાં આવે છે આ રોમકૂપમાં સ્વેદ ગ્રંથીના મો ખુલે છે સ્વેદ ગ્રંથીમાંથી જે પ્રવાહી નીકળે છે તે વાળને સુંવાળા અને ચળકતા રાખે છે ધૂળ, કચરો, વગેરે એના મૂળમાં પડે અને જો તે સાફ ન થાય તો ત્યાં ઉંદરી-દારૂણક નામનો વ્યાધિ થાય છે

કેશને ધાતુઓ સાથે સંબંધ —ત્વક્સાર પુરૂષના લક્ષણમાં ચરક કહે છે કે ત્વક્સાર પુરૂષના કેશ સ્નિગ્ધ, શ્લક્ષ્ણ, મૃદુ પ્રસન્ન, સૂક્ષ્મ, અલ્પ, ગંભીર અને સુકુમાર હોય છે

મેદસાર પુરૂષના કેશ અને લોમમાં સ્નેહ વિશેષ હોય છે કેશ એ અસ્થિ ધાતુનો મળ છે અસ્થિ ધાતુની વૃદ્ધિથી કેશની વૃદ્ધિ થાય છે અસ્થિધાતુનો અસ્થિ અગ્નિથી પાક થવાથી તેના ત્રણ ભાગ બને છે સાર (અંશ), સ્થૂળ અને મળ મળભાગમાંથી કેશ, લોમ અને નખની ઉત્પત્તિ થાય છે

કેશનું પોષણ રસ ધાતુથી થાય છે અસ્થિ ધાતુનો ક્ષય થવાથી કેશ શ્મશ્રુ અને લોમનો પાત થાય છે અસ્થિ ધાતુની વિકૃતિ થવાથી કેશ, લોમ અને શ્મશ્રુના રોગો થાય છે શારંગધરે કેશને મજ્જા ધાતુની ઉપધાતુ કહી છે

કેટલાક આચાર્યોએ શ્મશ્રુ, દાઢી અને મૂછના વાળને શુક્રધાતુનો મળ કહ્યો છે કારણ કે શુક્રના પ્રાદુર્ભાવ પછી યૌવનાવસ્થામાં દાઢી, મૂછ ઉગે છે પણ તે યથાર્થ નથી

ગર્ભના છઠ્ઠા માસથી ગર્ભના શરીર ઉપર વાળ ઉગે છે પણ જન્મ થયા બાદ જેમ જેમ શરીરની વૃદ્ધિ થાય છે તેમતેમ શરીરના અન્ય સ્થાનોમાં પણ વાળ ઉગે છે યુવાવસ્થામાં દાઢી, મૂછ, બગલ, બગલ્ફ્રેશ અને છાતી ઉપર વાળ ઉગે છે સ્ત્રીઓને દાઢી, મૂછના સ્થાને વાળ હોતા નથી પણ સામાન્ય રૂંવાટી હોય છે પુરૂષને યુવાની પ્રાપ્ત થતાં દાઢી, મૂછની ઉત્પત્તિ થાય છે કંચાઓમાં

ભગપ્રદેશ ઉપર રોમરાજી ઉત્પન્ન થાય છે ગર્ભિણી સ્ત્રીને નાભીની નીચે રોમરાજી થાય છે અને તેના ગુહ્યાગના કેશ અતિલાબા અને કુટીલ હોય છે

સ્વેદવહસ્રોતોનું મૂળ રોમકૂપ અને મેદ છે મેદ ધાતુનો મળ સ્વેદ છે જે ત્વચાદ્વારા બહાર નીકળે છે

અ તસ્રાવી ગ્રથીઓની કેશ ઉપર અસર — વાળ ઉપર મોટે ભાગે અધિવૃક્ક (એડ્રીનલ ગ્લેન્ડ) અને પોષણીકા ગ્રથી (પીટયુટરી ગ્લે ડ) થાઇ રોઈડ અને વૃષણ (ટેસ્ટીસ) નો સ્રાવની વિશેષ અસર જોવામા આવે છે આયુર્વેદમાં ગયદાસ નામના આચાય કહે છે કે જેમના અડ કાઢી નાખવામા આવે તેના દાઢી મુછ ઓછા થાય છે એટલે સિદ્ધ થાય છે કે દાઢી મૂછ એ શુક્રનો મળ છે દાઢી મૂછ એ પુરૂષનું વિશેષ લક્ષણ છે કેટલીક સ્ત્રીઓમા અ તસ્રાવી ગ્રથીઓના વિશેષ સ્રાવના કારણે દાઢી મૂછ ઉગે છે આવી સ્ત્રીઓને શ્મશ્રુમુખી નારી કહે છે

સ્ત્રી અને પુરૂષના માથાના વાળમા પણ ફરક હોય છે બાળકોમા અને સ્ત્રીઓમા કપાળ ઉપર કેશની લીટી એક છેડેથી બીજા છેડા સુધી સીધી જાય છે જ્યારે પુરૂષોમા બને શખ પ્રદેશ (Temptoral Region) પર સીમની રેખા અદર સુધી જાય છે જેના શરીરમા અ પ અ ત શુક્ર હોય છે તેનામાં આ લીટી કઈક સીધી હોય છે વાળ પણ ઓછા હોય છે મધ્યકાય અને શાખાઓ ઉપર અને મધ્ય પ્રદેશમા યુવાવસ્થામા રોમરાજી વિશેષ દેખાય છે આ લક્ષણ પુરૂષોમાં યુવાની પછી જણાય છે

પીટયુટરી ગ્લેન્ડના અગ્રિમ ખ ડના સ્રા વના ઉણપથી અકાળ ઘડપણ આવે છે માથાના વાળ પલીત સફેદ થઈ જાય છે વાળ ઓછા થાય અને શરીરની ચામડી ઉપર કરચલી પડે છે તેના સાવની અતિવૃદ્ધિથી એડ્રીનલ ગ્લે ડની વૃદ્ધિ થાય છે અને તેના સ્રાવની વૃદ્ધિથી શરીરમા અસ્થિધાતુની વૃદ્ધિ થાય છે અસ્થિધાતુની વૃદ્ધિથી તેના મૂળરૂપ કેશની પણ વૃદ્ધિ થાય છે અને આખા શરીર ઉપર વાળ વધે છે આ સ્થિતિને Hirusites કહે છે

કેશનુ રાસાયણિક પૃથક્કરણ — વાળમા Keratin અને Inorganic Salt મુખ્ય હોય છે તેમા કાબન ૫૦ ટકા, હાઇડ્રોજન ૫ ટકા, નાઇટ્રોજન ૧૫ ટકા, ગ ધક ૫ ટકા અને ઓક્સીજન ૨૫ ટકા હોય છે

ઘણા ખુ લા ર ગના વાળમા મેગ્નેશીયાનો ભાગ વધારે હોય છે ભૂરા (Brown) અને ઘેરા ભૂરા (chest nut) વાળોમા ગ ધક હોય છે અને લોહ સહેજ ઓછુ હોય છે સઘળા પ્રકારના કાળા ર ગના વાળમા Ironનો ભાગ સવે થી વધારે હોય છે સફેદ વાળમા ગ ધકનો ભાગ સહેજ ઓછો હોય છે અને લોહનો ભાગ બિલકુલ હોતો નથી કોઈ પણ વાળ માથી ગ ધકનો અ શ નીકળી જાય તે પહેલા જ લોહનો અ શ નીકળી જાય છે અને તેથી જ કાળા વાળ સોનેરી કે ભુરા ર ગના વાળ કરતા જલ્દી કાબર ચીતરા (Grey) થઇ જાય છે

અરિષ્ટ લક્ષણો અને કેશની સ્થિતિ — (૧) કેશ અને રોમ ઉપર તેલનો અભ્ય ગ ન કર્યો હોય છતા તેલ લગા યા જેવુ દેખાય તે દરદી માટે અરિષ્ટ છે (૨) દરદીના કેશ કે

રૂવાડા ખેચી જોવા જો ખેચવાથી તે ઉખડી જાય અને વેદના ન થાય તો દરદી મરણની નજીક છે એમ જાણવુ (૩) પૂતના ગ્રહ પીડીત બાળકને રોમહર્ષ થાય છે (૪) જે દરદીના રૂવાડા ઉભા થયેલા હોય તેવો દરદી ત્યાજ્ય છે (૫) આખની બને ભ્રમરમા અને માથાના વાળમા કપઈ મેથી–ભીમત પડે તો તે દરદીનુ મૃત્યુ નજીક છે એમ જાણવુ (૬) જે માણસ નીરોગી કે રોગી હોય તેને બળપૂર્વક ખેચીને ઉખાડેલા વાળની વેદના ન થાય કે ખબર પણ ન પડે તો તે માણસ છ રાત્રીથી વધુ જીવશે નહીં એમ જાણવુ (૭) જેના તેલ રહીત કેશ છે છતા તેલ નાખ્યા જેવા જણાય તેને ક્ષીણ આયુષ્યવાળો સમજી તજી દેવો (૮) વિષથી પીડીત દરદીના શરીર ઉપર ઠડુ પાણી છાટવા છતા પણ જો તેને રોમાચ કે રોમહર્ષ ન થાય તો તેવા દરદીને છોડી દેવો શીતાભિરદ્ભિશ્ચ ન રોम हर्षं विषाभिभूतम् परिवर्जयेत् तम् ॥ (૯) જે દરદીની ભ્રમર સ્થાનથી ખસી ગઈ હોય, શરીરમા દાહ થતો હોય અને માથે હેડકીનો રોગ પણ હોય તો તે તુરત મૃત્યુ પામે છે

કેશના રોગો —(૧) ઇન્દ્રલુપ્ત Baldness – રોમકૂપોમા રહેલુ ભ્રાજકપિત્ત વાયુ સાથે મળીને રોમને ખાઈ જાય છે ત્યારબાદ રક્ત સાથે મળેલો કફ તે રોમછિદ્રોને બધ કરે છે જેથી ફરીથી તે જગ્યાએ વાળ ઉગતા નથી આ રોગને ઇન્દ્રલુપ્ત, ખાલિત્ય અથવા રૂહ્યા કહે છે વાગ્ભટ્ટ કહે છે કે ઇન્દ્રલુપ્તમા વાળ એકદમ ખરી જાય છે અને ખાલિત્યમા ધીરે ધીરે ખરે છે રૂહ્યાને રૂત્યા પણ કહે છે આચાર્ય કાર્તીક ઇન્દ્રલુપ્ત, ખાલિત્ય અને રૂહ્યા આ ત્રણેમા ભેદ બતાવે છે 'इन्द्रलुप्तं श्मश्रुणि, खालित्यं शिरस्येव, रुह्या च सर्वदेहे'। ઇન્દ્રલુપ્ત દાઢીમા, ખાલિત્ય શિરમા અને રૂહ્યા સમસ્ત શરીરમા થાય છે ઇન્દ્રલુપ્તને Alopecia કહે છે આચાર્ય વિદેહનુ માનવું છે કે સ્ત્રીઓ સુકુમાર હોય છે, વ્યાયામ કરતી નથી અને એમને રજ સ્રાવ થતો હોવાથી સ્ત્રીઓને ઇન્દ્રલુપ્ત થતું નથી સ્ત્રીઓમાં આ રોગ બહુ ઓછા પ્રમાણમાં જોવામા મળે છે

ચિકિત્સા —(૧) સ્નેહન, સ્વેદન કરી શિરની શિરાઓનો વેધ કરવો (૨) મણી, મનશીલ, કાસીસ અને તુત્થનો લેપ કરવો (૩) અથવા તગર અને દેવદારનો લેપ કરવો (૪) શિરમાં શસ્ત્ર વડે ઊડુ પ્રચ્છાન્ન કરી વાર વાર ગુજાફળનો લેપ કરવો (૫) વિવિધ રસાયનોનુ સેવન કરવુ (૬) માલતી, કણ્પીર, ચિત્રક, કરજના કવાથ અને કલ્કથી સિદ્ધ તેલનો અભ્યગ કરવો (૭) કડવા પરવળના પાનનો રસ માથામા ઘસવાથી ૩ દિવસમાં ઇન્દ્રલુપ્ત મટે છે (૮) ગોખરૂ, તલના ફૂલ એની બરાબર ઘી અને મધનો લેપ કરવાથી પણ ઇન્દ્રલુપ્ત મટે છે (૯) હાથીદાતની ભસ્મ, બકરીનું દૂધ અને રસવતીનો લેપ કરવો (૧૦) સ્નૂહિ દુગ્ધાદિ તેલનો પ્રયોગ કરવો (૧૧) રસાજન, કાસીસ અથવા ભૃગરાજનો લેપ કરવો (૧૨) ગમે તે રોગના કારણે વાળ ખરતા હોય પણ તે માટે માથાની ચામડીમા રક્તાભિસરણ સારૂ થાય અને વધે એ ખાસ અગત્યનું છે સ્થાનિક ઉપચાર કરવો લાભ દાયી છે અભ્યગ, અલ્ટ્રાવાયોલેટના કીરણો, કેન્થેરીડીસ, વગેરે ઉપયોગી છે વાળના

મૂળજ નકામા (Atrophy) થઈ ગયા હોય તો કઈ અસર થતી નથી શરીરની તંદુરસ્તી વધે એવા ઉપચારો કરવા નાની માત્રામા થાયરોઇડ આપવાથી પણ ફાયદો થાય છે વીટામીન એ પણ વાપરી જોવું

(૨) દારૂણક — કફ અને વાયુના પ્રકોપથી જ્યારે વાળનું સ્થાન કઠણ કંડુ યુક્ત રૂક્ષ અને ચીરાવાળુ બને ત્યારે તેને દારૂણક-Pityriasis-Capitis કહે છે આ એક જંતુજ ય રોગ માથાના વાળના મૂળમા થાય છે એમ આધુનિકો માને છે

ચિકિત્સા — (૧) સ્નેહન-સ્વેદન કરી શિરની શિરાઓનું વેધન કરવુ (૨) અવપીડન નસ્ય આપવું (૩) શિરો બસ્તિ આપવી (૪) તેલ અથવા ઘીનો અભ્યંગ કરવો (૫) કોદરાના પરાળના ક્ષારજળથી માથુ ધોવું (૬) માલતી, કરેણ, કરંજ ચિત્રકના ક્વાથ અને કલ્કથી સાધેલ તેલ લગાડવું (૭) દૂધમા ખસખસ વાટી તેનો લેપ કરવો (૮) ભંગરાજ તેલ (શાર ગધરનું)નો અભ્યંગ માથામા કરવો

(૩) અરૂંષિકા —કફ અને કૃમીના પ્રકોપથી મનુષ્યના શિરમાં અનેક મુખવાળા અને સ્રાવ યુક્ત ક્લિન્ન વ્રણો થાય છે એને અરુંષિકા કહે છે આ એક પ્રકારની ચિરચિંકા છે જે માથામા થાય છે આમાં ય ગુજરાતી ભાષામા આ રોગને માથામા ચોરો થવો એમ કહે છે

ચિકિત્સા — (૧) સ્નેહન સ્વેદન કરી શિરની શિરાઓનુ વેધન કરવુ (૨) નિંબ ક્વાથનુ સિંચન કરવુ (૩) ઘોડાની લાદના રસમા સિંધવ મેળવી લગાડવું (૪) હરતાળ, હરિદ્રા, નિંબ તથા પટોળના કલ્કનો લેપ કરવો જેઠીમધ, નિલોત્પલ, એરંડ અને ભૃંગરાજના કલ્કનો લેપ કરવો (૬) જુના તલનો ખોળ અને મરઘીની હગારને ગોમૂત્રમા પીસીને લેપ કરવો (૭) કુઠ અને કરંજમરીની અંતર્ધૂમ ભસ્મને નીંબ તેલમા મેળવી લગાડવું

(૪) પલિત — ક્રોધ, શોક અને પરિશ્રમથી ઉત્પન્ન થયેલી ગરમી અને પિત્ત મસ્તકમા પહોચીને વાળને પકાવે છે જેથી પલિત થાય છે પલિત એટલે અકાળે વાળનું સફેદ થવુ તે Premature Grey Hair કેટલીક વાર વધુ પડતો શારીરિક કે માનસિક શ્રમ થવાથી, શારીરિક તંદુરસ્તી બગડવાથી પણ થાય છે પ્રધાન કારણભૂત દોષ પિત્ત હોય છે તથા કફ અને વાયુનો અનુબંધ હોય છે કારણ કે વાળને સફેદ બનાવવાનું કાર્ય પિત્તનુ છે ચરકે ખાલિત્ય અને પાલિત્ય એ બંનેને એકજ રોગની વિશિષ્ટ અવસ્થાઓ બતાવી છે જેમકે પિત્ત વાયુ અને કફની સાથે મળી કેશભૂમિને દગ્ધ કરી ખાલિત્ય રોગને ઉત્પન્ન કરે છે અને જો અલ્પ દાહ થાય તો પાલિત્ય રોગ થાય છે

ચિકિત્સા —સ્નેહન, સ્વેદન અને સંશોધન કરી નીલીતૈલ અને સૈરેયકાદિ તૈલનો અભ્યંગ અને નસ્યમા પ્રયોગ કરવો જોઇએ આ તેલનો વિધિસર ઉપયોગ કરવાથી સફેદ વાળ ભમરા જેવા શ્યામ બને છે અને આછા વાળ સઘન અને ગુચ્છાદાર બને છે વાળ ખરતા અટકે અને નવા ઉત્પન્ન થાય છે આ તેલનુ સેવન કરવાથી વાળની સ્વાભાવિક અવસ્થા પણ લાભમ છે આ તેલના પ્રયોગથી ખાલિત્ય અને પાલિત્ય બંને મટે છે રોગીએ રોગના

મૂળ કારણનું પરિવર્જન કરી પિત્ત શામક આહાર વિહારનું સેવન કરવું જોઇએ માથાની ચામડીનો કોઈપણ રોગ હોય તો તેની તપાસ કરવી કેટલીકવાર થાઇરોઈડની ટીકડી આપવાથી અંતઃસ્ત્રાવી ગ્રંથીના સ્રાવની ઉણપથી વાળ સફેદ થયા હોય તો તે દૂર થાય છે આ ઉપરાંત વીટામીન બી કોમ્પલેક્ષ ગ્રુપના પેરા એમીનીઓ બેન્ઝોઇક એસીડ પણ વાળને કાળા કરવા માટે રોજ ૧૦૦ મી ગ્રા દિવસમા ત્રણવાર લેવાથી ફાયદો થાય છે

પલિત રોગમા અડદની દાળ પથ્ય છે એ દાળમા વીટામીન બી કોમ્પલેક્ષ વિશેષ પ્રમાણમા હોય છે આ ઉપરાંત (૧) લોહચૂર્ણ તો ૧ આંબાની ગોટલી તો ૨૦, હરડે તો ૮, આમળા તો ૮, બહેડા તો ૪નું ચૂર્ણ કરી તેને લોઢાના વાસણમા રાત્રે લેપ કરી સવારે તે લેપ ઉખાડી માથામા તે લેપ કરવાથી સફેદ વાળ કાળા થાય છે (૨) ભૃંગરાજ તેલ (શારંગધર સંહિતા મુજબનું) નો માથામા અભ્યંગ કરવાથી ખાલિત્ય, પાલિત્ય, અરૂષિકા અને દારૂણ એમ માથાના વાળના રોગ દૂર થઈ વાળ સુંદર અને ગુચ્છાદાર બને છે (૩) ત્રીફળા લોહચૂર્ણ, નીલી અને ભાંગરાના ચૂર્ણને ઘેટીના મૂત્રમા વાટી લેપ કરવાથી સફેદવાળ કાળા થાય છે (૪) પિત્તશામક ઉપાયોમાં આમળાનું ચૂર્ણ ખાવું અને આમળાના તેલનું માથામા માલિશ કરવું, કોપરેલ અને દીવેલ પણ એજ રીતે પિત્ત શામક તરીકે કામ કરે છે (૫) લોહચૂર્ણ ભાંગરો, ત્રીફળા અને કાળી માટીને શેરડીના રસમા વાટી એક મહિનો લેપ કરવો એટલે કેશ કાળા થાય છે

(૫) Hirsuties — વાળની એક બીજી પણ અવસ્થા છે કે જેમા શરીર ઉપર એકદમ વાળ વધવા માંડે છે શરીરના જે સ્થાન ઉપર વાળ ન હોય અગર ઓછા હોય ત્યા વાળ મોટા મોટા જણાય છે કેટલીક સ્ત્રીઓને આર્તવ બંધ થવાના સમયે સારી એવી કેશ વૃદ્ધિ થાય છે દાઢી મૂછના સ્થાનમા પણ વાળ ઉગે છે જો કે આ સ્થિતિ જવલ્લેજ બને છે કેટલાકને મુત્રાનીમા અધિવૃક્ક (એડ્રીનલ ગ્લેન્ડ) ના અંતઃસ્ત્રાવના અપ્રમાણપણાને લીધે પણ થાય છે અગર સ્ત્રીના ફલ કોષમા ગ્રંથી પેદા થવાથી થાય છે અને તેને લીધે મો ઉપર, હાથ પગ ઉપર, પેટ અને છાતી ઉપર પણ વાળ જણાય છે

આ રોગમા અંતઃસ્ત્રાવી ગ્રંથીના રસ અનુસાર ચિકિત્સા કરાવવી અથવા તો શસ્ત્ર ક્રિયાથી તે ગ્રંથીને દૂર કરાવવી

વ્રણચિકિત્સામાં રોમ સંજનન કર્મ — જે સ્થાનમા વાળ હોય અને ત્યા જો વ્રણ થયો હોય તો વ્રણ રૂઝાઈ ગયા પછી ત્યા વાળ ઉગતા નથી ત્યારે તે જગ્યાએ વ્રણ સ્થાનમા રોમ ઉત્પન્ન કરવા માટે આ કર્મ કરવામા આવે છે (૧) હાથીદાંતને બાળીને ભસ્મ કરી તેમા રસાંજન મેળવી બકરીના દૂધમા ઘુંટી લેપ કરવાથી વાળ ઉગે છે (૨) ઘોડો, ગાય, ભેંસ વગેરે પશુઓની ત્વચા, રોમ ખરી, શૃંગ અને અસ્થિની ભસ્મને તેલમા મેળવી લેપ કરવાથી વ્રણસ્થાન રૂંવાટીવાળુ બને છે (૩) કાસીસ અને ગરમાળાના પાનને કોઠાના રસમા પીસી લેપ કરવાથી રૂંવાટી આવે છે

રોમ શાતનકર્મ — જેવી રીતે વ્રણ સ્થાનમા વાળ ઉગાડવા માટેના ઔષધો છે

તેવી રીતે વ્રણમા જે વાળ હોય તો તે સારી રીતે રૂઝાઈ શકતો નથી માટે ત્યાના રોમનુ શાતન કરવુ જોઈએ કાતર અગર ચપ્પાથી ત્યાના વાળ દૂર કરવા અથવા બે ભાગ શંખભસ્મ અને એક ભાગ હડતાલ લઈ પાણીમા કે સરકામા પીસી લેપ કરવાથી રોમ ખરી જાય છે ભલ્લાતક અને સ્નુહી ક્ષીર ભેગાં કરી લેપ કરવાથી પણ રોમશાતન થાય છે આધુનિકો બેરીયમ સલ્ફાઇડ નામના પાઉડરનો ઉપયોગ કરે છે

વાળનો ઔષધ તરીકે ઉપયોગ — (૧) પ્રસવ વેદનામા માણસના વાળની ધૂણી યોનીને આપવી, અથવા સુંઘવાથી પ્રસુતી જલ્દી થાય છે (૨) પીનસમાં ઉંટની પુંછડીના વાળ બાળી તેની ધુણી સુઘવાથી પીનસ શરદી અને સળેખમ મટે છે (૩) અપરા પાતન એટલે કે ઓર પાડવા માટે પ્રસવની ત્રીજી અવસ્થામા જ્યારે ઓર ન પડતી હોય ત્યારે આગળી ઉપર વાળ વીંટાળી તે આગળી કઠ્ઠીના ગળામા ફેરવવી 'केश वेष्टितयाङ्गुल्या तस्या कण्ठ प्रधर्षयेत्'। આ પ્રમાણે ગળામા આગળી ફેરવવાથી ગળાના જ્ઞાનતતુઓ Glossopharyngeal nerves દ્વારા સુષુમ્ણા શિર્ષગત કેદ્ર Vomiting center વમનકેદ્ર ઉપર અસર થવાથી વમનની ક્રિયા થાય છે ઉલટી થવાથી પેટના સ્નાયુઓ-ઉદરપટલ-ડાયાફ્રામ વગેરેનો સકોચ થાય છે અને તેથી ગર્ભાશય ઉપર દબાણ થાય છે આ દબાણથી ગર્ભાશયમા સંકોચ થઈ અપરા છુટી પડી બહાર નીકળી જાય છે

(૪) અગ્નિ દગ્ધવ્રણ ઉપર — કેશ બાળીને ખરલ કરી ચોપડવો

(૫) ચર્મકીલ-મસા ઉપર —ઘોડાનો વાળ બાધવાથી તે મસા ખરી જાય છે

(૬) ચામડીના રોગ ઉપર —માણસના વાળને જોઈતા તેલમા તળવાથી વાળ તેલની ગરમી વડે તેલમા ગળી જાય છે અને તેનો પુડલો બધાય છે આ પુડલો રાખમા દાબી કોરો કરવો પછી તેનો મયુરપીચ્છ ભસ્મ કે સાબરશૃંગની ભસ્મની માફક ઉપયોગ કરવો કેશ પકવતા જે તેલ રહે તેને લુખસ, ખસ અને ગુમડા ઉપર લગાડવાથી તે મટે છે તે તેલમા થોડુંક મીણ મેળવી મલમ બનાવી લગાડવાથી સર્વ પ્રકારના ગડગુમડ ઉંદરી (માથાનુ) વગેરે મટે છે આ એક ઔસ મલમમા એક રતી મોરથુથુ મેળવવાથી લુખસ, ખસ તથા માથાના ગુમડા અને ખરજવા જલ્દી મટે છે

કેશરજક દ્રવ્યો –કલપના રૂપે અથવા કોઇ ઔષધીઓનુ બનાવેલુ તેલ વાળમા લગાડવાથી ધોળાવાળ કાળા થાય છે આ રીતે સફેદ વાળ દેખાવાના કારણે જે અકાળ વૃદ્ધત્વ જણાય છે તે વાળની શ્યામતા પ્રાપ્ત થતા દૂર થાય છે જો કે આ રજક દ્રવ્યો વાળ ઉપર બરાબર સ્થિર ચોટતા નથી પરિણામે વારવાર તે લગાડવું પડે છે વનસ્પતિ અને ખનીજ દ્રવ્યોમા હરડે, માજુ, હિરાકસી અને ભૃગરાજ મુખ્ય છે

કેટલાક કલપના પ્રકારો નીચે મુજબ છે –

(૧) કાથો ૧૦ ભાગ હીરાકશી ૧૦ ભાગ, ગુદર ૨ ભાગ, પાણી ૭૮ ભાગ, વીનીગાર ૫ ટકા

(૨) કાથો ૧૦ ડ્રામ, ટેનીન ૧૫ ડ્રામ હીરાકશી ૧૫ ડ્રામ, પાણી ૧ પીન્ટ

(૩) માયા શેર ૧, હિમજ શેર ૧, હરડા શેર ૧, ઉપરની ત્રણે વસ્તુઓ એક લોખંડના વાટકામાં તેલ નાખીને તળવી પછી ખુદ કપડછાણુ કરવુ, અને બનેલુ તેલ એક શીશી માં ભરી લેવુ જે બીજી વાર કામમા આવશે

ત્યાર બાદ ઉપરના ચૂર્ણમા ત્રાબાનો કાટ તોલા ૨, દટકડી ૧ પૈસાભાર, નવસાર ૧ પૈસાભાર, મોરથુથુ ૧ પૈસાભાર, મીઠુ ૧ પૈસાભાર આ બધી વસ્તુઓને લોઢાના વાટકામા નાખી ઘુટવુ અને પછી તેમા આમળાનુ પાણી મેળવી ઘુટતા જવુ આ આમળાના પાણીમા લોઢાનો ભૂકો થોડોક એક દિવસ નાખી રાખવો જ્યારે બધા ઔષધો બરાબર વટાઈ જાય અને તેમાં સહજ ચીકાશ આવે એટલે તે બાલ ઉપર સફેદ બાલ ન દેખાય તેમ ચોપડવુ અને બે થી ત્રણ કલાક સુધી રાખી પછી ધોઈ નાખવું પછી તુરત બે દિવસ સુધી ફુલેલ તેલ વાળ ઉપર લગાડવુ એટલે વાળ કાળા થઈ જશે

(૪) ચક્રદત્ત કહે છે કે ચકરુ દાના બીજનું તેલ બનાવી તેનુ નસ્ય લેવુ તેમજ તે તેલ વાળ ઉપર લગાડવાથી વાળ કાળા થાય છે

---

## ※ કસ્તૂરી ※

લેખક — રા વૈ વૃજલાલ જીવનદાસ સરધા ૨, મુબઈ ન ૨

હિંદુસ્તાનમા તો અસલથી જ કસ્તૂરી મળે છે, અને તેને વાપરવાનો અસલથી જ રીવાજ છે આયુર્વેદના જૂના ગ્રથોમા પણ તે વપરાયેલી છે એમ કહેવાય છે કે, પશ્ચિમ મા પહેલ વહેલા આરબલોકો કસ્તૂરી લઇ ગયા ઇ સ ૧૧૮૯મા અરબસ્તાનના સલાદીને યુનાન (ગ્રીસ)ના રાજાને કસ્તૂરીની ભેટ મોકલી હતી

ઉર્દુ શબ્દ "મુશ્ક" અને અરબી શબ્દ "મીસ્ક" ઉપરથી કસ્તૂરી માટેનો અગ્રેજી શબ્દ "મસ્ક" આવ્યો છે, તે ઉપરથી પણ જણાય છે કે, બીજી ચીજોની માફક આરબો કસ્તૂરીને પશ્ચિમમા લઇ ગયા હતા પણ આપણે ત્યા સસ્કૃતમા પણ કસ્તૂરી માટે "મુશ્કજા" શબ્દ વપરાય છે મુશ્કજાનો અર્થ "મુષ્ક" કહેતા વૃષણમાથી ઉત્પન્ન થયેલી તેવો થાય છે

કારણ કે પહેલા એમ મનાતું, કે, કસ્તૂરી, કસ્તૂરી-મૃગના વૃષણમાથી પ્રાપ્ત થાય છે આથી એમ જણાય છે, કે ઇરાનીઓએ અને આરબોએ પણ પોતાના શબ્દ "મુશ્ક" અને "મીસ્ક" સસ્કૃત ઉપરથી જ લીધા કારણ કે હિંદ અને ચીનમાથી જ કસ્તૂરી ઇરાન અને અરબસ્તાનમા દાખલ થઇ હતી તિબેટ મોટા જથ્થામાં કસ્તૂરીની ચીનમા નિકાસ કરે છે અને બન્ને દેશો વચ્ચેના વેપારમા તે ચીજ ગણાય છે પશ્ચિમના દેશમા નિકાસ થતી કસ્તૂરીમાં એશીયાટિક તિબેટની કસ્તૂરી હોય છે

સુગંધની મુદ્દત તથા ફરક —કસ્તૂરીની સુગંધ લગભગ વીશ વર્ષ સુધી ટકી શકે છે કારણ કે પહેલેથીજ ખરી કસ્તૂરીની સુગંધ અતિ ઉત્તમ હોય છે બીજા કેટલાક પદાર્થની સુગંધ કાયમ રાખવા કસ્તૂરી મોટી મદદગાર ગણાય છે કસ્તૂરી પાસે કપૂર રાખવાથી તેની સુગંધમાં ફરક પડે છે ત્યારે કડવી બદામ તથા બીજા કેટલાક પદાર્થથી તો તેની સુગંધ તદ્દન નાશ પામે છે

કસ્તૂરીનુ વર્ગીકરણ—કસ્તૂરીની જાત માટેના વર્ગીકરણમા ભૂતાન (કામરૂપ) દેશમા ઉત્પન્ન થયેલી કૃષ્ણ વર્ણી તે ઉત્તમ છે નેપાળની તામ્રવર્ણી તે મધ્યમ છે અને કાશ્મિરમા મળતી 'કપિશ વર્ણ' તે અધમ કસ્તૂરી ગણાય છે

કસ્તુરીમા મુખ્યત્વે કરીને ચાર જાતની કસ્તુરી ગણાય છે તેમા પહેલીજાત (૧) **ટોનકિવન** નામની ચીનથી આવે છે (૨) જાત યૂનાન બરમાના કૃચ સસ્થાનો તરફથી આવે છે (૩) ત્રીજી આસામ અથવા બગાળથી આવે છે તે કસ્તુરી અને (૪) ચોથી **કાબરટીન** નામની તારતરી અથવા સાઈબિરિઆથી આવે છે તે કસ્તુરી આ ચારમા પહેલી સર્વોત્તમ અને છેલ્લી હલકી જાતની કસ્તુરી ગણાય છે ઉપર પ્રમાણે ચાર જાતની કસ્તુરી બહારથી આવે છે

બનાવટી કસ્તૂરી બનાવવાનુ કારખાનું — અસલથી જ કુદરતી કસ્તૂરીની ઉત્પત્તિ ઓછી હોવાથી અને વપરાશ વધારે હોવાથી કેટલાક હસ્તકૃત કસ્તૂરી બનાવે છે આવી હસ્તકૃત કસ્તૂરી બનાવવા પાછળ "મોરયો બાઉર" નામે ફ્રેંચ વિદ્વાને ૧૮૮૦ થી નેવુ (૧૮૯૦) સુધી મહેનત કરી, છેવટે તેવી બનાવટી કસ્તૂરી બનાવવા માટે ફતેહ મેળવી હતી આ વિદ્વાને બનાવટી કસ્તૂરી બનાવવાનુ એક કારખાનુ જર્મેનીની પાસે 'ઍલ્ડ્યુ' ગામમા સ્થાપન કર્યું હતું

કસ્તૂરી મૃગ તથા કસ્તૂરી —સ્વામી શ્રી પ્રણવાનંદજીએ લખે છે કે, કસ્તૂરી મૃગ મુખ્યત્વે કરીને હિમાલયમા, તિબેટમા, પૂર્વ એશિયાના આસુર પ્રદેશમા અને હિંદીચીન સુધીના પૂર્વ એશિયામા તથા સાઇબિરિયા અને કોરિયાના પ્રદેશમા તથા ચીનની પશ્ચિમે કાંસુ વિસ્તારમાં મળી આવે છે

તે સમુદ્રની સપાટીથી લગભગ આઠ હજારથી બાર હજાર (૮૦૦૦ થી ૧૨૦૦૦) ફીટની ઉંચાઇએ વસે છે જાતિ સબંધે લખે છે, કે તે હરણકુળ સાથે સબંધ ધરાવે છે પણ કદમા તે હરણથી નાનુ છે પાછળના ભાગની ઉંચાઈ વીસથી ચોવીસ ઇંચ અને નાકથી તે પુછ સુધીની લબાઇ ત્રીસથી આડત્રીસ ઇંચ જેટલી હોય છે

શરીરનો રંગ—આ પ્રાણીનો રંગ સદાય પલટાયા કરે છે, જેથી તેનો ચોક્કસ રંગ કહેવો મુશ્કેલ છે એમ છતા કહી શકાય કે આનો રંગ આછો ભૂરો અને ભૂરાની છાયવાળો હોય છે પીઠ ઉપરનો તથા પેટ અને જાંઘની અંદરનો રંગ સફેદ હોય છે કે ઠીક વખત તે રંગ નાશ પામે તો, પીળો, પીળાશ પડતો સફેદ કે ઉપરના ભાગમા નારંગી રંગના ચાઠા વાળો અને નીચેના ભાગમા સફેદ અથવા આછો ભૂરો હોય છે

કસ્તૂરી શુ છે ?—કસ્તૂરી માટે આયુર્વેદના પુસ્તકોમા તથા બીજા સસ્કૃત પુસ્તકોમા કસ્તૂરી, મૃગનાભી, મૃગમદ કે મુશ્ક ન નામો આપેલ છે કસ્તૂરીમૃગની જે ગ્રથિમા કસ્તૂરી રહેલી છે તેને કસ્તૂરીની કોથળી અથવા વિશિષ્ટપણે કસ્તૂરીમજુષા કહે છે, શિકારીઓ તેને કસ્તૂરીનો નાભો કે નાભ કહે છે સસ્કૃતમા નાભી કે નાભ ડુટીના અર્થમા વપરાય છે અને મુશ્કનો અર્થ વૃષણ થાય છે

કસ્તૂરીને યોજનગધી પણ કહે છે કારણ કે તેની સુગધ યોજન (ચાર ચાર ગાઉ) સુધી દૂર દૂર ફેલાય છે 'મદ'નો અર્થ 'વીર્ય' થાય છે એશિયાભરમા સામાન્ય રીતે એવુ માનવામાં આવે છે કે, કસ્તુરી એ કસ્તૂરી મૃગની ડુટી કે ડુટી નજીક રહેલી કોથળીમાનો પદાર્થ છે જ્યારે બીજા કેટલાક માને છે, કે "કસ્તૂરી" તેના વૃષણમાથી પ્રાપ્ત થાય છે અને તે કસ્તૂરીમૃગનુ વીર્ય જ છે

વૈજ્ઞાનિક સશોધકો કે પ્રાણી શાસ્ત્રીઓ આથી વધુ ચોક્કસ માહિતી આપી શકતા નથી

અવલોકન —આજથી લગભગ પોણા બસો વર્ષો પૂર્વે ગ્રી પેલાસે કસ્તૂરીમૃગનુ શસ્ત્ર વિચ્છેદન કરી તેના અવયવો તપાસ્યા હતા ૧૭૭- ની સાલમા તેણે પોતાના અવલોકન "સ્પેશીલેજીયા ઝુઓલોજીગ"મા પ્રસિદ્ધ કરતા તે લખે છે કે, "મણિબધ ગ્રથિના" છિદ્રથી જરા દૂર આ કસ્તૂરી ગ્રથિનું મુખ ખીલે છે અને તે ગ્રથિનું કદ નારગી જેવડુ હોય છે

બીજા અવયવોની સરખામણીમા "કસ્તૂરી ગ્રથિ"નું ચોક્કસ સ્થાન તો તેણે પણ આપ્યું નથી ત્યાર પછી લગભગ સો વર્ષ સુધી તો કોઇ પ્રાણીશાસ્ત્રીએ તેના અવલોકનોનો ઉલ્લેખ કર્યો લાગતો નથી

કસ્તૂરીમૃગ મુખ્યત્વે હિંદુસ્થાનનું પ્રાણી હોવા છતાં અને હજારો સામાન્ય અને વૈદકીય માણસો કસ્તૂરીનો ઉપયોગ કરવા છતા કસ્તૂરીના મૂળની તપાસ કરવાની શોધમા આપણા કોઈ પ્રાણીશાસ્ત્રીએ કે બીજાઓએ રસ દાખવ્યો જણાતો નથી

મળમૂત્રમા કસ્તૂરીની સુગધ —સ્વામી શ્રી પ્રણવાનદજી લખે છે કે હુ કેટલા કેટલાક વર્ષોથી કસ્તૂરી વિષે એ દિશામા શોધખોળ કરી રહ્યો છુ ગૌમુખ, છીપલા કોટ જેવા સ્થળોએ જ્યા કસ્તૂરીમૃગો મોટી સખ્યામા મળે છે ત્યા હું ભટક્યો છુ શિકારીઓ સાથેની વાતચીત પરથી મને ખબર પડી છે, કે કસ્તૂરીમૃગના મૂત્રમા પણ કસ્તૂરીની વાસ હોય છે

હુ આ વાતને ચકાસી જોવા ઇચ્છતો હતો આથી મે ચાર કસ્તૂરીમૃગો જેમાના ત્રણ નર હતા, અને એક માદા હતી તેમના મૂત્રની પરીક્ષા કરી માદામૂત્ર (મૃગલી)ના મૂત્રમા કસ્તૂરીની વાસ આવતી નહતી પછી મે એક નરમૃગના એક જ સ્થળ અને સમયે મળી આવેલ મળ અને મૂત્રને તપાસ્યા તે બનેમા કસ્તૂરીની વાસ આવતી હતી પણ આ વાસ માત્ર મળમા જ હતી, કે મૂત્રમા હતી, કે બનેમા હતી તે હું નક્કી ન કરી શક્યો તેથી બીજા બે નરમૃગના મૂત્રને મે તપાસ્યુ અને મને તેમા કસ્તૂરીની વાસ જણાઈ

મળમૂત્રની પરીક્ષા —તે પ્રાણીઓની મે નીચે પ્રમાણે મૂત્ર પરીક્ષા કરી જ્યારે તે કોઈ વિકટ વળાંક માર્ગે શિકારીની સન્મુખ આવી જતુ, ત્યારે શિકારીને તેની બાજુથી ગોળી પસાર થાય, તેમ ધગડો કરવા કહેતો આવી વિકટ પરિસ્થિતિ અને ગભરાટભરી સ્થિતિમા તે થોડીવાર ગુચાઈને ઉભુ રહી જતું અને મળમૂત્ર કરી દેતું આ પ્રમાણે તેને જીવત જવા દેવા માટે મારે દર વખતે શિકારીને પ્રાણીના કદ મુજબ રૂા પચાસ ચૂકવવા પડતા

નરમૃગના મૂત્રમા કસ્તૂરીની વાસ — ત્યાર પછી મે (સ્વામી પ્રણવાનદજી) નર મૃગ કે જેઓ મૃત્યુ પામ્યા હતા અને જેમના શરીરમાથી કસ્તૂરી કાઢી લેવામા આવી હતી તેમના મોટા આનરડાના છેવટના ભાગની તપાસ કરી તો તેમા કસ્તૂરીની વાસ આવતી નહતી આથી હુ એ અનુમાન ઉપર આવ્યો, કે, ફક્ત નરમૃગના મૂત્રમાં જ કસ્તૂરીની વાસ આવે છે સને ૧૯૪૭ મા પાજરામા પુરાએલ એક કસ્તૂરીમૃગના મળ મૂત્ર તપાસવાનો પ્રસગ મને પ્રાપ્ત થયેલ

[અપૂર્ણ]

---

# આયુર્વેદ વિજ્ઞાનનુ ૭મુ વર્ષ

**(તત્રીસ્થાનેથી)**

આયુર્વેદ વિજ્ઞાનના આ અકથી ૭ વર્ષ પુરા થાય છે આ વર્ષ દરમ્યાન આયુર્વેદના ઉપયોગી સાહિત્યનું પ્રકાશન આયુર્વેદ વિજ્ઞાન દ્વારા પ્રકાશીત થયું છે જે આ અકમા આપેલી અનુક્રમણિકા ઉપરથી જણાશે આયુર્વેદ વિજ્ઞાન ને કુલ પચીસ વિદ્વાન લેખકોએ પોતાના વિશિષ્ટ જ્ઞાનનો લાભ અમોને આપ્યો છે અને તે બદલ અમો તેમના આભારી છીએ ચાલુ વર્ષ દરમ્યાન લગભગ ૪૫ સારા લેખો આયુર્વેદ વિજ્ઞાનમાં પ્રકટ થયા છે ગાઢ નવા પુસ્તકોનું પ્રકાશન અન્ય વિદ્વાનો દ્વારા થયુ હતુ જેની વિદ્વત્તાપૂર્ણ સમાલોચનાઓ પણ યથાક્રમે આયુર્વેદ વિજ્ઞાનમા પ્રકાશિત થઈ હતી વર્ષ દરમ્યાન મહત્વના પ્રસગોએ તત્રી લેખ દ્વારા આયુર્વેદની વિચારસરણી, નીતિ અને સરકારી કાયદાઓ અગે તટસ્થ વિચારો પ્રદર્શિત કરાયા હતાં

વર્ષ દરમ્યાન મહત્વના સમાચારો પૈકી મહારાષ્ટ્રમા મળેલુ ચીપલુણનુ મહારાષ્ટ્ર વૈદ્ય સમ્મેલન, અમદાવાદનું શુદ્ધાયુર્વેદ સમ્મેલન અને મોરબીમા સૌરાષ્ટ્રનુ ચતુર્થ વૈદ્ય સમ્મેલન મળ્યુ હતુ તે હતા અજમેર કાલેડા-કૃષ્ણગોપાળમા પારદ અનુસધાન સમ્મેલન પણ મળ્યું હતુ આ સમ્મેલનોમા વૈદકના વિવિધ વિષયોની તલસ્પર્શી છણાવટ થઈ હતી જ્યારે પારદ અનુસધાન સમ્મેલન (કૃષ્ણગોપાળ-કાલેડા)માં પારદ ઉપર વિશેષ વિવેચના થઈ હતી

ગઈ સાલ મુબઈ સરકારે આયુર્વેદીક ફાર્માકોપીઆ કમીટીની સ્થાપના કરી હતી આ કમીટીએ એક પ્રશ્નાવલી પ્રકટ કરી હતી ત્યારબાદ તે કાર્ય લગભગ સ્થગીત થઈ ગયા જેવું હતું હાલમા વિશેષ જાણવા મળે છે તે પ્રમાણે આ કમિટીએ લગભગ નવ્વાણું જાતના આસવ અરિષ્ટોને ફાર્માકોપીઆમા

દાખલ કરવાનો નક્કી કર્યો છે આ ઉપરાંત આસવ અરિષ્ટો કેવા હોવા જોઈએ કેવી રીતે બનાવવા જોઈએ વગેરે માટે બે ત્રણ જાતની વૈકલ્પિક પદ્ધતિઓ ફાર્મસીઓ ઉપર અનુમોદન યા સૂચનના રૂપે મોકલવામા આવી હતી ત્યારબાદ શું નક્કી થયું છે તે જાણવા મળ્યુ નથી પણ આવી વૈકલ્પિક પદ્ધતિની સૂચનાઓના કારણે આસવ અરિષ્ટોનુ એક સરખુ સ્ટેન્ડર્ડ જળવાવું શક્ય છે પરિણામે તેમજ ફાર્માકોપીઆ મુજબ આસવ અરિષ્ટોમા એક સરખુ સ્ટેન્ડર્ડાઈઝેશન થવુ જોઈએ તે થશે નહીં

આયુર્વેદના અભ્યાસક્રમ અંગે આ વર્ષે વિશેષ ઉહાપોહ થયો હતો હાલમા માન્ય રીતે મુંબઈ રાજ્યમા બે પ્રકારના અભ્યાસક્રમો ચાલુ છે એક શુદ્ધાયુર્વેદ અભ્યાસક્રમ અને બીજો મિશ્ર અભ્યાસક્રમ સરકારે બન્ને અભ્યાસક્રમને માન્યતા આપી છે કયો અભ્યાસક્રમ વધારે સારો કે કયો વધારે ખરાબ તે હજુ નક્કી થઈ શક્યુ નથી શુદ્ધાયુર્વેદ અભ્યાસ સમિતિ કે સ્ટેટ ફેકલ્ટી તરફથી અભ્યાસક્રમમા ફેરફાર કરવા અંગે કોઈ માગણી થઈ હોય એમ જાણમા નથી પણ સરકારની દૃષ્ટિએ મિશ્ર અભ્યાસના સ્નાતકો આધુનિક વિજ્ઞાનનો તેમની ચિકિત્સામા વિશેષ ઉપયોગ કરે છે એ આયુર્વેદને હાનીરૂપ છે એમ લોકોક્તિનુ કારણ રજુ કરી અને (નેપથ્યમા એલોપથી નિષ્ણાતોના માર્ગમા તેઓ કંટકરૂપ છે એમ માની) શુદ્ધ આયુર્વેદને જ આગળ વધારવુ એમ માને છે —જ્યારે વસ્તુત વાત તદ્દન જુદી છે મિશ્ર અભ્યાસક્રમના વિદ્યાર્થીઓ પોતાને અભ્યાસક્રમ મુજબ પૂર્ણજ્ઞાન મળે તે માગે છે અને ઉત્તીર્ણ થયા બાદ અન્ય પથીના સ્નાતકો જે હક્ક અને અધિકાર ભોગવે છે તેની ઈચ્છા કરે છે જે સરકારને ખુચી રહ્યું છે કારણ કે બહારથી આયુર્વેદ પ્રત્યે પ્રેમ બતાવની આપણી સરકાર ઉપર આધુનિક વિજ્ઞાનના ઉપાસકો—ડોક્ટરોની પુરી અસર છે આથી આયુર્વેદના ઉદ્ધારના નામે, ભવિષ્યના વૈદ્યો આધુનિક વિજ્ઞાનથી સપૂર્ણ અનભિજ્ઞ રહે તે માટે શુદ્ધાયુર્વેદના ઓઠા નીચે શુદ્ધાયુર્વેદના ઉપાસકોની પીઠ થાબડી રહી છે મિશ્ર સ્નાતકો આધુનિક વિજ્ઞાન ભણ્યા છે એટલે તેમને બધા ઔષધો વાપરવા દેવા પડશે અને ભૂતકાળના વૃદ્ધ વૈદ્યોને તો સમાન અધિકાર આપ્યા જ છે એટલે તેમની ઉપર પ્રતિબંધ મુકી શકાય એમ નથી પણ ભવિષ્યના વૈદ્યો આયુર્વેદમા જે છે તેજ સાચવીને બેસી રહે, નવી દુનિયાથી તદ્દન અંધારામા રહે અને છેવટે રહ્યુ સહ્યુ આયુર્વેદ અંધકારમય વાતાવરણના કારણે નષ્ટ થાય એ પ્રકારની એક ઈન્દ્રજાળ શુદ્ધાયુર્વેદના ઉપાસકોની પીઠ થાબડીને સરકાર રચી રહી છે એમ અમોને લાગે છે—અને તેથીજ મુંબઈ રાજ્યમા એક જ જાતનો અભ્યાસક્રમ હોવો જોઈએ અને તે આયુર્વેદનો પ્રધાનપણે હોય તેવા અભ્યાસક્રમને જ મુંબઈ સરકાર મંજુરી આપશે અને તે અભ્યાસક્રમ જે કોઈ વિદ્યાલય નહી ચલાવશે તો તેની સરકારી ગ્રાંટ બંધ થશે એવી જાહેરાત પણ આપણા ઉપસ્વાસ્થ્ય મંત્રી ડૉ. કેલાસે કરી દીધી છે એક બાજુથી સરકાર એકજ જાતના અભ્યાસક્રમનો વિચાર કરી રહી છે જ્યારે બીજી બાજુથી શુદ્ધાયુર્વેદના સ્નાતકોત્તર

અભ્યાસક્રમ હાઇ પ્રોફીસીય સી કોમને મા યતા આપી છે અને ફેકલ્ટીની સ્નાતકોત્તર અભ્યાસક્રમ કે ડીપ્લોમા કોસ માથી ડીગ્રી કોસમા જવા સારૂ કનડે સ કોસની માગ ણીનો સરકાર તરફથી કઇ જવાબ જ નથી આ પણ એક વિધિની વિચિત્રતા જ કહેવાય નવી અભ્યાસક્રમ સમિતિ જે નિમાઇ છે તેણે એક નક્ષાનની પણ અમુક વૈદ્યો અને સ્રસ્થાઓ પર મોકલી છે પણ આ પ્રશ્ના વલીમા રજુઆત જે રીતની કરવી જોઈએ તે રીતે તેઓએ કરી નથી પરિણામે આ સમગ્ર પ્રશ્ના વલીના જવાબ ઉપરથી કોઈપણ નિર્ણય બાધી શકાય એમ અમો માનતા નથી આ ઉપ રાત આ અભ્યાસક્રમ સમિતિ પણ નમ્મારના કઇ જાતના આયુર્વેદના ઉદ્ધારની રૂપરેખા ઉપર આધાર રાખી સ્વાભિમાન પૂર્વક કાર્ય કરી રહી છે તે પણ સમજાતું નથી ટુકડે ટુકડો વેરટલો આયુર્વેદના નામે ફેકતી આપણી સરકારને આ સમિતિએ સ્પષ્ટ પણે પ્રથમ જણાવી દેવુ જોઈએ કે આયુર્વેદ અગેની સાચી નીતિ સરકારની શું છે તે પ્રથમ સ્પષ્ટ કરો વૈદ્યોના અધિકાર સ્થાન અને સમાજ મા તેનું વિશિષ્ટત્વ શું છે તે પ્રથમ નક્કી કરો અને પછી વૈદ્યોને દોષ દો કે વૈદ્યો કેમ કામ કરતા નથી ? જો કે એમા આપણે વૈદ્ય ભાઈઓએ પણ અમુક રીતે શરમાવા જેવુ છે કે આપણે બધા આયુર્વેદના એક પણ પ્રશ્ન અગે એકમત થતા તથી આ એક આપણી મોટી નિબળતા છે અને આ નિર્બળતા દૂર કરવીજ રહી

બદલાતા સમય અને સજોગ અનુસાર દ્વિમાસિકની ટાચ ફરીથી પુનરચના થશે તેવે પ્રસગે વળી વિશેષ સુશોભતો ઉભી થવા સભવ છે

બીજુ કે કેન્દ્ર સરકારે આયુર્વેદનુ સુસ્પાદન કરવા માટે ડૉ ઉડુપાના અધ્યક્ષ પણા નીચે એક કમીટીની રચના કરી હતી તેનો રીપોર્ટ પણ પ્રકટ થઈ ગયો છે આ કમીટીએ શુદ્ધ વૈદ્ય અને મિશ્ર અભ્યાસક્રમ બનેની માગણી કરી છે અભ્યાસક્રમની રચના અખિલ હિંદના ધોરણે કરવાની, પોસ્ટ ગ્રેજ્યુએટ સેન્ટર વધુ ખોલવાની, સ્નાતકોના સ્ટેટસ અ યપથીના સ્નાતકોની સમાન કરવાની, કોઈપણ ઔષધ દ્રવ્ય વાપરતા ન અટકવવાની ફામસીઓ ઉપર નિયત્રણ મુકવાની અને આયુર્વેદીક ઔષધો માટે ડ્રગ એકટ જેવો કાયદો બનાવી આયુર્વેદીક ડ્રગ કાઉન્સીલ, સેન્ટ્રલ આયુર્વે દીક કાઉન્સીલ, સેન્ટ્રલ આયુર્વેદીક રીસર્ચ કાઉન્સિલની વગેરે રચના કરવાની માગણી કરી છે કેન્દ્ર સરકાર તરફથી આયુર્વેદને રાજ્ય મા ય કરવાની જાહેરાત કરવાની માગણી કરી છે

આ રીપોર્ટ શુદ્ધ અને મિશ્ર એમ બને ના ઉપાસકોની માગણીને સતોષે છે એટલે બધા વૈદ્યોએ આ રીપોર્ટને એકે અવાજે વધાવી લેવો જોઈએ અને શક્ય તેની પ્રાનતી ચાને દેશની તમામ વૈદકીય સસ્થાઓએ આ રીપોર્ટ ભારત સરકારને સ્વિકારવા દબાણ લાવવુ જોઇએ કે જેથી ભારત સર કારને પણ આયુર્વેદ અગેની સાચી નીતિ જાહેર કરવાની ફરજ પડે

અતમા આ આખા વર્ષ દરમ્યાન જે જે લેખકોએ અમોને લેખ મોકલી સહકાર આપ્યો છે તે બ ધ નેમનો તથા આ માસિકના

પ્રચાર માટે તેના વાચક વર્ગનો અમો આભાર માનીએ છીએ આયુર્વેદ વિજ્ઞાનના નવા વર્ષનું લવાજમ આવતા માસથી સ્વિકારવામા આવશે સૌ કોઈ નવા તથા જુના ગ્રાહકો પોતાનુ લવાજમ તાકીદે મોકલી આપશે એવી આશા છે

આયુર્વેદ વિજ્ઞાનના પરિવર્તનમા નીચે મુજબના અઠવાડીક, પાક્ષિક અને માસિક પત્રો મળતા રહે છે તે બદલ તેના સચાલકોનો અમો આભાર માનીએ છીએ (૧) આયુર્વેદ જગત (મુબઇ), (૨) આરોગ્યમદીર (પનવલ), (૩) આરોગ્યસિધુ (મુબઈ) (૪) આરોગ્ય મિત્ર (મુબઇ), (૫) આયુર્વેદ (મુબઇ), (૬) આયુર્વેદ પત્રિકા (નાસિક), (૭) આયુર્વેદ મહાપ્રમેલન પત્રિકા (દિલ્હી), (૮) આયુર્વેદ રહસ્યાર્ક (ગોંડળ), (૯) સચિત્ર આયુર્વેદ (કલકત્તા), (૧૦) આયુર્વિદ્યા (પુના), (૧૧) ભિષગ્ભારતી (સૂરત) (૧૨) વૈદ્ય કલ્પતરૂ (અમદાવાદ), (૧૩) નિરોગી (અમદાવાદ), (૧૪) ચરક (અમદાવાદ), (૧૫) સુધાનિધિ (પ્રયાગ), (૧૬) રસાયન (દીલ્હી), (૧૭) સુશ્રુત (વડોદરા), (૧૮) રમકડુ (મુબઇ), (૧૯) ગાંડીવ (સુરત), (૨૦) રસ્વાન (અમદાવાદ) (૨૧) અખડઆનદ (અમદાવાદ) (૨૨) સજ્જન (અમદાવા૦), (૨૩) પ્રાર્થના (સૂરત)

આયુર્વેદ વિજ્ઞાનની અગાઉના વર્ષોની જુની ફાઈલોનો જુજ સ્ટોક પડયો છે બારે માસના અકની કિમત રૂા ૪) પોસ્ટેજ જુદુ જીજ્ઞાસુઓએ પત્રવ્યવહાર કરવો

અહુ ફ્રામની તરફથી નીચેના પુસ્તકો વેચાણમા છે (૧) પ્રત્યક્ષશારીર ભાગ ૩જો ગુજરાતી ભાષાતરની કિમત રૂા ૮) પોસ્ટેજ જુદુ વૈદ્યના વિદ્યાર્થીઓને ૧૨½ ટકા કમીશન આપવામા આવશે

(૨) આયુર્વેદ સ્વાસ્થ્ય પત્રિકાઓ—ન ૧ કબજીઆત, ન ૨ પાડુ, ન ૩ લીવરના દર્દ ન ૪ હૃદયરોગ અને મેદવૃદ્ધિ ન ૫ અર્શ, ન ૬ બાળકોના રોગો, અને ન ૭ વૃદ્ધાવસ્થા અને બ્લડપ્રેસર ન ૧-૨-૩ અને ૫ ની દરેકની કિમત બાર નવા પૈસા, ન ૪ના ૨૦ નયા પૈસા, ન ૬ના ૨૫ નયા પૈસા અને ન ૭ના ૫૦ નયા પૈસા કિમત છે માતેય ચોપડીઓના આખા સેટની કિમત રૂા દોઢ છે પોસ્ટેજ જુદુ

(૩) વનસ્પતિઓ, ખનિજ અને પ્રાણિજ ઔષધોના વિવિધ ભાષાના નામવાળી પુસ્તિકા ની કિમત આઠ આના પોસ્ટેજ જુદુ

(૪) આયુર્વેદિક ચિકિત્સાસાર -ગુજરાતી, હિદી અને અગ્રેજી એમ ત્રણ ભાષામા મળે છે દરેકની કિમત રૂ દોઢ પોસ્ટેજ જુદુ આ પુસ્તક ફક્ત વૈદ્ય ડોકટરોને જ આપવામા આવે છે

---

## આયુર્વેદીક અભ્યાસક્રમની પુનર્રચના ?

(તત્રી સ્થાનેથી)

આયુર્વેદના અભ્યાસક્રમની પુનર્રચના માટે તા ૨૨-૬-૫૯ના દિને મુબઇ સરકારે એક અભ્યાસક્રમ સમિતિ નીમી છે આ સમિતિના પ્રમુખ શ્રી વૈ પડીત શિવશર્માજી છે સમિતિમા અ મ ૧૩ સભ્યો છે આ સમિતિ મુબઇ રાજ્યમા બધે એક સરખો અભ્યાસક્રમ બને, પ્રવેશનુ ધોરણ એક સરખુ બને અને આયુર્વેદીયપ્રધાન અભ્યાસક્રમ બને

તે વિચારવા અને તે અંગે સરકારને સલાહ આપવા આ સમિતિની નિમણૂક થઈ છે સમિતિએ પોતાનો રીપોર્ટ ચાર માસમાં સરકાર સમક્ષ રજુ કરવાનો છે હાલમાં મુંબઈ રાજ્યમાં કુલ પાંચ જાતનો અભ્યાસ ક્રમ ચાલે છે–(૧) ફેકલ્ટીનો મિશ્ર અભ્યાસ ક્રમ ડીગ્રીકોર્સ (૨) શુદ્ધ આયુર્વેદીક કમીટીનો શુદ્ધ અભ્યાસક્રમ (૩) ગુજરાત યુનીવરસીટીનો મિશ્ર અભ્યાસક્રમ (૪) પુના યુનીવરસીટીનો મિશ્ર અભ્યાસક્રમ (૫) વિદર્ભની આયુર્વેદીક બોર્ડનો અભ્યાસક્રમ

શુદ્ધાયુર્વેદીક અભ્યાસક્રમ ૩॥ વર્ષનો અને મિશ્ર અભ્યાસક્રમ ૪॥ વર્ષનો છે શુદ્ધનો પ્રવેશક્રમ મેટ્રીક સાથે સંસ્કૃત અને મિશ્ર અભ્યાસક્રમમાં ઇંટર સાયંસ બી ગ્રુપ અને મેટ્રીકમાં સંસ્કૃત શુદ્ધનો અભ્યાસક્રમ ડીપ્લોમા છે જ્યારે મિશ્ર અભ્યાસક્રમમાં ડીગ્રી મળે છે

આ અભ્યાસક્રમ સમિતિ સરકાર જ્યારે બનાવે છે ત્યારે અનેક મુદ્દા ઉપસ્થિત થાય છે અભ્યાસક્રમ કોણ ઘડી શકે? ૧૯૩૮ના વૈદ્યકીય કાયદાનુસાર આ કામ એટલે અભ્યાસક્રમ ઘડવાનું પરીક્ષાઓ લેવાનું તથા ડીગ્રી અથવા ડીપ્લોમા પાસ થયેલા વિદ્યાર્થીઓને આપવાનું એમ ફેકલ્ટીને સોંપાયેલું છે આ ઉપરાંત રાજ્યની પુના અને ગુજરાત યુનીવરસીટીએ પોતાની આયુર્વેદિક ફેકલ્ટી બનાવી અભ્યાસક્રમ બનાવ્યો છે એ લે આ પ્રમાણે સ્વતંત્રગી કમીટી સરકારે નીમી તે કમીટીનો અભિપ્રાય કાયદેસર કહેવાય કે કેમ તે એક પ્રશ્ન છે જેઓને અભ્યાસક્રમ અંગે સંબંધ છે તેવા આયુર્વેદીક કોલેજોના પ્રીન્સીપાલ તથા અધ્યાપકોનો અભિપ્રાય પણ તેમણે માગવો જોઈએ

૧૯૪૧થી આજ સુધીમાં વખતો વખત અભ્યાસક્રમ બદલાતો રહ્યો છે શરૂઆતમાં ડી એ એસ એફ ના અભ્યાસક્રમમાં ત્રણ ચાર વખત પુનર્રચના થઈ ત્યાર બાદ ડીગ્રી કોર્સ આવ્યો વળી પાછો તેમાં પણ કેટલાકને અસંતોષ લાગ્યો તેઓએ શુદ્ધાયુર્વેદનો ડીપ્લોમા કોર્સ અમલમાં સરકાર પાસે મુકાવ્યો આ ઉપરાંત યુનીવરસીટીઓની ફેકલ્ટીઓએ ઘડેલા અભ્યાસક્રમો તો જુદા છે આ અભ્યાસક્રમમાંથી ઉત્તીર્ણ થયેલા સ્નાતકો તો એક પ્રયોજના કાટલા જેવાજ છે કારણ કે છાશવારે બદલાતા જતા અભ્યાસક્રમોને લીધે વિદ્યાર્થીઓના ભવિષ્ય ઉપર તેની ઘણી માઠી અસર થાય છે કેટલીક વાર કોલેજોનું ભાવિ પણ જોખમાય છે વિદ્યાર્થીઓને અભ્યાસમાં ઉત્સાહ રહેતો નથી અધ્યાપકો બરાબર ભણાવી શકતા નથી અને સ્નાતકોનું સ્ટેટસ પણ પણ નક્કી ન થવાને લીધે સમાજમાં પણ તે હડધૂત થતા રહે છે

નવા સ્નાતકોનું સ્ટેટસ નક્કી થયેલું ન હોવાથી તેમ જ અભ્યાસક્રમ મુજબ બરાબર અભ્યાસ ન થવાથી વિદ્યાર્થીઓમાં પણ અસંતોષ રહે છે હાલના મોડર્ન યુગના વિદ્યાર્થીઓ મોડર્ન વિજ્ઞાનનો પુરેપુરો પરિચય માગે છે અને તે પુરૂં ન મળવાથી વખતોવખત કોલેજોમાં હડતાલ પડે છે નડીયાદ જામનગર ભાવનગર ત્રીવેન્દ્રમ, બનારસ, લખનૌ વગેરે સ્થળની આયુર્વેદીક કોલેજોમાં પડેલી હડતાલ એ વિદ્યાર્થીઓના માનસનો પુરેપુરો નમુનો છે તાજેતરમાંજ મુંબઈની પોદાર આયુર્વેદીક

કે લેજ જેવી સરકારી સસ્થામા પડેલી હડતાલ એ બતાવે છે કે વિદ્યાર્થીઓને આયુર્વેદ ભણવું છે પણ સાથે સાથે મોડર્ન યુગનુ પણ જ્ઞાન પુરેપુરૂ મેળવવુ છે કે જેથી સમાજમા એક વૈદકીય સ્નાતક તરીકે અન્ય પથીના સ્નાતકો સાથે સમકક્ષમા તેઓ ઉભા રહી શકે

આ સાથે બીજો પણ પ્રશ્ન વિચારવાનો રહે છે મુબઈ પ્રાતની ગુજરાત અને પુના યુનિવરસીટીએ મિશ્ર અભ્યાસક્રમ શરૂ કર્યો છે પ્રાતની ઘણીખરી કોલેજો આ યુનિવર સીટીઓ સાથે જોડાયેલી છે જ્યારે મુબઈ સરકારે રચેલા અભ્યાસક્રમની કિંમત કેટલી? સરકારનો અભ્યાસક્રમ સરકારી આયુર્વેદીક કોલેજમા ચાલશે અથવા જે બહુ સ્વાશ્રયી કોલેજ નહીં હશે તે ગ્રાંટ લેવાના પ્રલોભ નથી તે અપનાવશે પરિણામે શુદ્ધ અને મિશ્રના સ્નાતકોનુ અસ્તિત્વ તો ચાલુજ રહેશે એટલે જે ઝગડો દૂર કરવા સૌ કોઈ ઇચ્છે છે તે શક્ય નથી હવે છેવટનો પ્રશ્ન એ થાય છે કે હાલનો અભ્યાસક્રમ ખરેખર લાભકારક છે કે નહીં તે નક્કી કરવું જોઇએ નવા સ્નાતકો આયુર્વેદ કઈ ભણતા નથી આયુ ર્વેદના ઔષધો વાપરતા નથી અથવા તે શા કારણથી નથી વાપરતા, તથા હાલના નવા રોગોની ચિકિત્સામા જેઓ ઉપયોગી નથી તેના નિરીક્ષણ માટે અને તેની ટકાવારી કાઢવા સેન્સસ લો, એમનું પરીક્ષણ બરાબર કરો, સ્નાતકોના જ્ઞાનની સરવે કરવી જોઇએ કે તેઓએ મેળવેલા જ્ઞાનથી, લોકોને ફાયદો થયો છે કે નહીં? તેઓ વૈદક શાસ્ત્રના ખરેખરા જ્ઞાતા છે કે નહીં? તેઓ આયુર્વેદ અને એલોપથીનો અભ્યાસ કરી દરદીનાં દરદો દૂર કરવામાં સફળ બન્યા છે કે નહીં તેની વિગતવાર તપાસ કરી પછી નક્કી કરો કે મજકુર અભ્યાસક્રમ સારો છે કે ખોટો?

વૈદ્યોના શુદ્ધ અને મિશ્રના તાર્કિક ઝગ ડાના કારણે ભવિષ્યના વૈદ્યોનાં ભાવી જોખ- માય છે એ ચોક્કસ માનજો આયુર્વેદને માટે બહારથી સારી વાતો કરતી આપણી સરકારને સાચો પ્રેમ નથી, ક્યાય નવી સરકારી આયુ ર્વેદીક હોસ્પીટલ ખુલતી નથી કારણ કે તે માટે સરકાર પાસે પૈસા નથી પચવર્ષિય યોજનામા આયુર્વેદને યોગ્ય સ્થાન નથી જો આમ ને આમ ચાલ્યા જ કરશે તો આયુ ર્વેદ મરી જશે એ નિશ્ચિત છે વૈદ્યોના પાપેજ આયુર્વેદ હડધૂત થઇ રહ્યો છે શુદ્ધ અને મિશ્ર બુદ્ધિભેદથી વિરોધીઓને આયુર્વેદને બદનામ કરવાની પુરી તક મળી છે શુદ્ધ અને મિશ્રના બને સ્નાતકો સમાજમા હડધૂત થાય છે જાહેર સ્વાસ્થ્ય વિભાગમા આયુર્વેદને યોગ્ય સ્થાન નહીં મળે ત્યા સુધી આ શક્ય નથી આજે સરકારમા ઇ ડીયન મેડીકલ કાઉન્સી લનું જેટલુ જોર છે તેટલું વૈદ્યોનું નથી કારણ કે તેઓમા એકમતિ છે જ્યારે આયુર્વેદના પીઠબળ માટે વૈદ્યોનો એક પણ સઘ એવો નથી કે જે સરકાર સમક્ષ એકજ અવાજ રજુ કરી શકે વૈદ્યોને આજે સાચા ચાણક્ય પુરૂષની જરૂર છે

માટે અમારી સરકારને અને નવી અભ્યાસક્રમ સમિતિના સચાલકોને વિનતિ છે કે વખતો વખત અભ્યાસક્રમ બદલવા અ ગેના વિચારો છોડી દો અભ્યાસક્રમ અ ગે

કાર્ય કરી રહ્યા છે ત્યાથી તે હજુ છુટા થયા નથી

(૬) યુ પી. ગવનમેન્ટના ડેપ્યુટી ડાયરેક્ટર રા રા શ્રી દત્તાત્રય કુલકર્ણી તેમના સ્થાનેથી નિવૃત્ત થયા છે

(૭) ગુજરાત યુનીવરસીટીના નવા ડીન ડૉ કેસરખાની — ગુજરાત યુનીવરસીટીના ઉપક્રમે આયુર્વેદ ફેકલ્ટીના ડીન તરીકે જામનગર આયુર્વેદીક કોલેજના પ્રીન્સીપાલ ડૉ ધર્માનંદ કેસરખાની ચુંટાઈ આવ્યા છે પૂર્વે એ વખત આ જ જગ્યાએ રા. રા વલ્લભરામ વૈદ્ય ડીન પદે હતા આ વખતે સુરતના રા વૈદ્ય બાપાલાલ ગ શાહ અને ડૉ કેસરખાની વચ્ચે ચુંટણી થતા ડૉ. કેસર ખાનીને વધુ મતો મળ્યા છે

---

# આયુર્વેદ વિજ્ઞાન પુસ્તક ૭ની

## ઓકટોબર ૧૯૫૮ થી સપ્ટેમ્બર ૧૯૫૯ સુધીની

## — અનુક્રમણિકા —

